"દાદાર !"



# પારસી સંસારની એક વાર્તા.



લખનાર —

ઝીણી એરચશાહ વકીલ,

અમદાવાદ

— o —

આ વાર્તા મીસ ઝીણી એરચશાહ વકીલે, એરચવીલા, એલીસ બ્રીજ, અમદાવાદ મધેથી લખી છે, અને મી૦ દીનશા એદલજી કરકરયાએ મુબઇ, ગ્રાંટરોડ, ટ્રામ તરમીનસ પર આવેલાં "માણેક પ્રીંટીંગ પ્રેસમા" એવણને માટે છાપી છે, અને હ્યાથીજ એવણે પ્રગટ કરી છે

## કર્તા તરફના બે બોલ.



મહેરબાન વાચકો.

ચોપડીના આકારમા બાહેર પડતા આ માહારા પહેલાજ પુસ્તક માટે માહારી તરફના ફકત બેજ બોલ લખવાની હું જરૂર જોઉ છુ. જયારે પેહલે આ વાર્તા મે જાણીતા પેપર "જામે જમશેદ"મા લખી ત્યારે તેની ચોપડી છપાવી બાહેર પાડવાનો મને એકે ખ્યાલ થયો નહોતો એ તો પાછલથીજ કે જયારે માહારી એ વાર્તા વાચક વર્ગમા પ્રસંશા પામી અને તે ચોપડી તરીકે બાહેર પાડવા ચોતરફથી મને ઉત્તેજનના પત્રો મલવા લાગ્યા ત્યારેજ માહરૂં મન થયું, અને પરીણામમા આ પુસ્તક શોખીન વાચનારાઓની સેવામા હાજર કરૂ છું.

આ વાર્તા એક ગરીબ, નાવારેસ, નાદાન, ઉછાછળી છોકરીની અતી કરૂણામય કેહાણી રજુ કરે છે. અને તે ઉપરથી સારો સાર ખેચી હઝારો જણા જો ચાહે તો શીખામણનો બોધ લઇ શકે એવુ માહારૂં માનવુ છે

આ વાર્તાનો ફોરવર્ડ જાણીતા લેખક બેહન જરબાનું મેહરવાનજી કોઠાવાલાએ પોતાની રસીલી

ચટાકેદાર કલમથી લખ્યો છે. પોતાના કિંમતી વખ
તના ભોગે માહારી વાર્તા સારૂ પોતાનુ સાચેસાચું
મત દરશાવી મોકલવા માટે એ ભલા બહેનનો હુ
ઘણો ઘણો ઉપકાર માનુ છુ તેમજ માહરી વાર્તા
જે સઉથી પેહલી 'જામે'મા છપાઈ વચાઇ અને
વખણાઇ હતી તેના માલેક અને ભલા ભાઇ 'પીજામ'
નો પણ આ ટકે ઉપકાર માનવાની રજા લેઉ છુ
જે રીતે ધીરજથી અઠવાડયાઓ સુધી માહારી એ
લાબી વાર્તાને પોતાના પેપરમા જગ્યા આપી તે
સારૂ એ ભલા ભાઇનો અને છેવટમા, માહરી કલમને
વખાણનારા માહરા ભલા વાચક વર્ગનો હુ ઘણો
ઘણો આભાર માનુ છુ

હવે બેજ બોલ વધારે લખી માહારા ભલા વાચ-
નારાઓને હુ સાહેબજી ઇચ્છી બધ કરીશ એકાદ
લાબા લચક દીબાચા લખવાની હુ હીમાયતી નથી
ફકત માહારી તરફના થોડાજ જરૂરી શબ્દો લખ-
વાની હુ જરૂર જોઉ છુ અને તેથીજ ખુલાસામા
આ થોડીક લીટીઓ લખી છે.—માહારી આ વાર્તાની
ચોપડી "માણેક પ્રીન્ટીંગ પ્રેસમા", મી૰ કરકરયાને
ત્યા છપાઇ છે અને મને જણાવતા ખુશી હાસલ
થાય છે, કે એ પ્રેસમા માહારૂ કામ ઘણુજ સતો-
શકારક રીતે થયુ છે. કોઇનેબી ચોપડી છપાવવી

હોય તો આ પ્રેસવાળાઓની હુ ખરા દીલથી ભલા-મણુ કરી શકું છુ કારણમા જણાવવાનુ એ છે કે હમોએ મી૦ દીનશા કરકરયા સાથે ત્રણ માસમા હમારી ચોપડી તૈયાર કરી આપવાનું એગ્રીમેન્ટ કર્યું હતુ, પણ પતેટીનું શુભ ટાકણું નજદીક આવતુ હોવાથી હમારી ભલામણ ઉપરથી ફકત એકજ માસમા એવણે આ ચોપડી તૈયાર કરી છે તેથી હમો ઘણા ખુશી થયા છીએ.

અને હવે, ભલા વાંચનારાઓને—કુલ જરથોસ્તી આલમને નવા વરસની હરેક ભલી દુવાઓ ચાહી, વળી એકવાર માહારી બીજી એકાદ મોટી વાર્તા સાથે હાજર થાઉ તેટલા ખુદા-હાફેઝ

"એરચ વીલા" એલાસ બ્રીજ,
અમદાવાદ
તા. ૮ મી સપટેમ્બર ૧૯૨૩.

લા૦ દુવાગીર બહેન,

ઝીણી એરચશા વકીલ.

# અર્પણ.

માહરા મુરબ્બીજી માયાલુ વહાલા માતાજી
દીનબાઇ એરચશા વકીલ
તથા
માહરા મેહરબાન હેતાલુ વાહાલા પીતાજી
એરચશા નસરવાનજી વકીલ

તમો મુરબ્બીજીઓની માહરા તરફની અથાગ કાલજી,
માયા અને બુલંદ હેતનો બદલો માહરી આખી
જીંદગી પુરી થતા સુધીબી હુ કદી વાળી
શકુ તેમ નથી, છતા, તમો મુરબ્બીઓ
ની એ બધી લાગણીની પીછાનમા
અતી આભારી લાગણીઓ તથા
ખરા દીલના ભકતીભાવ તેમજ હુ
જારો હજાર હેત અને હેશાનો
સાથે આ માહારૂ પહેલુજ
પુસ્તક તમો મુરબ્બીજીઓ
ની સેવામા મુકવાની હુ
નમનતાઇ પુરવક.
રજા ચાહું છુજી

---

લા૦ બેટી,
ઝીણી

# દીબાચો.

બેન ઝીણી એરચશાહ વકીલની ફરમાસ આવી કે મારે એમના પુસ્તક "સાચી—પણ કાચી" માટે foreword લખવો અને તે ખાહેશ મંજુર રાખતા મને ખુશી ઉપજે છે, કારણ બેન ઝીણી હવે વાચક વર્ગને નવા નથી અને ગુજરાતી સાહિત્યમા રસીલા વાચણોનો ઠીક ફાલો અત્યાર સુધીમા આપી ચુકયા છે

અમદાવાદની વકીલ ફેમીલીમા સારા લખાણો કરવાની કાંઈક અંશે અસર છે ખરી, બેન ઝીણીના માસી એક અચ્છા લેખક છે, પણ વીધવા હાલતને લીધે એકાતતા ધરી બેસવાથી તેઓ ઝાઝા બહાર પડતા નથી એ અફસોસની વાત છે, બાકી હું ખાત્રીથી કહું છ કે ઓરીજીનલ લખાણ બાજીનો ટચકો એ બેન જર બાઈ પટેલમા કુદરતી છે. વળી એ વકીલ ખાનદાનના એક સાલેસ પુત્રી બાઈ શીરીનબાઈ લાલકાકા પણ લખાણ બાજીના પરસતાર છે અને તેથી જયારે ઉધરતી ઉમ્મરની જવાન ઝીણી બાનુની પેહલવહેલી કલમ મે બ્હાર પડેલી જાણી ત્યારે એક ઘડાએલા લેખક જેવી કલમ જોઈ હું ઝાઝી અજબ થઇ નહિ. એમા તો શકજ નથી કે આ લેખક બેનમા કુદરતી લખાણ

બાજીની શકતી છે, શીખવેલી એ શીખાતી નથી. વરસો સુધી સારા લેખકોના લખાણો વાચી બરાબર ઘડાઇને પછી બહાર પડવું અને પહેલી કલમ હાથ ધરતાજ અનુભવી અને રસીલી ઈબારત, સુંદર ભાષાની ઝમક બતાવી આપવી એ બેન ઝીણીના બાબમા જોવામા આવે છે. કેટલાકો એકદમ લેખક બનવાના હાફ્રામા જે કુચા જેવુ "લીટરલ ટ્રાન્સલેશન" રજુ કરે છે અને પારસી સસારને સરીઆમ નહિ બધ બેસે તેવો છબરડો કરે છે તેનાથી બેન ઝીણીની કલમ સદંતર નીરાલી છે.

વાર્તાના શોખીનો માટે "સાચી–પણ કાચી" ઘણી રસીલી થઈ પડે એવી છે એમાતો કશો શક નથી, એના plot માટે કદાચ બે મત પડે, પણ લખાણ એટલા મીઠાશથી વર્ણવ્યુ છે, એવા મનરજન અને દીલ બહેલાવનાર હેવાલો આપ્યા છે કે plot ની તે એક ખામી ઝાઝી ખુચતી નથી. વળી તે "ખામી" એક એટલો પાકીજેહ બદબઅદાની નિર્દોષ પખેરા જેવી ભોળી ભટ છોકરીમા બતાવવામા આવી છે કે તેનો કશોજ કસુર કાઢી શકાતો નથી. લેખકે સ્થલ આબાદ લીધુ છે બેગલોર જેવા એક દુરદરાજના યુરોપ્યન વસતીથી વસાએલા મુલકમા પારસીઓથી અલગ અને ઝરથુસ્તી રાહ રીવાજથી અજાણ રહેલો એક નાદાન પારસી છોકરાથીજ આટલુ "કાચાપણુ" બતાવી શકાય.

કેપટન સોરાબ જેવા હેન્ડસમ બ્રુટથી તે મોટો માલેક, પારસી નિર્દોષ બાળાઓને બચાવે ! એ વી ટી ઉપરના નગની છડેચોક બદમાશીથી વાચનારનો પીત્તા ઉછલી આવે છે તેણે એક સકુમાર સુદરીની ભોળા ઇનો લાભ લઇ તેની શાન્તીનો સદા નાશ કીધો અને પોતાની બદ ખસલતથી એક બીજી બાહોશ ખુબસુરત નેકદીલ નાઝનીનનુ દિલ ભાગીને ભુકો કીધુ અને તે છતા ધુત ! એવો પાપી કોરગો આખેરીએ સુખી થવા પામે છે એ અફસોસની વાત છે, પરતુ જમાનોજ એવો છે, બીચારી ઓરત જાતના નસીબમા હાડમારી અને દુઃખ મર્દને હાથે વેઠવાનુ હોએ છે, તે લોકોના પાપી દિલના દગાથી બીચારી જવાન નારો પોતાના જીગરની શાન્તીથી અને જાહેર સોસાયટીથી બાતેલ થાએ છે જયારે એ સખત મીટીનો હૈયા મેલો અવ તાર, કશા પણ ઓકાધોકા વગર સોસાયટીમા ખુશ ખુશાલ ફરતો ફરે છે, આ શુ ઈનસાફ કહેવાય ? (હા, તમે જયારે "ઈવ" દાખલ દુન્યામા પહેલવહેલી એઇ માની આમેજ કીધી ત્યારે એના પરીણામ સદા કાળ ભોગવો ! ! !)

પણ તેમ મર્દના નામને દીપાવનાર ઓરત જાતનો ખરો ખયરખ્વાહ, નાજુક જાતિનો રક્ષક, ખુદાઈ ખુદરતનો એક અનુપમ નમુનો "મર્દ" જોવો હોય તો

તે પ્રીરોઝ ટાવરમા જોઈ શકાશે. તેણે સુદર આલાના બચાવ માટે કેવી બીન સ્વાર્થી સેવા સેવટ સુધી બજાવી છે મર્દની ધોળી અને કાળી બાજુએ બતાવી આપનારી ઉલટ સુલટ ખાસ્યતોનો ચીતાર બેન ઝીણીએ ઘણી રગીલી ભાષામા દર્શાવ્યો છે

એક બાબદ ઉપર તમારૂ ધ્યાન ખેચુ' છુ હા, કબુલ કીધુ કે આજ કાલના અપ–ટુ–ડેટ પારસી જવાન્યાએ અને ફૈશનેબલ લેડીઝને વાતચીત કરતા ચીતારો તો તેઓના મોહુમા ભારોભાર ઇગ્રેજી શબ્દો મુકો, પણ લખનાર દાખલ જ્યારે તમે પોતેબી છુટથી ઇગલીશ "ટાક" કરો યાને લખો, ત્યારે ગુજરાતી ભાષાને ઈનસાફ આપેલો કહેવાય નહિ–પ્રીટી વાયોલેટ કલરની આખો—ગ્રેસફુલ કદ, ગેટનુ રેલીગ–પરપલ કલર્ઝ બ્રાઉન આખો, કઝીન જમશેદ, આલાની પોએટીકલ રીતે જોવાની ઉલટ વગેરે વગેરે ઘણુ' એવુ છે જે તમે સહેલાઇથી આપણે અગીકાર કરેલી ભાષામા પણ તેટલાજ મીઠાશભર્યા શબ્દોમા સમજાવી શકને તમારી ગુજરાતીમા કયા કચાસ છે? ગુજરાતમા જન્મારો કાઢેલો એટલે શુધ્ધ લખી શકોછ વાર્તાનુ મથાળુ જ જુવોને? મુબાઇના કોઈ લેખક બેન હતે તો "સાચ્ચી પણ કાચ્ચી" લખતે!! અને હિન્દુ ભાઇઓને બબડવાનુ કારણ આપતે કે "પારસીઓ હમારી ભાષા બગાડે છે"

ઝીણી બેન, મને કેહવા દેવો કે ઘણાઓનુ માનવુ છે કે તમે એક સારા લેખક છો અને દીન ઉગતે તેમા વધારોજ થશે એક ન્હાનુ પક્ષી મને કાનમા કહી જાય છે કે ચ દરૂઝમા તમે એક એવા સબકતા સાસરામા સધાવવાના છો કે જે ફેમીલીમા એકથી એક ઉતમ લેખકો છે જેઓએ આપણી કોમનો મગરૂરી ભર્યો ઇતિહાસ જાળવવામા અતિ શ્રમ ખેચ્યો છે, અને તેવા લેખક કુટુબમા એક તમારા જેવી ઉઘરતી લખનારી બાનુનુ આગમણ બેશક આવકાર દાયક થઈ પડશે.

હવે ગુજરાતી સાહિત્ય માટે બે બોલ લખ્યા વગર મારેથી રેહવાતુ નથી. લખાણ બાજીમા તમે "પાકા" થતા જાવો છો, પણ સાહિત્યની સોદાગરીમા તો તમે "કાચાજ" કહેવાઓ એ પણ અનુભવ મલવાનો, મગર મને ફકર છે કે લગાર મોઘો પડશે આપણે તો એ બાબદમા ઘડાઇ ટીપાઇ ચુકયા! જો જો મુફત્યાઓ ઘણા મલશે, આપણે મેહનત કરી મગજ કસીને લખ્યે અને સારા વાચણનો ફેલાવો થએલો જોવા માટે ખાસ્સો જેવો ખરચ ઉપાડયે અને બે ત્રણ રૂપ્યાની કિંમત કાઢી આપવા માટે ભલા ભલાઓ અખાડા કરે. મફત વાચવા આપો તો લબ્બે! વળી કેટલાકો તો એમ કેહ—"તમારી ચોપડી જરા વાચવા

મોકલજોની હુમે હુમારા ફ્રેન્ડસમાબી વચાવશુ”—
ખાધું પેટ ભરીને ? જયાસુધી આવી ઓછી અકકલના
આસામીઓ આપણા વચ્ચે વસે છે ત્યાસુધી ગુજરાતી
સાહિત્યનો દી ઉગરનાર નથી મોસીસ કોઠાવાલાની
કમીની કલમ ઉપર વાચક વર્ગની કાઇ અજબ કૃપા
દ્રષ્ટી છે, ખોદાની મેહરથી મારે બબડવાનુ કારણ નથી,
પણ તમારો પેહલો અનુભવ છે એટલે ચેતવેલા સાગ

આટલુ બસ છે
ઘણી ઘણી ફતેહ ઇચ્છુ છુ

૧–૯–૨૩ } જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.
ગોધરા, }

"દાદાર!"

# સાચી–પણ કાચી!

## પારસી સંસારની એક વાર્તા.

### પ્રકરણ ૧ લુ

— ० —

"લગનની ક્રીયા?–પુહ!–એ બધુ ડાઉન રાઈટ હમ્બગ છે!!"

"એ શુ બોલેછ, સોરાબ!! આર યુ મેડ?"

"ઇટ ઇજ ઓલ રબીશ! ધી સીલીએસ્ટ રોટ–આલા! બીલીવ મી!"

અહો!! ચપી જજો હકે! કેપટન સાબ સોરાબશાહ બમનજી, આઇ એમ એસ નો કોદો ખીલી ગયલો હતો! તેવણે પોતાના હાથ માહેલી મલાકાકેન પોતાના ટોપ બુટસ ઉપર બે વાર ફટાફટ લગાવી, અને પછી સામે બેઠેલી એક ડોલ સરીખી છોકરી ગમ પોતાના મીલીટરી ઠસ્સાથી નજર ફેકી. ઇન્ડીયન મેડીકલ સરવીસના પોતીકા ખાકી યુનીફોરમમાં ઉચો હેન્ડસમ કેપટન સોરાબ આ ઘડીએ કોઇનુબી ચીત હરી લે તેવો ફાંકડો દીસતો હતો

"લગન!!-પુહ-લગનનુ નોનસન્સ કોચરાના માલના ભાભડભુંજા જંગલીઓને વારતે છે એ તારા ને મારા જેવા કલચડ પીપલને વારતે નથી !"

તે નાઝનીને પોતાના બે વાયોલેટ ડોળાઓ પોરપરાક ઉંધાડયા—

"તુ કાઇ મેડ થયોછ—શુ ? તુ એમ કેહવા માગેછ, મોલી, કે લગન કરવા સારૂ આશીરવાદ મેરીમનીની જરૂર નથી ?"

"જરાબી નહી ! આશીરવાદ સેરીમની ?" લસ્કરી તબીબ સાહેબની જીણી મુછપર એક તીરસ્કારનુ જીણુ હસતુ ફેલાઇ ગયુ, "એ બધી ટોમફુલરીનો અર્થ હુ તો સમજતો નથી, માય ડીયર ગરલ-શુ બે જભ્ભાવાળા મોબેદો તારા ને મારા દીલપર થોડા ચોખા ફે કે તોજ તુ ને હુ ધણી ધણી-યાણી થઇયે—ને નહી તો નહી થઇયે ? અજબ છે કે તારા જેવી સેનસીબલ છોકરી એવા ઢીગલા ગુડીયાના ઓલ્ડ ફેશન ફારસને એટલુ વજન આપેછ !"

"પણ ત્યારે લગન કેમ થાય ?—એ આજે એમ શુ ઘેલા કાહડેછ જો ?—બે જણા પરણ્યાં તેની ગવાહી શુ ?"

"ગવાહી ? આપણા એકમેકને આપેલા કોલ, આપણે ખુદાના રૂબરૂમા લીધેલા સોગંદ ! વળી બીજી ગવાહી શુ કામ જોઇયે ? તાહારા માથાપર બે અરામખરીમ જેવા અણજાણ્યા મોબેદો કોપરાના કટકા ધડાધડ ફે કે તેમા મોટી 'ગવાહી' શુ આવી ગેઇ ?"

"તુ આજે એમ શુ બોલે છ સોલી !" તે મનમોહક કુમારીકા હવે જીણે અવાજે ખડખડ હસી પડી

પણુ ફટાક કરતો કેપટન સોરાબ ઉડીને ઉભો થયો હતો તેના મીલીટરી મુખડા ઉપરથી હસવાનો છાટે છટો ઉડી ગયલો હતો ! આલાએ તેની ગમ જોયુ ! અરે, કેવો મોલજર જેવો ગીઘો ! કેવો સરોવર જેવો ઉંચો ! કેવો ગોરો ને સોહવામણો !

ખચીત ! ! ઉંચા કદાવર બાધાનો, પહોળી પેશ્વાની અને ચળકતી બ્રાઉન આખ્યો સાથના અતી ખુબસુરત દમામદાર ચેહરાનો તે ખરેખર એક શોભીતો જવાન મરદ બચ્ચો હતો, જયારે અજાયબીથી ફાટી જતી આખ્યોથી તેનુ બોલવુ બધુ સાભળતી ચુપ ઉભેલી એક અતી મોહામણી ગ્રેસફુલ કદની સીધી પાતળી અને ઉંચી, ચદ્ર સમ ચળકતા ચેહરાની અશોઇ પવિત્રાઇનોજ ખ્યાલ આપતા મુખડાની એક કુમારી કન્યા હતી.

રવીવારનો તે એક ચળકાટ ભરયો ખુશનુમા દીવસ હતો અને જો કે ૭ કયારના વાગી ગયા હતા, તોપણુ હજી સુરજ અસ્ત પામ્યો ન હોતો હજી પખીઓ પોતાના માળામા જવાની જરાએ તઇયારી કરતા દેખાતા હતા નહીં, સામે પારના ખેતરમા ધીમા સુરજના કીરણો પડી તેને જાણે સોનેરી ગાલાચામા ફેરવી નાખતા હતા, અને તેજ વખતે તેવે પ્રસગે અને જગ્યાએ, એક મોટા ખેતરના રેલીંગને અઢેલીને ઉભેલા આ બે જવાન જીવ ગોયા એક પીકચરજ રજુ કરતાં હતાં.

"મારૂ માન, આલા હુ કહુ છ તેજ ખરૂ છે દુન્યામા થતા આવતા દરેક ગેરવાજબી, ગેરઇનસાફી, ધીકકારી કાડવા જોગ અને સ્ટુપીડ રીવાજોમા સરવથી ઇડીઓટીક, મીનીંગલેસ અને એનટીકવેટેડ રેવાજ તે લગન કરવાની બાવા આદમના વખતની જુની પુરાણી "સેરીમની' છે!"

એકાદ મીનીટ બેઉ જવાન જીવો પોત પોતાના ખીયારમા મુંગાજ રહયા

"દુન્યા તેના વખતે સુધરશે" તે જવાને આગળ ચલાવ્યુ, "વખત કોઇને માટે થોભતો નથી, તેનુ પહેલુ શુભ પગલુ આવા કુધારાઓ કાઢી નાખી, તેની જગાએ નવાજ સુધારા કરવાનુ થશે આલા વહાલી આલા, તુ જાણેછ તો ખરી કે મને તાહરી કેટલી દરકાર છે, તો આપણા સુખની વચ્ચે લગનની સ્ટુપીડ સેરીમનીની વાત ના માટે લાવવી જોઇયે? આપણે કાય નહીં આપણી પોતની રીતે સુખી થઇ શકયે?"

તેને જે જવાબ મળ્યો તે ફકત દુરથી સભળાતા કેથલીક ચર્ચના ગણગણ કરતા મધુના નાદ અને પવનની ધીમી લેહરીમા હાલતા, અને ગુસવાટ કરતા મોટા ઝાડોના પાદડનો અવાજ હતો

"કઇજ બોલતી નહી, ડારલીંગ?"

"શુ બોલુ—મોહબી? તુ મારી પાસ એક એવુ ખોટુ, દુન્યાથી ઉલટુ કામ કરાવના માગેછ, કે તે બનીજ કેમ શકે! તુ જો કાયદાસર લગન કરવા માગતો હોય તો આજે હુ—"

"કાયદાસર ને ગેરકાયદાસર હુ કંઇ સમજતોજ નથી! માહારો સુખન તે માહારા આશીરવાદના કલામો છે—માહારૂ જીગર તે મારી અગ્યારી છે—મારૂ વચન તે મારૂ મેરીએજ રેજીસ્ટર છે બીજા બધા તકલીદી બાહેરના હમબગોને હુ પીછાણુતોજ નથી! આલા-મારા પ્યારની કીમત તુ એટલીજ કરેછ?"

"ઓ સોલી—તુ એમ ના બોલ—જરા માહારૂ સાભળ—"

"હુ કંઇ સાભળવાનો નહી! તુ જો એવા છાણુ પુતળાના નાચનાળા ધનીંગો માહારી પાસે કરાવવા મામતીજ હોય તો—તો પછી ખલાસ!—હુ સદાની તુને છોડી ચાલી જવા—"

"અરે એમ ના બોલ—મારા સોના—એમ ના બોલ!"

"તુ જાણેછ કે તુને પોતાને પણ માગી કેની રીતના દરકાર છે તે તે હજારોવાર તારા મીઠ્ઠા હોઠોથી મને સમજાવેલુ છે આનુ, તારી આખી જીદગી દરમ્યાન ખરૂ સુખ અને શાંતી તે જાણી નથી, સીવાય કે જે સુખ હુ તુને આપી શકયાછ તેજ, તો પછી કાય નકામા હઠ કરેછ ને હાથે કરી દુખી થાયછ?"

તે જવાનનો કરગરતો અરજ કરતો, અને જુસ્સાથી તેણીને સમજાવતો સાફ નીકળ્યો, મગર પોતાનુ સુદર કસબી વાળોથી ભરેલુ માથુ ઉઠાની, પોતાની નીરમળ વાયોલેટ આખોથી તેની તરફ ટગર ટગર જોવા સીવાય તેણી કશુજ બોલી શકી નહી તે રાતા મગરૂર હોઠો કાઇજ જવાબ કરી શકયા નહી

"અને જ્યારે મે તુને મારૂ સઘળુ હેત અને સરવ્ ત્ર અરપણુ કરી દીધુ છે, તોપણુ તુ શુ એવુ સખત હઇયુ ધરાવી શકેછ કે વગર દયાએ અને વગર અચકાવે મારૂ બોલેલુ હટકારી કાઢી મને હાકી મુકેછ? આલાં, મારા મોતી, તુ નીરદોશ ગામડેની ગોરી જે ચીજો નથી જાણુતી અને સમજતી તે બધુ હુ તુને સમજાઉંછ તે છતા કાય નાહક હઠ કરેછ? જો, સામે જો, પેલી અગીયારી તુને દેખાયછ? છોકરી, હુ કેહુ છ કે તાહ લગનના નામ તળે જે બચ્ચે બાળેકા તમાસા ચાલેછ તે બધા હસવા સરખા રીડીક્યુલસ જુના જમાનાના વેહમી ધખારાઓ છે!"

તેણીએ પોતાની મીઠ્ઠી નીરદોશ ચસ્મો ઉઠાવી તે જવાનની ટંકેલી આગળી ગમ નજર કરી દુરથી તે પાક આતશ કદેહનુ પવીત્ર મથક દેખાતુ હતુ—જેની ઉપર સુરજના ધીમા કીરણો પડી તેની પવીત્રાઇની તે છોકરીને એવડી જોશથી યાદ આપતી હતી

"પણુ તુ મને કહેવા શુ માગેછ!—સોલી—તુ મારી પાસ શુ કરાવવા માગેછ!" તેણીએ દબાયલા ધીમા સાદે અને પુછ્યુ

"હુ તુને મારી સાથ બસ કલકતે આવતી રહેવા કેહુ છ—હા, મારી સાથે કાલે" તે બોલ્યો, "હુ તુને એવી સરસ રળીયામણી જગ્યાઓ ઉપર લઇ જવશ કે જ્યાં આપણી જીંદગી સુખના એક સ્વપ્ના મીસાલજ પસાર થશે હુ તુને ખરા દીલથી વચન આપી બધાઉંછ કે હુ સદા તુને ચાહવશ અને સભાળશ હુ તુને વચન આપુછ આલાં, કે હુ તુને

પૈસાની રેલછેલમા દરેક સુખ સગવડથી એક રાણીનાં ઠાઠથી રાખશ તે છતા તુ ના કેમ કહી શકેછ ? હુ દરેક ચીજ તુને ઓફર કરૂ છ, સીવાય લગનની વાહીયાત, ખર્ચાં સહી, બીન જરૂરતી, વગર અર્થની કેહવાતી કીયા !! ફકત આશીર-વાદ સારવાના સ્ટુપીડ બોલો અગીઆગીમા બેસી દસ્તુરો બોલાવી હુ મારા મેનહુડને, મારાં એડયુકેશનને, અને મારી કૉમનસેન્સને, અપમાન થવા દઇ શકતો નથી, એવા ભણ-તરના કલામો અને દસ્તુર—મોબેદના ચોખા ઉરાડવાના સેમી-લ્યુનાટીક પ્રયોગો વગર શુ આપણે પરણી શકયે નહીં ? આખર કરે પણ લગન તે શુ છે તે તુ જાણેછ, આલુ ?"

તેને કશોજ જવાબ મલ્યો નહીં ને સુદર સોહામણો—પણ હવે ફીકકો મારી ગયલો-ચહેરો તે જવાન લશકરી તબીબની ચકચક થતી ચશમો સામેથી બાજુએ ફેરવાયલો હતો

"હુ તુને કહેવશ ત્યારે," તેણે આગળ ચલાવ્યુ, "લગન તે શુ છે તે હુ તુને સમજાઉં બે જીગરનુ જોડાણુ— તે લગન, બીજુ કાંઇજ નહી શુ કોઇબી શકતી જે રીતે હાલ મારૂ જીગર જોડાઇ ગયુ છે તેથી વધુ જોડી શકશે ? મારૂ સમજ, વહાલી આલા, હુ કહુ તેમજ છે મારા માનવા પ્રમાણે તો શુ પણ દરેક સમજદાર માણસના માનવા પ્રમાણે આપણે તો ખુદાની નજરમા પરણેલાજ કહેવાઇએ, કેમકે આપણા જીગર જુદા જુદા ખોખામા હોવા છતા એકજ છે"

તે વાહીયાત ખોટા બોલો બોલતો અવાજ ધીમો પણ મકકમ હતો તે અરજ કરતો, જુસ્સાથી સમજાવતો અવાજ અને અદા કોઇપણ છોકરીને ભોળવવા બસ હતા, અફસોસ !

ત્યારે આલા ગ્રાટ જેવી તદન બીન અનુભવી નીરદોશ ગામ-ડેની ગોરીનો શુ આશરો ? તેણી તદનજ નાની અને બીલ ક્લ જગતના એક અણસમજુ પક્ષી જેવી હતી

"મને જરા વીચાર કરવાને વખત આપ સોહરાબ—"

"હુ કહુ છ તે ધ્યાનથી સાભળ અને પછી તારે ગમે તેટલો વીચાર કર આલા" કેપટન સોહરાબ બમનશાહે આગળ ચલાવ્યુ "આપણે જેમ આગળ સમજી આવ્યા તેમ લગન એ કાઇજ નહીં પણ બે ચાહતા જીગરનુ એક જોડાણ છે તો કહે મને કે આપણા રીવાજ પ્રમાણે થતી આશીર-વાદની કાકરથા કુમાર જેવી ધર તફડી અને ઘર પુછડા નગ રના મોબેદોને મોહડેથી નીકળતા જદ પેહલવી બોલોનો અરથ શો છે ? તે તો તુ જાણુતીજ હોશે, ખરૂ ની ?"

તે સુદર નીરમળ આખો પાછી આતુરતાથી એક પળ તેની તરફ ફરી પણ બીજીજ પળે તેણીએ સામે દુરથી દેખાતી અગીઆરી તરફ ફરીને એક ઝડપી નજર કરી લીધી

"જો સમજ આલા ! લગનના કલામોમા ફકત એટ લોજ મીનીંગ આવી ગયો છે, કે 'આજથી હુ સોગદ લેઉ છ કે મારે સદા માટે મારા ધણી કે ધણીઆણીને સદા ચાહવુ, તાબેદાર રહી મોહત સુધી વફાદાર રહેવુ ! બસ–સઘળી લાબી સેરીમનીમા આટલોજ મીનીંગ આવી જાય છે, ખરૂ ની આલા ?"

"હા" આખરે આલા ગ્રાટે ધીમે સાદે બીલકુલ સમ-જયા વગર જવાબ કરયો

"ત્યારે હુ પોતે તે કલામો બોલવા તઇયાર છેઉ તે સારૂ લાગી દાઠરીવાળા બે અધ્યારૂઓની કઇજ જરૂર નથી ! તુ એટલુ તો માનેછ કે લગનનો બધો મર્મ મે કહયા તેટલાજ બોલોમા સમઇ જાય છે ?" કેપટન સોહરાબ બમનશાહે આતુરતાથી જારી રાખ્યુ, અને તે છોકરીનો નાનો મખમલ જેવો સુવાળો હાથ પોતાના હાથમા ધરી એવી તો મનોહર રૂપે તેની આખ્યોમા જોયુ કે હવે તેને લાગ્યુ કે જરૂર તે ફાવશે !

"સોહલી ! તુ મારૂ માથુ ફેરવી નાખશે !"

"ગોડ ફરબીડ ! મારી મીઠ્ઠી આલા, દુન્યાની બધી પવીત્ર અગીઆરી અને આતશબેહરામ કરતાં આ જગલ અને આસમાનની નીચે અસ્ત પામતા સુરજ સામે હુ અને તુ ખુદાની હાજરીમા એકમેકને વફાદાર રેહવાના સોગદ લઇએ તો તેથી બીજુ વધારે શુ પવીત્ર હોઇ શકે ? હુ તુને અહીંજ આજેજ પરણુશ, આલા ! આ શાત રળીઆમણી સાજે, ખેતરો અને ફુલો વચ્ચે અને આ નીરદોશ પક્ષીઓની સામે હુ તારી સાથે માહારા આઇડીયાઝ પ્રમાણે લગન કરશ— પેલા ઓલ્ડ ફેશન્ડ ફોગીઓના ધખારાઓ મુજબ નહીંજ ! જો સમજ, હુ તે પાક કલામો બોલી જાઉછ તારો હાથ મારા હાથમા આપ, બસ હવે સમજ —"હુ, સોહરાબ બમનશાહ સોગદપર કહુ છુ કે આજથી મારી ધણીઆણી આલા ગ્રાન્ટને ચાહાવી, સભાળવી, અને મોત સુધી તેણીને વફાદાર રહેવુ ' બોલ હવે આલા આયજ બોલો તુબી બોલી જા એટલે આપણી સેરીમની ખતમ થશે."

"ઓ હવે હુ શુ કરૂ ! મરે મને કઇ સુજબી પડતુ

નથી !" આખરે તે નાની નીરદોષ છોકરી પોકારી ઉઠી, હજી તો તે હમણાજ સોલ વરસની થઇ હતી, તોપણ તેની નાદાન અકકલેમી કેપટન સોહરાબ બમનશાહનુ આ બોલવુ તેણીને ગમ્યુ નહીંજ

"તુ જો એમ નખરાજ કરયા કરવા માગતી હોય તો ના કેહી દે ! ચાલા, હુ કોઇગી રીતનુ નોનસન્સ ચલાવી લઇ શકતો નથી, ના કેહ—ને બસ હુ ચાલી જાઉ !

કેપટન સોરાબના કપાલ ઉપરનો ચીલ્લો જોઇ તે છોકરી એકદમ ડગમગી પડી તેણી આ ખુબસુરત લશકરી ઓફીસરને જીગરના તમામે તમામ જોશથી ચાહતા શીખી હતી તેણીએ અચણુચ સોહરાબના ડગલાની બાહે પકડી લીધી—

"ઓ સોરાબ," તેણી બોલી, "કેહ મને કે શુ આ બધુ ખરૂ છે ? શુ આ રીતના લગન આપણી રીત પ્રમાણે થતા લગન જેટનાજ કાયદાસર અને ખરા કહેવાય કે ?"

"અહાહા ! કેવી સાચી—પણ કાચી છોકરી ! !

"બચ્ચીતજ ! બોલેબોલ ખરા અને હકદાર," સોરાબે ઉલટથી કહયુ, "ચાલ બોલ હવે મે કહયા તે શબ્દો તુબી બોલ

ગરીબ તે નીરદોશ એકજ્ઞ અટલુ બન્યુ ! અફસોસ—તેણીનુ દુન્યામા હવે એવુ કોઇજ હતુ નહીં જે તેણીને આ પગલુ ભરતા વાળે ! તેણી ભોળવાઇ ગઇ અને મનાઇ, કેપટન સોહરાબ બહમનશાહ ઉપર તેણીને પુખ્ત ભરોસો હતો અને તેથી તે નાની છોકરીએ એમજ માની લીધુ કે તે જે કહેતો

હતો તેમા વજુદ હોવુ જોઇએજ, તે પોતે હજી નાની અને બીનઅનુભવી હોવાથી શુ સમજી શકે?

ગભરાયલે ચેહેરે નીચી નમેલી આખ્યોએ અને ધીમા ધ્રુજતા સાદે તે શબ્દો તેણી બબડી ગઇ!

કેપટન સોરાબે તે મનોહર નીરદોશ મુખડો પોતાના બને હાથો વચ્ચે પકડી અત્યત હેતથી તેણીની વાયોલેટ બલુ આખ્યોમા જોયુ અને હીમતના મીઠા બોલો તેણીના કાનોમા રેડયા

"હવે તુ મારી પોતાની થઇછ," તેણે કહયુ "હવે આપણે મોત શીવાય કદી છુટા પડીનુ નહીં"

"ઓ સોરાબ, સોરાબ," હજી તેણી બીધેલી જેવી બબડી, "મને પાછુ કહે—અરે બોન—કે આ સઘુ ખરૂ અને વાજબીજ છે? મારી ફરીથી ખાત્રી કર, સોરાબ, કે આવી જાતના લગન કરયાથી પાછળથી આપુને પસતાવુ પડશે નહી."

તેણે પાછી અને પાછી ખાત્રીઓ આપી અને એવી તો જુસ્સાદાર જબાનથી તે નાની છોકરીને સમજાવી લીધી કે અતે તેણી માહત થઇ અને સમજી

"પણ સોરાબ! વીટી કાહ છે? લગન પછી તો એક "વેડીગ રીંગ" હોવીજ જોઇએની?" તે છોકરીએ બચ્ચા સહી નીરદોશતાથી પુછયુ

તે હસ્યો આવી નાની સુદર અને ભલી છોકરીને આટલી આસાનીથી જીતવાના વીચારે તે ખગ દીલથી હસ ખાયો અને હસ્યો

"અને તે તુંને મળશેજ, મારી મીઠ્ઠી, પણ નેટલા તુ આય મારી તરફથી પહેર" અને પોતાને આંગળેથી ઝળઝળ થતા હીરાની એક એમુલ વીંટી કાઢી કેપટન સોહરાબ બમનશાહે તેણીનાં ડાબા હાથની ત્રીજી આંગળીમા પહેરાવી "તું કહેશે તો મારી વહાલી આલુ, તારે માટે એવી બીજી હુ પચીસ વીંટીઓ લાવશ"

"પણ મને તો ફક્ત એકજ વીંટી જોઇએછ સોહરાબ એક મજાની નકકર સુન્નાની પહોળી વેડીંગ રીંગ, ઓ સોહરાબ હુ કેવુ ઇચ્છુ છુ કે હુબી બીજી છોકરીઓ માફક આપણા લોક સાધારણ કાયદા પ્રમાણેજ પરણી શકતી હોતે ઓ હુ કેવુ ચાહુ છ કે આપણે આતશબેહરામમા સાક્ષીઓ સામે ખરેખરી રીતે પરણ્યા હોતે, આપણા લગનની ક્રીયા થાયછ ત્યારે કેવુ સરસ ગભીર અને પવીત્ર લાગેછ, ઓ મને કેવુ ગમતુ'તુ એ બધુ અનુભગ્વા, જ્યારે મને તો બધી છોકરીઓથી જુદીજ રીતે આવુ એકાત પરણવુ પડયુ છ ! આય તો જાણે અમથી રમત જેવુ લાગેછ"

"તુ ભુલેછ આલા" સોહરાબે નરમીથી તે નાજનીનને સમજાવ્યુ "એ બધા જુના અસલવારેના વીચારો સીવાય બીજુ કાઇજ નથી હુ તુને ખાતરી આપુ છ કે આપણા જેવા લગનોબી ઘણા થાયછ અને તે મોટે ભાગે સુખી નીવડે છે કારણ બેઉના વીચારો એક હોય છે, જ્યારે મોટે ભાગે પેલા પુરાણા અસલ રીવાજ પ્રમાણે પરણનારાઓ જવલેજ સુખી થઇ શકે છે તેઓના સોગ ટો જુદાજ હોય છે જ્યારે આપણા જેવાના મામમા તેમ હોતુજ નથી."

પણ વળી કોણ જાણે શુ થયુ તે તે નાની છોકરીના મનમાં કાઇ અજબ વાહરૂ આવી ગયુ તેણીની નાદાન અકકલબી આ ભયકર પગલુ કબુલ કરવા ના પાડતુ હતુ તેણીનુ જીગર કાઇક ગુપ્ત રીતે ચીસ પાડી આ ખરાબી કરનાર પગલું અટકાવવા કહેતુ હતુ

"હુ તુને આજે તો કાઇ જવાબ દઇ શકતી નથી" તેણી નાચાર હાલે ગડગડી 'પણ મને એમજ બસ લાગ્યા કરેછ કે આય ખોટુ છે, પાછળથી પસ્તાવાનુ થશે, મને કંઇ એમજ લાગ્યા કરેછ કે આ ખરા લગન કેહવાયજ નહીં જો સોહરાબ, ફરી એકવાર મારૂ માન, ને હમણાજ જોઇએ તો સામે દેખાની અગીઆરીમા મારી સાથે ચાલ તાહ હુ દસ્તુરજી પાસે લગન કરાવવા એક બોલે તઇયાર છેઉ, મને તે ગમેછ તો મારે ખાતર તુ એટલુ નહીં કરે, સોહલી?"

તે કાઇક અધીરાઇથી તેણીની સામેથી ફરી ગયો

"યુ આર એ શીટલ ફુલ!" તેણે બહુજ નાખુશીથી નેણુ ચઢાવી બુમ પાડી-"ચાલ ત્યારે મને જવા દે! હવે હુ ફરીથી મરતાબી——"

"ઉભો રહે—જરા ઉભો રહે, સોહલી! તુ મારી સાથ આજે ઘણોજ સખત થાયછ!" તેણી કગરી પડી!

"મે કહ્યુની આલા, કે હુ તેમ કરી શકતો નથી? વળી મે તુને સમજાવ્યુ તેમ આ રીતના આપણે કરેલા, મેદાનમા ઝાડપાનો વચ્ચે પવીત્ર શબ્દો બોલી કરેલા લગનબી પેલા જેવાજ ખરા અને હકદારજ કહેવાય તુ મને ક્યારની પરણી તો ચુકી ત્યારે હવે છુટી કેમ થઇ શકશે? ફકત

એટલુંજ કહે મને આલા કે તુ કાલે મારી સાથે ચાલી આવશે કે નહીં ?"

તે છોકરીએ જવાબ આપ્યો નહીં, પણ વળી મનોહર રીતે પોતાનુ સોહામણુ માથુ નકારમા ધુણાવ્યુ

સોહરાબે હવે એક જુદોજ વીચાર નક્કી કર્યો તેણે એક પળ એક નાખુશીની નજર તેણી તરફ કરી અને પછી તે રીસાયલો જેવો ત્યાંથી દુર ગયો

"ત્યારે તો આપણુને જુદુ પડવુજ પડશે" તેણે કડવાસથી કહયુ, "કદાચ તુ તેથી દુખી થશે નહીં, મગર મારૂ તો દીલ તુટીજ જવાનુ ! જેનુમી અલમન તુને તો લાગવાનુ નથીજ, ઓ આલુ, આલુ, તુ મને કેવો દુખી કરેછ !"

તે અવાજમાં ખરેખર દુખ અને નાસીપાસી જણાતી હતી, કેપટન સોહરાબ અમનશાહ ગમે એ મતલબથી તેણીને એમ ફુસલાવતો હતો, મગર એટલુ તો નક્કીજ હતુ, જે તેને ઇન્સાફ આપવા ખાતર કહેવુ જોઇએ કે તેને આ નાની સુદર છોકરી માટે ખરેખરી લાગણી ભરી દરકાર તો હતીજ તે પળે તેને એમજ લાગ્યુ કે તેણી વગર તે જીવી શકશેજ નહીં

બીચારી આલુ ! તે ખુબસુરત ચેહરા ઉપરનો દુખી છાપ જોઇ શકી નહીં, ન અવાજમા ભરાયલો કડવાસ તે ખમી શકી નહીં અને દુખની એક નાની નીસાસ સાથ તેણીએ પોતાના હાથ લબાવી તે જવાનના હાથમા મુકયા

"નહીં, સોહરાબ એમ ના બોલ તુને દુખી કરવા પહેલા હુ મરવાનુ વધારે પસદ કરૂ !"

"ત્યારે તુ મને કાંય ના કહેછ આલા ?" તેણે ઠપકાની ઢપે કહયુ "બોલ—કાલે તુ મારી સાથે ચાલી આવશે કે નહીં ?"

પકકો, અનુભવી અને બાહોશ,—પણ કેટલો નાતરસ હેવાન્યત ભરેલો લુચ્ચો ! તે ગરીબ અજ્ઞાન, કાચી છોકરીને કેમ પુસલાવવી તે બરાબર જાણતો હતો તેણે વીચાર અને તોલ કરી પોતાના બોલો ચુટીને વાપરવા માડયા

" જો સમજ આલા, જરા વીચાર કરીને બોલ મારી જગ્યાએ કોઇ બીજો હતે તો તુને છેતરતે, મગર હુ તેમ કદી કરશ નહીં, જો એક મોટી નડતલ વચ્ચે નહીં હતે તો સત જાણુ વહાલી આલા, કે પેલા સામે દેખાતા મકાનમાં જઇ આજને આજ હુ તારી ખુશી પ્રમાણે પરણુને માત્ર તુને રાજી રાખવા સારૂજ એવી અકકલ વગરની, મીનીંગ વગરની સંસી પ્યાલા સેરીમનીમાથી પસાર થને ! પણ ચોકસ ધણુજ કુરતકીમ સબબસર તેમ નથીજ મારેથી થઇ શકતુ ! જયારે તેમ બનતુ નથી તો ખેર આપણી પાસે બીજા રસ્તા છે આપણે લોકને દેખાડી પરણ્યા નથી, મગર ખુદાને ઘેર તો આપણા આ લગન ખરાજ અને હકદારજ ગણાશે અને તુ ખુદામા માનવાવાલી છે ત્યારે તે તુને આ સતોશ આપીજ શકશે ખરૂનાં આતુ ? જો સમજ આલા, પૈસા જે સુખ આપી શકશે તે બધુ તુને મળશે, ગાડી, ઘોડા, વાડી, બગલા, જર ઝવેરાત, અને એક રાણીને બરની દોર દમામ તુને મળશે વળી તે સાથે સરવેથા સરસ તો મારી તરફનુ સાચુ હેત પણ સદા તુનેજ મળશે બોલ હવે તુ કબુલ થાયછ ?"

તેણીએ પોતાના હાથની એક અધીરી હીલચાલે તેને આગળ બોલતાં અટકાવ્યો, અને જેહમતે સાભળી શકાય તેવા ધીમા ગુગળાયલા સાદે તેણી બોલી

"મને ગાડી ઘોડા, અને મોટા લોકને ખરનાં હોદ્દેરાની કાંઇજ તુભા નથી સોહરાબ, જો ફકત મારી એટલીજ ખાતરી થઇ શકતી હોય કે આ પગલુ ભરવુ ગેરવાજબી, ગુનાહભરયુ નથીજ, તો બસ હુ સતોષ પામશ મને એટલુજ કેહ સોહરાબ, કે શુ એ પાપનુ કામ નથી?"

"ગુનાહનુ કામ?" તે સોહવામણો રકાઉનડ્રલ અજાયબીથી બોલ્યો, "ખચીતજ નહીં મારી આલા, એક જરાબી નહીં"

તે છોકરીએ થોડી પળ કાઇ જવાબ દીધો નહીં, તેણી અજબ થતી ગુગળાની થોડીવાર નો ટગર ટગર તેના ચેહરા સામે જોતી ઉભીજ રહી

"મને સમજ પડતી નથી," તેણી આખરે ધીમેથી બોલી, "ખુદાની નજરમાં તો આપણે એકજ ગણાઇએ ત્યારે કાંય નહીં દુન્યાના બધાજ લોકોએબી તે માનવુજ જોઇએ? મને સમજ પડતી નથી સોહરાબ, મને ખરેખરજ સમજ પડતી નથી"

"ત્યારે મને આજે જવાબ ના દેની આલા," સોહરાબે કહયુ, "તુને સમજ પડતી નથી, તો સમજ પડે તેટલા થોભી જા જો સમજ, તારે ખાતર હુ થોભી જવશ મારી મુસાફરી હુ થોડા દીવસ તાહારે માટે પડતી મુકશ, અને તે દરમ્યાન મારા વગર તાહારી જીદગી કેવી છે તે તુ જોજે

આજે રવીવાર થયો—કેમ? ત્યારે બુધવારને દાહાડે આયજ ટાઇમે હું અહીંજ પાછો હાજર થવશ અને ત્યારે પુરતો વીચાર કરી તુ મને તારો જવાબ આપજે કેમ એ વીચાર તુંને ગમેછની? એજ બરાબર છેની?"

"હા" તે ગરીબ બચ્ચાએ છુટકારાનો એક લાંબો દમ ખેચી કહયુ "એજ બરાબર છે"

સામેના કેથલીક દેવળમા વાગતા ઘટના અવાજોબી હવે બધ પડી ચુકયા હતા આસપાસ ખીલી રહેલા ફુલની કળીઓ પોતાની આખ્યો બધ કરી ચુકી હતી, અને સુદર મોટા ઝાડો ઉપર કલોલ કરી રહેલા પક્ષીઓ પણ હવે ચુપ બેઠા હતા એ રીતે સઘળુ શાત અને મોડુ થતું જોઇ નાની આલાં ચમકી ઉઠી

"મારે હવે જવુ જોઇએ સોહરાબ,' તેણી બબડી "મને જવાની રજા છે?"

તેણે તેણીના બને નાના સુવાળા હાથો પોતાના મોટા રફ મીલીટરી હાથોમા ધરયા અને તે વાયોલેટ આખ્યોનાં ઉંડાણુમા જોયુ તેણી એક પવીત્રાઇનુજ પુતળુ હતી તે ચેહરો નિરદોષતા અને અશોધ્ધતાજ ખ્યાલ આપતો આઇનો હતો તે સુદર મીઠી ચશ્મોમાં દુ:ખ કે શકાનો એકે ઓળો નજરે પડતો હતો નહીં અને ટુકમા તે નાની છોકરી બીલકુલ એક નાના બાળક જેટલીજ નીરદોષ અને ભોળી હતી

કેપટન સોહરાબ બમનશાહ, આઇ એમ એસ જવાન અને દેખાવડો હતો. તેની લતરાજ ખોરી મીઠી જબાન, અને

ચાલાક ચંચળ આખ્યો કોઇને પણ લલચાવા બસ હતી તે એક એવો જવાન હતો કે જેની ઉપર શુ ઘરડા કે જવાન, શુ છોકરીઓ કે મરદો સઘળાજ ગાડા ઘેલા થઇ જતા અને તે સઘળાને કેમ જીતવા તે આ સોહરાબ બમનશાહને બરાબર ખબર હતુ તેણે જુદા જુદા માણુસોને વશ કરવાની જુદી જુદી રીતો બરાબર સ્ટડી કરી હતી અને જવાન છોકરીઓના મન જીતી તે બીજીજ પળે તોડી નાખવાનુ તો આ લશ્કરી તબીબી અમલદારને મન બચ્ચાની રમત જેવુ હતુ

સોહરાબ હાલ બેગલોર પોતાના એક દોસ્તને ત્યા મહેમાન આવ્યો હતો તે મોજીલો શોખીલો એક જવાન હતો, અને હાલ લાંબી મુસાફરીએ નીકળેલો પોતાના એક ખાસ મીત્રને ત્યાં થોડા દિવસ બેગલોર ઉતરી પડયો હતો, એક દીવસ ફરવા જતા, ફુલપાનથી ભરેલા એક નાના રળીયામણા બાગમા તેણે એક એવો ખુબસુરત મીઠો ચેહરો જોયો કે તેનુ હાર્ટ ડબલ જોશથી ધડકવા લાગ્યુ, અને તેણે ગાઠ વાળ્યો કે જરૂર બીજે દીવસે તે છોકરીને શોધી કાઢી તેની સાથે ઓળખાણ પાડવી

તેમા તે તુરત ફાવ્યો તે જરાએ મુશ્કેલ કામ થયુજ નહીં બીંજેજ દીવસે તે પાછો એકલો ફરવા નીકળ્યો, અને એક ખેતર પાસે વલાણુ લેતા પાછી તેણે તે સુદર છોકરીને જોઇ તે કોઇજ નહીં પણ આપણે ઉપર જોઇ આવ્યા તે આલાં ગ્રાંટ હતી જેની પાસે તે સીધો ગયો, અને ભુલો પડેલો હોવાનુ કહી પોતાનો રસ્તો પુછ્યો બસ ખલાસ ! તે સાદાઇમા ઉછરેલી નાની નિરદોષ બાળક

જેવી છોકરીને ભોળાવી ધાડી મીત્રાચારી પાડી દેવાનુ કામ કેપટન સોહરાબને મન ઘણુ નાનુ હતુ તેઓ ત્યાર પછી વારવાર મળતા રહયા અને છેવટે સોહરાબે તેની સાથે લગનની મોતેબર ક્રીયા કરવા વગર નાહસી આવવા તે નાની છોકરી પાસે બેહુદી માગણી કરી

અફસોસ ! આ ફાની તુફાની દુન્યામા એવાબી કેટલાક બેરહેમ, પાપી જવાનો થઇ શકે છે ! પાછળથી સુદર આલાએ સોહરામ બમનશાહને મળવાની ઘડીને કેટલી કદુવા દીધી તેનુ દાસ્તાન કરવા આ ઝીણી કલમમાં તાકાત કયા છે ?

અને એ કેપટન સોહરાબ બમનશાહ કોણ હતો ? તેનો પીતા કલકતાનો એક શેઠયો ગણાતો મોટો માણુસ હતો તેનો મહેલ જેવો કલકતાનો "બમનશા હોલ" અને ઠારેઠારના બીજા બગલા અને મીલકતો વણી હતી મગર લોકો કહેતા કે પહેલે જેવી દોલત હવે તેની પાસે હતી નહીં

અને આવા એક મોટા માલેતુજાર શેઠયાના કેળવાયલા, ઉંચી લશકરી પદવી પામેલા હેન્ડસમ નબીરાએ કા નાની સુદર બચ્ચાં જેવી આલા પ્રાટને ફસાવવાને વીચાર કરયો ? તે ચાહતે તો પોતાનાં ખાનદાન, અને મોટાઇના જોરે જોઇએ તેવી મોટે ઘરની મોહરદાર મેળવી શકે તેમ હતુ ત્યારે કાં તેણે નાની આલુને આમ જહાનમની ખારમા નાખવા માગી ? લ્યો હુ તમને કહુ ! ખાલી મોજને ખાતર તે જવાનને બીજુ કાઇજ કરવાનુ નહી હોવાથી હવે તેણે આ કામમા લક્ષ લગાડયુ હતુ ! એમ તો તેને માટે એક છોકરી કલકતામા ખોટી થતી તઇયાર હતી સરદાર મનજીભાઇ મહેતાની એકપુરી

ખુબસુરત, લાડકી, અને લખપતી બેટી નરગેસ મહેતા આ જવાન મીલીટરી તબીબ ઉપર ઘેલી દીવાની હતી તેણી તેની અદરાયલી મોહરદાર કહેવાતી હતી, એ બમનશાહવાલા અને મહેતાવાલા ઘણા પુરાણા દોસ્તો હતા અને તેથી છેક નાન પણથી, નાની નરગેશ જ્યારે માત્ર ૫દર વરસની હતી ત્યારથી તેમને અદરાવામા આવ્યા હતા મનજીભાઇ મહેતા, નરગેસના પીતા, ત્યાર પછી બે વરસે બહેસ્ત પામ્યા હતા, અને મરતી ઘડીએ પોતાની લાડકી બેટીને આટલાજ છેલ્લા સખુનો કહયા હતા —

"બેટા, તુ કેપટન મોહરામ બમનશાહને સદા સાચી રહી જરૂર એની સાથે પરણજે મને એ છોકરો ગમેછ" અને ત્યાર પછી વરસો સુધી તે વાહાલા બાપના આ શબ્દો સુદર નરગેસના કાનમા વાગતા રહેલા હતા

અને એની એક ધનવાન, મોટે ઘરની, સુદર સાચી ભલી વાહાલી છોકરીને કલકતામા મુકી હાલ કેપટન સોહરાબ નાની ગામડયન આલુને ફસાવવાનુ વેહજુ પકડી રહયો હતો તેને તે છોકરી અજબ વહાલી થઇ પડી હતી, અને તેણે ધારયુ તે કરતાબીં હવે સુદર આલાને જીતવાનુ કામ ઘણુ મુશ્કેલ લાગતુ હતુ

તે એક ખુશાલ તબીયતનો, બેપરવાહ, બેદરકાર જવાન હતો કોઇબી એક ચીજ તેને ઘણો વખત સતોશ આપી શકતીજ ન હોતી, અને તેથી હાલ તેની સુદર અદરાયલી મહોરદારથી તે તમામ કટાળી ગયો હતો, તેણીને પોતાની આવી બેપરવાહી અને જુદાઇથી તે જે રીતે બીતમગાર ગેર-

ધનસાફ વરસાવવા માગતો હતો તેનુ તેને ભાગ્યેજ ભાન હતુ તેને લાગતુ કે જીદગીમાં જેટલી મજોહ મળે તેટલી કરી લેવી એજ જીદગીનુ એકલુ સારથક હતુ

હવે મુશ્કેલી ફકત એકજ હતી ભોલી, ભલી, આ ગામડયન ગોરીને સમજાવી પટાવી પોતાની સાથે ગામ લઇ જવાની હતી તેણી આટલી કહયાગરી, તાબેદાર, મીઠી અને અને ભોગી હોવા છતા, આ વાતમા તો કાઇ અજબ હઠ કરતી હતી તેની નાદાન બાળક બુધ્ધીએ પણ આ પગલુ તે છોકરીને ગેરવાજબી લાગતુ હતુ તેથી ફકત તેને જીતવાનુ કામ જો કેપટન મોહરાબ ફતેહથી પાર ઉતારે તો પછી તો સઘળુ સહેલજ હતુ

આલા હવે પોતાના વીચારોમાથી ચમકી ઉઠી તેણીએ પોતાનો હાથ નબાની સોહરાબના હાથમા મુકયો

"ગુડ નાઇટ સોહરાબ" તેણી એક ફીકકા હસવા સાથે બબડી "ગુડ નાઇટ અને બુધવાર સુધી ગુડબાઇ"

તેણી હવે બાંધેલી જેવી ત્યાથી જવા ફરી મગર કેપટન સોહરાબે તેણીને એક પળ થોભાની

"મારી વહાલી આલા, મારી મીઠી આનુ ! શુ ત્યારે તારા માતાના મરણ પછી કોઇએ તુને ચાહી નથી ? કાઇ ફીકર ના કર, વહાલી આલાં, તે બધાનો બદલો મારા હેતથી હુ તુને વાળી આપીશ ફકત તુ બુધવારે મારી સાથે ચાલી આવજે" તેણે ઘણાજ માયાળુ, મીઠા સાદે બોલવાનુ ચાલુ રાખ્યુ અને આલાને ઉતાવળ કરતી જોઇ તેણે વધાર્યુ

"હા, હા, હવે તુને હુ રોકતો નથો સીધાર વહાલી આપુ, ગુડબાઇ ! બુધવારે આવવાનુ યાદ રાખજે, બરાબર વીચાર કરીનેજ તુ ચોકસ ઠરાવ ઉપર આવજે, સાહેબજી" અને ખરેખરા હેતથી તેના મીઠી આખ્યોમાં એ પળ જોઇ તેણે તેણીના નાના હાથો છોડી દીધા અને તેણીને જવા દીધી

જ્યા સુધી તે છોકરીનો મનોહર નાજુક આકાર તેને દેખાયો ત્યા સુધી કેપટન બમનશાહ તે તરફ જોઇ રહયો અને સતોશનો એક લાબો દમ ભરી તેમી પોતાના મકાન તરફ જવા ફરયો



## પ્રકરણ ૨ જુ.

— o —

### કાઇક આગલી પાછલી

બ્યુટીફુલ બેગલોર ! ખરેજ કેવુ રંગીઆમણુ છે અને તેની સીનેરી આખ્યોને કેવી ટાઢક પમાડનારી અને હવા ખુશનુમા છે આ વારતા શરૂ થાય છે, તેની બરાબર વીસવરસ પહેલા, રૂસ્તમ ગ્રાંટ નામનો એક જવાન વકીલ બેગલોર ખાતે આવી વસ્યો હતો, તેની સાથે તેની એક બેહન નામ કુવર હતી. આ છોકરી તીખ્ખા, ખરાબ સ્વભાવની અને કડક મીજાજની હતી કોઇ પણ ચીજ તેણીને સતોશ આપી શકતી નહીં અને કોઇ તેણીથીબી કદી સતોશ પામતુ નહીં. તેણીની આખી જી દ-

ગીજ લડવા વઢવામા અને સરવ ઉપર સરવોપરી વાપરવામા જતી હતી

પણ મીમીમાબા પાસે ઠીક પુજી હતી, એટલે તે કોઇની ઓશીયાળી નહીં હતી એક મહેરબાની દાખલ પોતાના ભાઇનુંજી ઘર તે ચલાવતી હતી

અને તેનાથી નહાના તેના ભાઇ રૂસ્તમ ગ્રાટને કેવી રીતે તે રાખતી હતી, તે તો એક જાણીતી વાત હતી બીચારો રૂસ્તમ એ બેહનથી તે અભાગ્યો કાએર કાએર થતો અને કટાળતો હતો તેનુ ગાડુ ટગુમગુ ઠીક ગમડતુ જતુ હતુ તેનો સ્વભાવ શાત અને માયાળુ હતો, તેથી આ વડી બેહનનુ તે પુષ્કળ લઇ ચલાવતો મગર ખરી વાત તો એ હતી કે તે બીચારો તેનાથી એટલો કટાળી ગયો હતો કે જાણે તેનુ ઘર તેને કરડવા આવતુ હતુ

આખરે તેની જીદગીમા એક સુખી બનાવ બન્યો બેગલોરની હાઇસ્કુલના રીટાયર્ડ હેડ માસ્તર આદરજી પટેલની એકપુરી સુદર શરમાળ રીતભાતની, ઘણાજ ગરીબ રાંક સ્વભાવની બેટી નાજુ સાથે તે પરણ્યો

નાજુ પટેલ એક ખરેખરી ડાહી ઉમગી અને રમતયાળ પતગ્યા જેવી ખુશાલ સ્વભાવની જવાન છોકરી હતી, રૂસ્તમ ગ્રાટને લાગ્યુ કે તેઓ ઘણુંજ સુખથી રહી શકશે—પણ તેમાંજી તેની ભુલ હતી તેની બેહન કુવર તેમા પણ નડવા આવી નાજુ પોતાના ગરીબ ગરવા સ્વભાવ પ્રમાણે કુવરમાયનો બધો દોર મુગે મોઢે લઇ ચલાવતી જે જે હાડમારીઓ અને સખત સખુનો કુવરમાય તેને કહેતા, તે

આ ગરવી નાજુ મુગે મોઢે ખમી કદી પોતાના ધણી આગળ ફરયાદ કરતી નહીં અને રૂસ્તમ તે જોતો પણ નહીં અથવા જોતો, તો તે પોતાની બહેનથી એટલો ડરેલો રહેતો કે કદી વચ્ચે પડતો નહી જો કે મનમા તો વારવાર તે પોતાની નહાની રમકડા સરીખી પરણેતર માટે ઘણો જીવ બાળતો અને જુદોજ રહયો હતે એવુ ઇચ્છતો

વાચનાર! વારતામાં હુ જરાક "ટાહેલુ" કરતી હોઉ તો ક્ષમા કરજો—પણ કાઇક આગલી પાછલી હકીકત ઉપર ટપકેથી જોઇ લીધા વગર આપણે આ કથામા આગળ વધી શકયે એમ નથી

એ રીતે બે વરસો પસાર થઇ ગયા—જે દરમ્યાન જવાન નાજુએ તેને એક ગુલાબની કળી જેવી ગુલાબી ખુબસુરત બેટીની ભેટથી નવાજયો અને તે આપણી કમનસીબ આલા હતી અફસોસ! બચપણથીજ તે કરમના ફુટેલા બચ્ચાએ પોતાની વહાલી માવતરનુ પવીત્ર શીરછત્ર ખોઇ દીધુ હતુ આલાના જન્મ પછી તુરત રૂસ્તમ ગ્રાટની જવાન બાયડી મરવા સુતી

તેણીએ પોતાના ટુક પરણ્યા સસારમા પુરતુ અનુભવી લીધુ હતુ તેણીનુ દીલ એક ઘાતકી નણદના દુખથી તમામ તુટી ગયુ હતુ જયારે તેણી મરવા સુતી ત્યારે પોતાના નહાના વહાલા બાળકને જોરથી હાથમા દાબી દઇ કુવરબાઇને તેણીએ મળવા માગ્યુ

જયારે કુવરબાએ તે મરતી ભાભી પાસે આવી ઉભા ત્યારે તે જવાન સુદરીએ પોતાની તુરતની જન્મેલી નહાની

દીકરીના ગુલાબી ચેહરા ઉપર કીસ કરી તે નાનકડા આકારને ભચડીને પોતાના હાથમા પકડી એવી તો દયામણી નજરે તે દયાહીણુ નણુદ તરફ જોયુ કે કુવરમાયનુ સખત દીલબી પીગળ્યા વગર રહયુ નહીં

"તમો મ્હારી સાથે તો માયાળુપણે ચાલ્યા નથી કુવરમાય" તેણીએ બીણી આખ્યોથી પોતાની નણુદ સીધી ટટાર ઉભી હતી ને તરફ જોઇ કહયુ "પણ મને વચન આપો કે મહારા આય બચ્ચા તરફ તો તમો માયાળુજ રહેશો—અને સભાળશો મને કહો કે મહારી માય વગરની દીકરીના તમો માયજ થશો."

"હુ તેણી માટે મહારૂ મનતુ કરશ અને તેને એવકુફ જેવી ઉધરવા નહોંજ દેવશ" કુવરમાએ સુર્ગીઆણો જવાબ કરયો

નાબીપાસીની એક ઉડી હાય સાથે તે જવાન માતાએ કોર વાળી અને હવે પોતાના ધણી તરફ ફરી

"એને સભાળજો રૂસ્તમ ! એની દરકાર લેજો અને એનુ નામ મારા માયજીના નામ ઉપરથી આલાંજ પાડજો" તેણીએ નરમીથી માગી લીધુ

ખલાસ ! એક લાબો ઉંડો દમ ખેચી પોતાની તે છેલ્લી અરજ પછી તે જવાન માતા મરણ પામી

રૂસ્તમ ગ્રાટ કદી પોતાની વહાલી મહોરદારનો ગમ બુલ્યો નહીં ત્રણ વરસ તેણે અતી ગમખ્વારી અને ઝુરાપાનાં કાઢયાં અને પછી—અરે સીતમ !—તેબી પોતાની નહાની ત્રણ વરસની બેબી આલુને એકલા કુવરમાયના આશરા ઉપર મુકી નાજુની પછવાડે ચાલ્યો ગયો

લોકો જેમ તેની બેહસ્તનશીન રૂડી ધણીયાણી નાજુ માટે દીલગીર થયા હતા, તેટલા તેને માટે થયા નહી, તે એક ઘણાજ ગરીબ સ્વભાવનો અને નબળા મગજનો હતો, જો તેણે પોતાની બઇરી તરફની ફરજ સમજી કુવરમાયને પહેલેથી રોકડુ પરખાવી જુદો રહયો હતે, તો બનવા જોગ છે કે બધાના માનમા તે ચઢતે ખરો મગર તેનામા એટલી હીમતજ નહીં હતી પોતાની વઢકણી બેહનની સામે થવાનો તેનામા સ્પીરીટજ નહી હતો, અને હવે ત્યારે તેજ બેહનને નીરદય આશરે તે પોતાની નાહની બેટીને મુકી ચાલતો થયો

* * *

વખત વહેતો ચાલ્યો, નાહાની આલુ દીવસે દીવસે એક પીકચર જેવી ખુબસુરત અને હુસ્યાર પુતલી થતી ચાલી તેણીની નાદાન અકલથીબી કુવર ફુઇ તેણીને પસદ આવતાં નહી! તેણી એ ફુઇ કરતાં તો પોતાની આયાનેજ વધુ ચાહતી તે બચ્ચુ કુવરબાઇનાં ગગડાટ કરતા સાદ, અને બીહક લાગે તેવા ડોળાથી ઘણુજ ડરતુ તે વારવાર "પપા"ને નામની પોકાર કરતી તેના બાપનાં ઓરડા તરફ દોડતી અરે એ કેટલુ અફસોસનું થયુ કે માબાપ બંનેને આટલી નાની ઉમરમા નાની આલુએ ખોઇ દીધા હતા—અને તેબી વળી કુવરબાઇ જેવા અણુઘડ, તોછડાં, ઘાતકી અને તુમાખી બાઇનાં આશરા હેઠળ મોટુ થવાનુ હતુ

કુવરફુઇને જવાનીમા કદી કોઇએ ચાહી હતી નહીં, કદી કોઇએ તેણીને મીઠા માયાળુ સખુનો કહયા હતા નહી. તેણીના આવા સ્વભાવ પ્રમાણે સદા લોક સો ગાઉ દુર તેણીથી નાહ-

સતાં અને હવે હાલ, એક ફુલ બચ્ચાંનો હવાલો તેવી એકનાં હાથમા મેલાયો હતો પહેલી હરોલમાં તો કુવરપુઇને એ બચ્ચા ઉપર જરાબી હેત આવતુ હતુ નહી જાણીબુજી તે—નમાયા બાળકને સતાવા અને હાડમાર કરવામાં તે સખત હઇયાની ઓરત સામી મજાહ લેતી.

એમ છતાં, સખત કાયદા અને પુરતી તાબેદારી સાથે નાની આલા મોટી થતી ચાલી અને એક ગુલાબની ખીલતી કળી માફક જવાનીમા ઝુલતી હતી જયારે તેણી સાત વરસની થઇ એટલે કુવરપુઇએ તેણીને સ્કુલ મોકલી અને ૧૪ વરસની થઇ તેટલા તેણીને સ્કુલથી પાછી ઉઠાડી લઇ પોતાની તાલીમ હેઠળ શીખવવા માડયુ

એ રીતે આ વારતા શરૂ થાય છે તે વખત આલા આંટ પુરા સોળ વરસનાં હતી. કુવરપુઇ જેવા સખત કાયદા ધરાવનાર સ્રી પાસ ઉછરેલી તે નાની છોકરી બીલકુલ એક બચ્ચાં જેવી નીરદોશ અને આ ઠગારી દુન્યાના પાપોથી બેખબર ઉછરી હતી તેણીએ કોઇનુ હેત કદી જાણ્યુ હતુ નહી તેણીએ કદી કોઇ સાથે મ્હો ઉંઘાડી ચાર બોલ વાતબી કરી હતી નહી અને તેથીજ તેણી જ્યારે કેપટન સોહરાબ બમનશાહ જેવા દેખાવડા અને દમામદાર માણુસને મળી ત્યારે પહેલેજ ઝટકે તેની લતરાજ ખોરી ઝબાનનો એક લેહજામા ભોગ થઇ પડી, તેમા આપણે તે કમનસીબ બચ્ચાંનો જરાએ કસુર પોકારી શકશુ નહીજ



## પ્રકરણ ૩ જુ.

— o —

### "ઓ નગુણી, નાતરસ, નાકદર દુન્યા!"

કેપટન સોહરાબ બમનશાહની મોહબતવતી કંપનીમાથી તુરતની નીકળેલી નીરદોશ આલુ પોતાને ઘર જતા કડવાસથી હસ્યા વગર રહી શકી નહી ઘર!!—જયા માયા, હેત, સુખ, સંતોશ, નહી તે ઘર કેમ કહેવાય? કુવરપુઇની દલદર દેખરેખ હેઠળ ચાલતા કાયદા, અને હાડમારી ભરેલુ ઘર તે કાઇ ઘર કહેવાઇ શકાય? માડી આલા, તે નાના રળીયામણા ફુલથી ઉભાઇ જતા બાગમા અને ત્યાથી થઇ પોતાના મકાન 'આઇવી કોટેજ"ના દરવાજામા દાખલ થતા ફીકકુ હસી

ફુલપાનથી ભરેલો તે બાગ વટાવી વેલાઓથી ઢકાઇ ગયલો વરન્ડા ચટી આના અંદર ગઇ તે વખતે સુખના ખ્યાલ કરતી તે છોકરીની દીલજીત વાયોલેટ આખ્યો વીચારવંત હતી, અને તે ગુલાબ જેવો મીઠો ચેહરો ઘણોજ ખુશનુમા રીતે ખીલી રહયો હતો ત્યાજ વચલા સાદી રીતે સણગારેલા દીવાનખાનામા તરતનીજ સળગાવેલી બત્તી આગળ સીધા ટટાર ડોક રાખી મધોર કુવરપુઇ બેસી ગળેબધ ગુથી રહયા હતા

તેવણુના સ્વભાવ જેવોજ તેવણુનો દેખાવ બી હતો કરડો ગુસ્સાબાજ ચેહરો અને ચળકતી તીક્ષણુ બે મોટી કાળી આખ્યો એક સાવળા મુખડાને કાઇ ઓર કરડો બનાવતી હતી તેવણુ સીધા ટટાર અને ઉચી ડોકના હતા આલાને

ધીમે પગલે દાખલ થઇ બારણાના ઉંબર આગળ ગીઠે હસ્તે ચેહરે ઉભેલો એક પીકચરજ રજુ કરતી તેવણે જોઇ, અને ત્યારે પોતાનુ માથુ ફફડાવી તેણીને ભખીજ ખાવા માગતી હોય તેમ તેણી તરફ ફરયા,

"ઘણુ સારૂ !" કુવરપુઇએ જીવ ઝીકાટયો, "બહુ સારૂ ! વણા વહેલા આયા તમે, દહાડે દહાડે મોડુ કરો હવે કાલ ઉડી અરધી રાતે ઘેર આવજે આજે બેહેરામ રોજનો હમકારો છે તે જલદી ફરી આવી ભણુવા બેસવા મે તુને કહેલુ તે યાદ છે કેની ?" અને તેવણુ જાણે તેણીને ફાડીજ ખાવા માગતા હોય તેમ ઉડી ઉભા થયા

ગરીબ આલાનુ હસવુ તેણીના મનોહર ચેહેરા ઉપરથી એક પળવારમા ઉડી ગયૃ તે નાજુક મુખડો તુરત મહોત જેવો ફીકકો પડયો.

"મને માફ કરો ફુઇજી સાજ એવી મજાની ઉતી કે હુ વધારે વાર આજે બાહેર રેહી," તેણી તુરત નરમા સથી બોલી

પરતુ એ જવાબ કાઇ કુવરપુઇને ગળે ઉતરે ? તેવણે તો પાછુ બમણુ ચીચવાઇને બુમ પાડી

"ઘણુ સારૂ, કાલ ઉઠીને રાતે ૧૨ વાગતે ઘેર આવજે, અને કહેજે કે રાત મજેની હતી તેથી મોડે સુધી બાહેર રહી. જા જા શરમા ! એમ જુઠુ બોલતા તુને કાઇ વીચાર નહી આવતો ? આટલુ મોડુ કેમ કરી મુઇ ? બા કયારના થઇ

ગીયા મરેરે મુવા લોક મને બોલશે કે અરધી અરધી રાત સુધી પોરીને હુ બાહેર ભટકવા દઉ છ"

"હુ ખચીત દલગીર છેઉ કુવરપુઇ" મીઠા સાદે તે છોકરી પાછુ ને પાછુ બબડી "મને માફ કરો, હવેથી હુ સાત વાગા પહેલા ઘરમા આવશ"

ગમે તેપણ એક નાદાન બચ્ચુ ! સોરાબ બમનશાહના ખ્યાલમા તે નાની છોકરી એટલી બેધ્યાન બની અને તે નાજુક ચેહરો એવો તો ખીની રહયો કે ઘગડા કુવરપુઇ તો બેપળ તેણી તરફ હબતીનેજ જોવા પડયા

"એ આજે તુને થયુ છ તોબી શુરે છોકરી, હુ બોલુ છ તેનુ તુને હસ્વુ શાનુ આવેછ ? તુને શરમ નથી આવતી ? મે તુને પાળી–પોશી–ખવાડી–પીવાડી–શીખવી–કેળવીને મોટી કીધી, તેનો તુ મને આય બદલો આપેછ ? તારા માબાપ તારે માટે શુ દોલત મુકી ગીયાતા તે તુને ખબર છે ? અત્યારે હુ નહી હોતે તો કોણ જાણે મુઇ કાહની કાહ રવડી રખડીને પુરી થઇ હોતે જો વળી બોલતી નહીં નાહ સુધી !"

ગરીબ આલાં, આવા તાણા ટપલાં અને મીહણાંઓથી વણીજ ગુગળાતી હતી કુવરપુઇના આવા સખુનોથી તે કાકણી છોકરીને બમણુ દુખ થતુ હતુ હવે ઇનસાફ ખાતર અત્રે એ બોલ કહેવા જોઇશે

આલા જયારે ઘરમા દાખલ થઇ ત્યારે તેની સારી સમજ પોણી તેની ઉપર ફાવી જઇ શકી હતી તેણી લગભગ

પકકી ખાતરી કરી ચુકી હતી કે કેપટન સોહરાબ બમન-શાહની બેહુદી માગણી નહીંજ કબુલ કરવી તેણીને લાગ્યુ કે એ ખુવારી કરતુ પગલુ નહીંજ લેવુ—અને બુધવારે તેને પાછી મળી માફી માગી લઇ તેના દોસ્ત તરીકેજ રહેવુ મગર હાલ કુંવરબુઇના તાણા ટપલા સાભળતાં તે કમનસીબ છોકરીના વીચારો પાછા હેન્ડસમ સોહરાબની માગણી તરફ દોડયા અને તેણી ફરીને ધચુપચુ થઇ જો ફકત એક વહાલી હેતવતી માતા હાલ હૈયાત હતે—ઓ, ફકત તેજ ઘડીએ એક માયાળુ પીતા તેના કાનમાં હેતના સખુનો રેડવા હાજર હતે—તો આ બદતાલેનુ બચ્ચુ ખુવારીની ખાઇમા ગબડતુ અને દુખમા ફસતુ કેવુ બચી જતે!

કુવરબુઇના ધાડા ચીચવાતા, ખોખરા ઢોલ જેવ સાદે પાછી તેણીને પોતાની બેફામીમાથી જગાડી

"લે ઘરી મર! આય ઝંદ અવસ્તાની ચોપડી લે—ને બેસ ભણવા! આજે બેહરામ રોજનો હમકારો છે તે શુ તુ જાણતી નથી કે? આજની શીક્ષા તરીકે તુને ભોણુ જમવા નહી મળશે રાતના દશની ટકોરી પડે ત્યાં સુધી બેસ ને ભણ્યા કર, ને પછી જઇને ઘોટઇ જા, ખબરદાર વધારે માહારી સાથે વાત કરીછ તો તુ જાણે! મુવાં એવા નસા-બદા નાપાકો કાહથી મારે નસીબે મલ્યાછ!"

જ્યારે કુવરબુઇ આમ બોલતાં ત્યારે કોણની મગદુર હોય કે સામે એક બોલ મોહમાથી કાઢે! મુગે મોઢે ગરીબ આલાંએ તેણીને કહેવામા આવ્યુ તે પ્રમાણે કરયુ અને પછી દશ વાગતા તેણી પડતી ખડતી, આસુઓથી આંધળી

થઇ જતી આંખોએ પોતાનાં રૂમમા જઇ બીછાણાં ઉપર ભુખી તરસી પછડાઇ

ભણ્યાથી અને બદગી કરયાથી તેણીને ત્રણે દરજજે હવે દીલમા હલકુ હલકુ લાગતુ હતુ અને હીમત આવી ગઇ હતી, છતા પેલી એકજ બાબત, પેલી એકજ લાલચ મોહરાબ સાથે નાહસી જવુ, કે નહી, તે માટે હજી કાઇબી નકકી ઠરાવ ઉપર તે છોકરી આવી શકી નહી

તેણીએ પડી પડી લાબો વીચાર ચલાવ્યો, તેણી નહાની અને નીરદોશ હતી, છતા એટલી નહાની કે નીરદોશ તો નહીંજ હતી કે કેવુ પગલુ તેણી ભરવા માગતી હતી તેની ખબર તેને ન હોય

"હુ જાણુ છ કે સોહરાબને મહારી દરકાર છે" તેણી રડતા રડતા, જીવ સાથે એખલી પટપટી "હુ તે બરાબર જાણુ છ ને સમજુછ પણ ઓ ખુદા! એ—એ—કાએ માહારી સાથે સીધી રીતે પરણી શકતો નથી ?"

વળી થોડી પળની ચુપકીદી પછી તેણી પાછી બડબડી—"અરે ખુદા, આ જુલમ મારાથી નથી ખમાતો કુવરજુઇ દાહાડે દાહાડે મને હાડમાર કરે છ મહારેથી એવણુના તાણા નથી ખમાતાં!" અને પછી દીલ તુટી જાય તેવી એક ધીમી ગુગળાયલી ચીસ સમેત તે છોકરીએ પોતાની નીરમળ બનુ આખો આસમાન તરફ ટાકી બદગીમા હાથ જોડયા, જાણે જુસ્સાથી પોતે ઘેલી થઇ જતી હોય તેમ તેણીને લાગ્યુ

"ઓ મમા!" તે રડતી ટવળતી પોતાના માબાપની

એક નહાની તસ્વીર આગળ નીચે ભોંયપર પછડાઇ પડતા અને હૃદય ભેદક ડચકા ખાતાં તેણીએ હાય મારી, "ઓ મમા, જો એ પાપનુ કામ કહેવાય તો તુ જાણેછ, મારી મમા, કે હુ એ કામે કરવા માગુછ! ઓ મમા, બેહેસ્તમાંથીબી મને સાભળજો ને મને માફ કરજો પપાનેબી કહેજો કે એ રસ્તો પસદ કરવાનુ માહરૂ કારણ કેટલુ મોટુ છે મહારાથી નહીં ખમાતુ! હવે વધારે વાર મહારાથી કુવરપુઇનો જુલમ નહી ખમાતો" અને રડતી ટવળતી ત્યાજ ભોય ઉપર તે કમનસીબ હીણાયલુ, તજાયલુ, દુખી બચ્ચુ ઘણી મોડી રાતે હઝારો હાદેશાઓ અને તાસવીસ વચ્ચે ઉંઘાઇ ગયુ

સાચી—ખરેજ સાચી—પણ—કેટલી કાચી!!



# પ્રકરણ ૪ થું.

— o —

## સોનેરી પીજરાંમાં કેદ પડેલી કેનેરી

ઉટાકામંડની ખુશનુમાં રળીયામણી ટેકરી આગળ કુનુર રોડ તરફ આવેલો "રોઝ વીલા" ત્યાંની એક ખરેખરી ખુબસુરતીજ હતી કેટલો વખત થયો બગલાની બહાર 'ભાડે આપવાનો છે' એવુ પાટયુ મોટા પપરડા જેવા અક્ષરથી લખાયલુ ત્યાં લટકાવેલુ જોવામા આવતુ હતુ, પણ તે બંગલાનુ ભાડુ એટલુ મોટુ હતુ કે ભલા ધનવાન શેઠયાઓબો, એ દીલખુશ જગ્યાની મોજ મારવા ઉતરી

પડતા, ત્યારે તેવાઓબી ભાડે લેવા પહેલા એ પળ વીચારમા પડી જતા

એમ કહેવા આવતુ હતુ કે એ "રોઝ વીલા" ઘણા વરસો ઉપર એક ઇટેલ્યને પોતાની મહોરદાર માટે બધાવ્યો અને સજાવ્યો હતો હીંદુસ્તાનના ઘણા ખરા હીલ સ્ટેસનસમાથી તે ઇટેલ્યનને ઉટીજ બહુ પસદ પડયુ હતુ, અને તેથી પરણીને અહીંજ ઠર પડી જવાના ખ્યાલે તે લખપતી ઉમરાવે મોટા ખરચે અને જેહમતે પોતાની મહોરદાર રોઝલીન માટે આ "રોઝ વીલા" બનાવ્યો હતો મગર તે બીચારો વાપરવા પામ્યોજ નહીં તે નસીબનો લીલો જવાન, હજી તો "રોઝ વીલા" બધાઇ તઇયાર થાય તે પહેલા પોતાની વહાલી મહોરદારને ખોઇ બેઠો, અને તેણે તેણીનો ગમ એટલો પકડયો કે ત્યાર પછી તેને ઉટી તરફ જવાજ ગમ્યુ નહીં તે સઘળુ વેચી નાખી પાછો ઇટલી ચાલી ગયો અને "રોઝ વીલા" એમનો એમ રહી ગયો

હાલ તે એક હીંદુ શેઠયાની મતા કહેવાતી હતી જેનો હાલનો છેલ્લે ખરીદનાર વળી કોઇ પારસી હતો અને તે કોઇજ નહીં પણ કલકતાનો જાણીતો ઇનડીયન મેડીકલ સરવટ કેપટન સોહરાબ બમનશા હતો

"રોઝ વીલા" ખરેખર તેના માલીકને હરખાવે અને મગરૂર કરી શકે તેમાનીજ એક કીમતી મીલકત હતી તે ઇટેલ્યન બગલાઓનાં ઢપ ઉપર બધાયલો એક નાનો સરખો નહેલજ હતો મોહટી જબરદસ્ત બારીઓ, વરડા, અને બાલકનીઝથી તે શોભી રહયો હતો મોહટા પમરતા ગુલાબો અને

જાતજાતનાં રંગ બેરંગી ફુલોનો વળી ત્યા કાઇજ સુમારજ નહીં હતો ત્યાંના શોભાઇના પીલર્સ અને રેલીંગ ઉપર લીલા કુંજર જેવા વેલા અને ઝીણા રંગ બેરંગી ફુલો આખ્યોને ટાઢક આપનારો દેખાવ રજુ કરતા હતા તેમજ વળી અંદર થીબી તે ઘણાજ ઉમદા ટેસ્ટથી શણગારેલો, ટુંકમાં એક પરીઆના માળાનોજ ખ્યાલ આપતો સુશોભીત બંગલો હતો

અને તે એક ગંજાવર રકમે ખરીદયા પછી વધતા સુધારા વધારા સાથે સણગારવાનો મેસર્સ મોરટન એંડ સન્સને કેપટન સોનાબ બમનશાહ તરફથી હુકમ મલ્યો હતો તેઓને જણાવવામા આવ્યુ હતુ કે એ બંગલો તેના દુરના સગા મી૦ અને મીસીસ બમનશાહ માટે ઓગસ્ટ મહીનાની શરૂ-આતમા તઇયાર જોઇશે ખરેજ સોરાબ પોતાના શીકાર માટે કેટલો બધો ખાતરીપુરવક હોવો જોઇએ કે આગમજથી તેણે આટલી બધી તઇયારીઓ વટીક રાખી હતી ! !

ઓગસ્ટ મહીના સુધીમા તો તે બંગલોબી તમામ તઇયા-રબી થઇ ગયો હતો સોરાબના હૂકમથી તા૦ ૧ લીથીજ નોકરો વટીક રાખી લેવામા આવ્યા હતા કારભારણ વીલર ડોસાં એક પકાવનારો, એક આયા, ઉપરાત બે માલીઓ બાગમાં કામ કરી રહયા હતા બરોબર ૧૭ મી ઓગસ્ટે કારભારણ વીલર ડોસાને કેપટન સોરાબ બમનશાહ તરફથી એક કાગળ મલ્યો તેમા તેવણને જણાવવામા આવ્યુ હતુ કે તેજ દીવસે સાંજે સાત વાગે તેવણ પોતાના મોહોરદાર સાથે "રોઝ વીલા"મા આવી પુગશે. વાસ્તે ખાણુ બરાબર આઠ વાગે તઇયાર રાખવુ.

તેઓ અલબત સાદાં મી૦ અને મીસીસ બમનશાહને નામેજ આવતાં હતા બોલી નાની આલુને ઉંધુ ચતુ સમજાવી બેગ લોરથી નહસાડી લાવ્યા પછીથી આ સગદીલ લશ્કરી તબીબ બધે એજ સાદા નામથી તેણીને લઇ ફરતો હતો, અને હવે તે અહીં એકાતવાસમા તેણીને સદા માટે લઇ આવનાર હતો પણ—પણ શુ ? આહ !—ભવીષ્યની વાત કોણે જાણી છે કે વળી તે જાણે ?

સાત કયારના વાગી ચુકયા હતા અને તે નવા પધાર નારા શેઠ અને બાઇ કેવાક હશે તેની ચટપટ કરતા નોકરોનો સ્ટાફ આપસ આપસમા વાત કરતો દરેક રીતની તઇયારીઓ કરતા હતા

"મને લાગેછ કે તેઓ તરતનાજ પરણેલા ઘણા જવાન હોવા જોઇએ" આયા મેરીઅને બટલરને ખાનગીમા કહયુ "અને તુ જાણેછ કે અનતુન મને તો હમેશ તેવા લોકો આગળજ રહેવા વધારે ગમેછ ઘરડા ને લાબો વખતના પર-ણેલા વઢકણા ધણી ધણીયાણી તો કામકાજમાગી એટલા ચોકકસ હોય છે કે તોબાહ કયે !"

તેઓએ શેઠ અને બાઇને જવાન જોવાની આશા રાખી હતી ખરી—પણ જયારે બારણા આગળ ગાડી આવીને ઉભી ત્યારે એક ગ્રહસ્થનો હાથ ઝાલી હરણીની ચપળતાથી મોટર-માથી કુદી જે છોકરી બાહેર આવી તેને જોઇ કારભારણ વીલર તો અજબજ થઇ ગયા ! આતો માત્ર એક નાની છોક-રીજ હતી ! તેણીને ભાગ્યેજ સત્તર વરસ હોવા જોઇએ એમ વીલર ડોસાને તુરત લાગ્યુ જ્યારે જવાન મી૦ બમનશાહની ઉંમર તેણીએ અનુભવી આખ્યાએ તુરત ત્રીસ ઉપરની આકી

"ભલે પધારી મારી વહાલી આલા" સોહરાબે આલાને પોતાનો હાથ આપી મોટરમાથી ઉતરતા કહ્યુ અને પછી તુરત વધાર્યુ "હુ દુવા કરૂ છ કે અહીં આપણી બાઝીની જીદગી સદા સુખ સપજમા પસાર થાય! જો આલા, તારી આસપાસ જો—અને કહે મને કે તારૂ નવુ ઘર તુને પસદ છે કે નહી?"

તે છોકરી તદન ચુપ ઉભી તેણીએ હજીપોતાની સાદી જુની બે કલરની સાડી અને વોઇલનુ તેવુજ સાદુ બ્લાઉઝ જે પહેરી તેણી ઘર છોડી આવી હતી તેજ હાલમાં તેના આગ ઉપર મોજુદ હતુ. અને એ સાદો પોશાક "રોઝ વીલા"ના દમામ સાથે અજબ રીતે સરખામણી કરી રહયો હતો તેણીએ પોતાની મધુર આખો આસપાસ ફેરવી જોયુ. તે સોનેરી અને પરપન પીલસ, પવનની ઠડી લેહરીમા હાલી રહેલા ગુલાબો, આસપાસની હીલોતરી, ઉંચા વરડા, ફુલના કુડાઓથી શોભી રહેલી બાલકનીઝ, એ સરવ તરફ તેણીએ અત્યત ખુશાલીથી જોયુ ! આહ આ બધુ હવે તેનુ થનાર હતુ તેનુ પોતાનુ !! અને તે બચ્ચા સહી ખુશાલીમા તેણીનો મનોહર મુખડો એકદમ ખીલી રહયો સોહરાબ બમનશાહની તેણી માટેની આટલી બધી હેતભરી લાગણી જોઇ, ઉપકારના આસુ તેણીની આખ્યોમા આવી ગયા

"સોહરાબ, ઓ સોહરાબ," તેણી ધીમે સાહદે બબડી "ઓ સોહલી આય બધુ કેટનુ સરસ છે ઓ કેટનુ લવલી ! મને તો જાણે બીકણી લાગેછ સોહરાબ"

તેણે હેતથી તેણીના નહાના હાથો પોતાના હાથમા

પકડયા અને તે લાલ અને સફેદ થતા ચેહરામા બે ઘડી મોજથી જોયુ પછી તુરત ગભીર થતા તેણે કહ્યુ—

"હવે આલા, માહારૂ કેહવુ બધુ બરાબર તુ યાદ રાખજે આજથી હુ કેપટન સોહરાબ બમનશાહ નથી હુ સાદો મી૦ બમનશાહ છેઉ તે યાદ રાખજે હુ મી૦ બમન-શાહ અને તુ મારી પોતાની ધણીઆણી છે તારી વેડીંગ રીંગ કાહ છે આલા? જોઉ જોવા દે મને"

જ્યારે તે છોકરીએ પોતાનો હાથ ઉંચકી તે વીંટી તેને બતાવી ત્યારે તે બચ્ચા સહી મનોહર મીઠા ચેહરા ઉપર દુન્યા ભરનુ સુખ અને હેત વાચી શકાતુ હતુ, અને તે જોઇ તે સેહજ હસ્યો

"એ તુ સદા તાહારી આંગળીએ પહેરી રાખજે, મહારી આલા! જો હવે સમજ તાહારે જરાકબી શરમાવાનુ નથી આ ઘરની ધણીઆણી તરીકે આજથી તુરત તુ તાહારી જગ્યા લે "રોઝ વીલા" હવે પછીથી તાહારો છે, તાહારો પોતાનો છે. વહાલી આલુ, મેં તે તહારેજ માટે ખરીદયોછ— અને તેની તુજ માલેક છે માહારી વાહાલી મીઠ્ઠી નહાની ખુબસુરત આલાને અહીં રાજ કરતી, અને સાહેબી કરતી, જોવાનાં સુખ માટે શુ નહીં આપુ?"

"અને તમે હવે સદા મારી પાસેજ રહેશો કેની સોહરાબ" તેણીએ હસીને પુછ્યુ

"હાસ્તો વળી" તે જવાને ઝટ જવાબ કર્યો "બનશે એટલો હુ તાહારી પાસેજ રહેવશ અલબત માહારે ડયુટીસર

આવારનવાર જવુ પડશે ખરૂ, પણ હુ તુને બનશે એટલી થોડીજ એકલી રાખશ ને ઝટ પાછો આવશ તેની તાહારે ફીકર કરવાની નથી આશા, ને, લે, ચાલ હવે આપણે અદર જઇએ પેલા વરંડાપર ઉભા રહી કયારના વીલર ડોસા આપણી તરફ જોયા કરે છે" અને તેઓ હવે હસતે ચેહેરે આગળ ચાલ્યા



## પ્રકરણ ૫ મુ

—,○—

### ગજના ઢગલાપર કે ગધેના ઉકરડાપર ?

તે નવા જોડાને "રોઝ વીલા"ના સુદર શોભીતા એન્ટ્રન્સ આગળજ સામેથી આવતા વીલરડોસા મળ્યા મીસીસ સોહરાબ બમનશાહે થોડાક શબ્દોમા તેણી સાથે માયાથી વાત કરી, મગર ઘરડા વીલરડોસાનુ તો ધક જાણે ચરવા ગયુ હતુ ! તેવણ તો નવી પરણી આવેલી બાઇના બચ્ચા જેવા નીરદોશ મનોહર ચેહરા અને નાજુક આકાર તરફથી કેમે કરતા પોતાની આખો હટાવી શકતાજ નહીં હતા!

"તમારા બાઇ આ લાંબી મુસાફરીથી ઘણા થાકી ગીયાંછ, વીલરમાએ," કેપટન સોહરાબે માયાથી વીલરડોસાનુ ધક ઠેકાણે લાવતા કહયુ, "માટે એવણ માટે તઇયાર કરેલા ઓરડામા લઇ જઇ જરા આરામ કરાવો" અને પછી કાઇક હેતવતા મીઠા શબ્દો તે છોકરીના કાનોમા બબડી તેણે તેણીને કારભારણ સાથે જવા દીધી.

તે છોકરી તેવણુ સાથે ગઇ એક પછી એક મોટા આરાસ્ત કરેલા ઓરડાઓ વટાવી વીલરડોસા તેણીને એક મોટો કુશાદે દાદર ચઢાવી માળ ઉપર તેણીના ઓરડામાં લઇ ગયાં આહા—શુ તે ઓરડાની રોણુક અને દમામ ! પેન્ટ કીધેલી દીવાલો ઉપરના પીકચરો આરટીસ્ટોના માસ્તરપીસજ હતા. મોટો બીછાવેલો ગાલીચો સુવાળો અને પગ અદર પેસી જાય એવો નરમ હતો ફરનીચર બધુ નાજુક અપ-ટુ-ડેટ સ્ટાઇલનુ હતુ ઠેરેઠેર વાઝીઝમાં ફુલો ભરેલા હતા જાણે એક બેહસ્તની પરીનો માળો હોય એટલો બધો સુદર અને સરસ તે ઓરડો હતો

નાની આલુએ મુશ્કેલીથી અજાયબીની એક ચીસ અટકાવી સાદાઇમા ઉછરેલી તે બીન અનુભની છોકરી માટે બચીત આ બધુ નવુ અને નવાઇ પેદા કરનારૂ હતુ એમ છતા તુરત તેણીએ મોહરાબના ચેતવણીના શબ્દો યાદ કર્યા, અને જાણે આવુજ બધુ તેણુને વાપરવાની તમેહ હોય તેમ, વીલરડોસા કાંઇભી નોટીસ કરે તે પહેલા તે છોકરીએ બહાદુરીથી પોતાની અજાયબી સમાવી દીધી અને નફકરે હસ્તે ચેહરે તેવણુ તરફ ફરી જોયુ—

"હુ તમોને મદદ કરૂ બાઇ" વીલરડોસાએ પુછ્યુ

"નહી થેકયુ વીતરમાય—મને માહારે પોતાને હાથેજ કામ કરી જવાની આદત છે" તેણીએ ભોળાઇમા કહયુ અને વળી કાચ્ચુ કપાયલુ જોઇ તુરત વધારયુ, "એટલે મારી કહેવાની મતલબ એમ કે કોઇબી વચ્ચે પડેછ તે મને મુદલ પસદ નથી"

વીલરડોસા બડાં બાહોશ અને જમાને ખાધેલ હતા તેવણે એક પળ તે ગીદા ચેહરા અને ગભરાયથી બે મધુર આખ્યો તરફ એક ઝડપી નજર કરી લીધી તે–માય જેવી માયાળુ ડોસીના દીલમા આ નાની ઉમરની નાદાન દેખાતી છોકરી માટે તુરત હેતની એક અજબ લાગણી થઇ તે છોકરી તેવણને તુરત ગમી ગઇ હતી

"વારૂજી હુ સમજી બાઇજી" તેવણે તુરત નરમાશથી જવાબ કર્યો "પણ કાંઇ નહીં તો તમારો સામન ખોલવા અને પેટીમાથી કપડા કાઢવામા તો મને મદદ કરના દેઓજી તમે ઘણા થાકી ગીયેલાં લાગોછો"

"સામાન અને પેટી!" તે છોકરીએ મનમા અજાય-બીથી સવાલ કર્યો અને પછી નજર કરી જોતા પેટીઓની હાર તેણીની નજરે પડી, પણ વળી પાછી તેણીએ અજાયબી સમાવી દઇ કહ્યુ, 'તમારી ઘણી મહેરબાની વીલરમાય, પણ હમણા તો મને કશાની જરૂર નથી હાલ તો એક પા કલાક હુ જરા થાકી ગઇછુ તે લેટી ઉઠશ. બરાબર વીસ મીનીટ પછી શેટને માહરી પાસે મોકલી આપજો તેટના હુ રેસ્ટ લેવશ"

તેણી પોતે અજબ થઇ કે આમ બોલતા અને હુકમ કરતા તેણીને કેમ આવડયુ હશે! તેણી ફીકનુ હસી

તેણી જરાબી થાકી ગઇ હતી નહીં, તેથી જરાબી રેસ્ટ નહીં લેતા તેણી ખુશાથી ચમકારા મારતી આંખો સાથે તે મોટી ફ્રેન્ચ બારી આગળ જઇ ઉભી અને તેમાથી દેખાતો

દુરવેરનો રળીયામણો દેખાવ અને આસમાનપર ઝળકી રહેલા તારાઓ જોતી ઉભી

વીસ મીનીટ પુરી થતાજ તેણીએ પોતાના ઓરડાની બાહેર કોઇનાં ભારી પગલાનો અવાજ સાભળ્યો બીજીજ પળે તો બારણાપર બે ચાર ટકોરા મારી કેપટન સોહરાબ પોતે અંદર ચાલી આવ્યો, તેણે અંદર આવી તુરત આલાંના દડા હાથો પોતાના હાથમા જોરથી પકડયા.

"કેમ શાનો વીચાર કરી રહીછ, આલા ડીઅર? તેણે ઘણાજ હેતથી હસીને સવાલ કર્યો ચાલની ભુખ લાગીછ કે નહીં? જમવા આવેછ કેની?"

"હા, પણ સોહરાબ, વીલરાડેસા કહે છે કે મારે નામની પેટીઓ અને સામાન કાલનો અહીં આવી ગયો છે તે શુ? મારે માટે કોણે મોકલાવ્યો હોશે?"

"કોંએ હુ મોકલાવનાર નથી શુ?" સોહરાબે હસીને કહ્યું અને પછી તેણીને તે પેટીઓ આગળ ઘસડી ગયો, "ચાલ આપણે એમાંની એકુ બે ખોલી જોઇએ કે અંદર શુ શુ છે."

અને તે ખોલતા અંદરથી એકથી એક સરસ પાશાકો નીકળ્યા આખે ઉડી વળગે એવા ખુલ્લા, ઘેરા, રંગની રેશમી સાડીઓ અને તઇયાર સીવેલા અપ-ટુ-ડેટ ફેશનના બ્લાઉ-ઝીઝનો એક ડુંગર ત્યા મોજુદ હતો વળી સાથે બીજા જાત જાતના જરૂરી કપડાઓ હતા. માહે બીજો પણ એક નાનો તાળુ દીધેલો બોક્ષ હતો, જે ખોલતા આલાએ હરખ અને

અજાયબીની એક નાની ચીસ પાડી સોહરાબ તરફ જોયું તેમાં એક બેમુલ ખજાનો હતો હીરા, મોતી, માણેક, અને લીલમના તરેહ તરેહના ઘડાવેલા સેટસ જોઇ નાની આલા તો જાણે બેહોશ જેવી થઇ ગઇ

' ઓ સોહરાબ, ઓ સોહરાબ, આય શું બધું મારે સારૂં ? ઓ હું કેમ તમારો ઉપકાર માનું ! તમે કેટલા ભલા છેઓ સોહરાબ " તે છોકરીની ખરા દીલની ખુશાલી જોઇ તે ગમ્મતથી હસ્યો અને ખરા હેતથી તેણી તરફ જોયું

"તું ચાહશે તો એથીબી વધારે તુને બીજું મળશે, માહરી આલા," તેણે કહયું, "તું જે માગશે તે હું તુને અપાવશ ચાલ હવે આમાથી એક સુંદર પોશાક પસંદ કરી પહેર—હું જોવા માગું છ કે મારી સુંદર આના તે ઠહેરામા કેવી લાગશે "

"શું તેથી હું તમોને વધારે ગમી શકશ, સોહરાબ," તે છોકરીએ ધીમેથી પુછ્યું. "હું કરશ તમે કહેશો તેમ તમને ખુશી કરવા હું સઘું કરશ પણ સત માનજો સોહરાબ, એ સઘુ તને ગમવા છતા, મને તો સરવથી વધુ તમારા ખરા ને સાચ્ચા હતનીજ દરકાર છે મને બીજું કાઇ જોઇતુ નથી તમે માહરૂં કહેલું માનોછના, સોહલી ?"

"હા અલબત," તેણે જવાબ કર્યો, "હા અલબત આલા હું તે જાણું છ પણ ચાલ હવે જલદી કર આલુ તઇયાર થઇ નીચે આવ હું દશ મીનીટ તારી રાહ જોવશ."

તેણી પોતાના રૂમનો ભવ્ય દેખાવ જોઇને હબતી થઇ

હતી, તો ડાઇનીંગ રૂમનો દોર ને દમામ જોઇને તો વધારેજ હેબતી કેપટન સોહરાબ તો જાણે તેણીને પોતાના પૈસા અને પદવીથી આજીજ નાખવા બેઠો હતો

તે મોટા દમામદાર ઓરડાની તેનીજ ભપકાદાર ચકચકીત ટેબલના હેડ ઉપર તેણીએ ઓસકાતા શરમાતા પોતાની જગ્યા લીધી ત્યારે તેણી જરાબી નરવસ થઇ નહીં પોતાને સાદે ઘરબી કુવરપુઇએ તેણીને તેવી તો દરેક કેળવણી ઘણી સારી રીતે આપી હતી કોઇબી રીતે છબરડો કરવા જેટલી તેણી ગામડીયન કે તદન ભોટસોટ હતી નહી જમ્યા પછી તેઓ બાહેર નીકળ્યા બગલાની એક સાઇડ આગ। એક ઉતરાણવાળી જગ્યા આવેલી હતી, જે ઉતરી જઇએ તો સીધા એક મોટા ઉંડા તળાવ આગળ જવાતુ હતુ મી૰ અને મીસીસ સોહરાબ જમનશાહ તે તરફ જઇ તારાઓની ઝાખી રોશનીમા જોતા ઉભા

"તુને આ બધુ ગમ્યુ કે નહીં તે તે મને હજી કહયુ નથી આલા' સોહરાબે હેતથી પુછ્યુ "તુ જાણેછ કની કે હવે પછી આ બધુ તાહારૂ પોતાનુજ છે?"

તેણી કાંઇ જવાબ કરી શકી નહીં ફકત મુગી ચુપકીદીમા ઉપકારના ઉભરા સાથે તેણીએ તેનો હાથ પોતાના નાહના હાથોમા પકડી લીધો અને અત્યત હેતથી તેના તરફ જોયુ

"ઓ સોહરાબ, કેહો મને કે આટલા હેત અને જેહમતનો બદલો હુ કેમ વાળી આપવા? તમે કેટલા ભલા છેઓ સોહરાબ"

"તુ તે બદલો મને તાહારા હેતથી વાળી આપી શકશે આલુ ! તુ ફક્ત મને સદા સાચી રહેજે અને આવીજ મીઠી અને હેતવતી રહેજે, એટલે માહારો બદલો મને મલી ગયેલો હુ સમજશ"

આહ તે કેટલુ થોડુ માગતો હતો ! આટલુ બધુ આપી તે ફક્ત તેની તરફથી હેતનીજ આરજુ કરી રહયો હતો ! આલાને લાગ્યુ કે જો ફક્ત તે કઇ રીતે તે ભલા જવાનની દરકાર કરતી થઇ હતી તે સમજાવી શકે તો બસ હતુ

"ઓહલી, વાહલા સોહલી, તેની તમારે ફીકર રાખવાની નથી હુ તમોને વચન આપુ છ કે હુ સદા તમોને સાચી રહેવશ, અને મહોત સુધી ચાહવશ, ઓ સોહરાબ કહો મને કે કઇ રીતે હુ તમોને માહરા હેતની ખાતરી આપી શકુ જો જરૂર પડે તો સત જાણજો, વાહાલા સોહરાબ કે તમારે ખાતર માહારો જીવગી કાઢી આપુ"

આહ આ બોલો તેણે પછીના વરસોમા કેવા સતાપથી યાદ કર્યા

"તાહારો જીવ એમ કાઢી આપવાનો ફાલતુ નથી પડયો આલા, તાહારો જીવ તો મને ઘણો વાહાલો છે," કેપટન સોહરાબે હસીને સમજાવ્યુ "પણ હુ એમ પુછુ કે આ નવાં કપડા સજી તે આરસીમા તાહરો ચેહેરો જોયો કે આલુ ?" અને તે ચાદરણીના ફીકકા ઉજાસમા સોહરાબે બે પળ મોજથી અને મગરૂરીથી તેણી તરફ જોયુ

તે ખુશાલીથી લાલ થઇ, ખચીત બેગલોર ખાતે વસ્તી

આલાં ગ્રાંટ અને હાલની માલેતુજાર શેઠાણી તરીકે વસી રહેલી, આ "રોઝ વીલા"ની માલેક કાંઇ અજબજ તફાવત બતાવતી હતી તે ગોરી ખુલ્લી ગરદન, પોણા ઉઘાડા તાસની ઓહેમાંથી દેખાતા ગુલાબી હાથો સીધ્ધુ ટટાર કદ, અને ગુલાબની એક ખીલતી કુળીને મળતો આવતો ચેહરો તદન અપ–ટુ–ડેટ પોશાકમા એક રાજ કરતી રાણી અને સાહેબી કરતી શેઠાણીનોજ ખ્યાલ આપતી હતી

સોહરાબે તેવામા તેણીનો હાથ ઝાલ્યો અને હેતથી તે હરતો ચેહરો પોતાની તરફ ફેરવ્યો

"હવે કહે મને આલા, શુ આ તાહરા કુવરપુઘના જુલ્માટભર્યા ઘરથી વધારે સારૂ નથી ?"

"હા હઝાર ઘણુ વધારે સરસ છે" તેણીએ તે લશ્કરી અમલદારની આકર્શીત આંખોમા જોઇ બહુજ ધીમેથી જવાબ વાળ્યો

સાચી ! પણ ખચીત કાચી !!

× × ×

એક થોડાક દીનસમાજ નાની આલાંએ પોતાનો પાઠ શીખી લીધો તેણીને હવે આ જાતની જીદગીની તમેક પડ નીજ ચાલી તેણી સુખી હતી—એટલી સુખી કે વારવાર તેણી વીચાર કરતી કે આ સુખ નીભશે કે કેમ ? તે હજી એટલી તો નાની અને નીરદોશ હતી કે કેવુ પગલુ તેણી ભરી ચુકી હતી તે હજીએ બરાબર સમજી શકી નહોતી હાલ તુરત તો હજી તેણી જગબી પરતાયલી દેખાતી નહોતી પણ ભવીષ્યની વાત કોણે જાણી ?

તેણીને મનથી તો જીંદગી એક સુખના સ્વપ્ના જેવીજ સરસ પસાર થતી હતી પૈસા, ટકા, મોજ શોખ, અને વળી વહાલથી વીહલા પડનાર સોહરાબની હેતવતી કંપનીમાં તેણી સુખી હતી ભવીષ્યની તેણીને ભલ ફકર હતી જે દુ:ખ તેણી માટે ડોળા ઘુરકી તઈયાર થઈ ઉભુ હતુ, તેની બાપડી આ બેખબર છોકરીને શુ ખબર હોય '

અને એ રીતે દીવસો સુખમા પસાર થતા ચાલ્યા તેણી હમેશા ખુશાલ અને ઉલટમંદ નજરે આવતી હતી તેણીએ ભરેલુ પગલુ તેણી જરાબી ખરાબ લેખતી નહીં તે તો જેમ બેંગલોરમાં તેમજ અહીંબી સુખ અને સંતોષમા રહેતી હતી મગર તેણી ખરેખર ખુદામા માનવાવાળી ધરમ ઉપર એતેકાદ રાખનારી હોવાથી કદી પોતાની બંદગી ચુકતી નહીં

એક દીવસ કાઈ કામે તેણીના ડરેસીંગ રૂમમા તેણીને શોધવા જતા સોહરાબે ત્યા અજાયબ જેવો ગંભીર દેખાવ જોયો માથે સોડ ઓઢી લઇ પોતાના નાના સુંદર હાથો જોડી પોતાની મધુર વાયોલેટ ફુલ જેવી બ્લુ આંખ્યો, આસમાન તરફ ઉઠાવી તે છોકરી ખરા દીલથી ખુદાની યાદમા પોતાના પરવાળા જેવા હોઠો હલાવી રહી હતી એ દેખાવે સોહરાબ ઉપર ઘણી ગંભીર અસર કરી. તેણી ભણવાનુ પુરૂ કરી રહી ત્યા સુધી તે અદબથી બાજુએ થોભ્યો, અને ત્યાર પછી તેણીને પુછ્યુ

"એ તુ શુ કરતી'તી આલા?"

"કાંય સોહરાબ એ કેવો સવાલ?" તે મીઠી છોકરીએ ખુશાલ તબીયતથી હસીને સમજાવ્યુ, "હુ બંદગી કરતી'તી!"

તેણીની નીરદોશ રીતભાત અને મીઠા સ્વભાવથી તેની ઉપર બહુ અસર થતી જો તે તીખ્ખા, મીજાસી સ્વભાવની હતે તો તેને આટલુ લાગતે નહીં પણ આલાની હદ બાહેરની સાદાઇ, નીરદોશ વીચારો, ખુશાલ તબીયત અને તેને માટેનુ અથાગ હેત અને તાબેદારી જોઇ તે દીવસે દીવસે વધુ વીચારવત અને દુખી થતો ! કેટલી નાની કેટલી ભોળીભાળી તે છોકરી હતી કેવો તેણી તેની ઉપર વિશ્વાસ રાખતી હતી !

"આહ," તે વારવાર બડબડતો "જો ફકત પેલી કલકત્તાવાળી નરગેસ મેહતા વચ્ચે મને નડતી નહીં હોતે તો આ બચ્ચાને હુ ખરેજ સુખી કરતે"

અને આજેબી તે અશો વીચારનો નાની છોકરી આમ બદગીમા મશગુલ જોઇ તેની ઉપર ઘણી અસર થઇ તે તેણી સાથે વાત કરતા થોડોક બેધ્યાન બન્યો

"બદગી કરતી'તી, આલા?" તેણે કહયુ "ઘણુ સારૂ માહારી વાહાલી આલુ, મગર ફરીથી ખુદા ખાતર મારી સામે એમ કરતી ના, હુ તારા જેટલો ધરમી અને ખુદામા માનવાવાળો નથી."

તે મધુર આખો અજાયબીમા ઉંચડી અને તે પરવાળા જેવા હોડો ટપકાના કાઇક સખુનો કહેવા ઉપડયા, પણ બીજીજ પળે તેણી ચુપ થઇ ગઇ, શા માટે તેણીએ કાંઇમી બોલી તે વાહાલા જવાનને દુખી કરવો જોઇએ? તેણી ચુપજ રહી

× × ×

નાદાન આલાંના નાહાસી ગયા પછીથી કુવરપુઇનેબી ઘણુ દુખ લાગ્યુ હતુ તેવણુ જો કે જોઇએ તેવી તે માબાપ વગરની એકલી અટુલી છોકરીને ચાહતાં હતા નહીં, છતાં તેવણને તેણીનો સોહવાસ પડી ગયલો હતો. તે વાહાલા મીઠા ચેહરા, અને નરમાશ ભર્યા મધુર બોલોની ગેરહાજરી તેમને સતાપતી હતી તેવણે જે કોઇ આલાને શોધી લાવે તેને માટે એક ધરખમ ઇનામ વટીક છપાવ્યુ હતું

અને આલાના નાહાસી ગયાથી એગલોરતુ લોક કાંઇ ઝાઝુ અજબ થયુ નહીં કુવર ડોસાની નાલાયેક ચાલ સરવે ને ખબર હતી અને તેથી અતે કટાળી ગરીબ આલા ઘર છોડી ગઇ તેમા તેમને કાંઇ અજબ થવાનુ લાગ્યુ નહીં અલબત લોક કોઇ એમ જાણતા હતા નહીં કે તેણી કોણ સાથ અને કયાં ચાલી ગઇ હતી

"એની જગ્યાએ હુ હોઉ તો હુબી એમજ કરૂ કુવરપુઇનો જુલમ અને તાણાજાણી ખમવા કરતા કેથે કઇ ચાકરીએ ગધેરા વહીતરૂ કરી માહારૂ પુરૂ કરવાનુ હુબી પસદ કરૂ" આલાની ગુમ થવાની વાત જાણી ત્યારે એક બાઇએ મત આપ્યુ હતુ.

અને આલાને શુ કુવરપુઇ યાદ આવતાં હતા? તેણી શુ તેવણુને મુકી આવવા માટે દુખી થતી હતી? એક લેશ માત્રથી નહીં તેણીએ આટલા વરસો એવા દુખ અને કક-ળાટનાં કાઢયા હતા, કે તે પાછળ છોડી આવવા માટે તેણી જરાએ દુખી થતી નહીં

જયારે સોહરાબ બમનશાહે પોતાની સાથે ચાલી આવ

વાની તે નાની છોકરી કને એહુદી ધીક્કાર ભરેલી માગણી કરી, ત્યારે જો ઘરડા કુંવરપુછ તેણી સાથે સીધે સીધા ચાલ્યા હતે, તેણી સાથે માયાથી વરત્યા હતે, તો ખચીત બનવા જોગ છે કે નાની આલુ પોતાનો વીચાર બદલી બેંગલોરજ રહી જતે અને હવે ધસી આવતા દુખ અને આફતમાથી બચી જતે

અને બેંગલોરમા તેણીના ગુમ થવાની નવી નવાઇની વાતો ફકત ચાર દીવસ રહી જયારે હવે તે સઘળા ભુલીબી ગયા હતા

વળી કેટલાક સારા દીલના ને માયાળુ મનના તે માબાપ વગરની નાવારેસ છોકરીને કેટળીક વાર હેતથી યાદ કરતા, અને અજબ થતા કે હાલ તે બીચારી એકલી અટુલી આ પાપી દુન્યાના કયા છેડા ઉપર હશે ? તેણી કોણુને આશરે હશે ?



## પ્રકરણ ૬ ઠું.

— ૦ —

### નરગેશ મેહતા !—એ વળી નવુ પખેરૂ કોણ છે!

અને એ રીતે વખત પાણીના રેલા મીસાલ પસાર થતો ચાલ્યો, જે દરમ્યાન આલા આટની જીંદગી સુખના એક સ્વપ્ના મીસાલ વહેતી રહેલી હતી પોતાનાં ઘરડા, તુમાખી, ખરાબ મીજાસનાં જુલમી કુંવરપુછને છોડી આવવા પછીથી તેણી અહીં ઉટાકામંદ મધે "રોઝ કોટેજ"ની માલેક તરીકે

ખુબ મોજ મજાહ અને સુખચેનમા વખત પસાર કરતી હતી કેપટન સોહરાબ બમનશાહને ઇન્સાફ આપવા ખાતર કેહેવુ જોઇએ કે તે એ છોકરી ઉપર ખરા દીલનુ હેત રાખતો હતો, અને એકે વાતની તેણીને અડચણ પાડતો નહીં તે તેણીનો પડયો બોલ ઉપાડી લઇ તેણીની દરેક વાજબી મરજી સાચવતો વળી તેણે કશી વાતની કચાશ રાખી નહીં હતી, બધી વાતમાં તેણીનેજ ખુશી રાખવા સદા તૈયાર રહેતો

સોહરાબે એક નવી શોધ કરી હતી અને તે એ, કે સુદર આલાનો સાદ ઘણોજ મીઠો અને જોરાવર હતો, મગર તે કેળવાયલો નહીં હોવાથી નકામો હતો તેણે તેથી ત્યાની કોનવેનટના ઘરડા મ્યુઝીક માસ્તરને વટીક રાખી લીધો અને તેણીને શીખાડવા માંડી વળી ડ્રોઇગ, પેન્ટીંગ, અને ફેન્સી સીવણ શીખાડવા એક બીજી ઘરડી લેડી ટીચર આવતી હતી અને એ રીતે તે છોકરી આગળ અને આગળ દર દીવસે નવુ નવુ શીખતી ચાલી

આપણે આગળ જોઇ ગયાં તેમ બાગને એક છેડેથી નીચે ઉતરી એક તળાવ આગળ જઇ શકાતુ હતુ સોહરાબે પોતે એક નાની બોટ લીધી હતી, જેમા તે તથા આલા ઘણીક વેળા પાણી ઉપર ફરી આનદ મેળવતા

એક દીવસ આલાને પાછુ તળાવ ઉપરજ ફરવા જવાનુ મન થયુ અને તે મરજી સોહરાબને જણાવતા તેણે તુરતજ હા પાડી

આલા પોતાના ઘરનાજ કઠેરામા બની ઘણી શોભી રહી હતી તેણીએ માથે સોડ લીધી નહીં, અને ઉઘાડેજ માથે

બોટમાં સોહરાબ સાથે ચઢી બેઠી પવનની ઠંડી લેહરીથી તેણીનાં કસબ જેવા સુવાળા સોનેરી ઝુલફા એમ તેમ ઉડી રહયાં હતાં, અને અતી સુખમા તે હસતી મધુર આંખો સાથે તેણી જાણે એક મનોહર પીકચરજ રજુ કરતી હતી

તેઓ થોડીવાર તળાવ ઉપર ફર્યા એટલે સોહરાબે કહયુ–

"આપણે બોટ પેલી પાર લઇ જઇએ આલા ! તાંહ ફરવાનુ મજાહતુ લાગેછ" અને તેઓ તે તરફ ગયા, જયારે ભાગ્યેજ હજી તો બોટ ઉભી કરી તેમાથી આલા ઉતરવા જાય તેટલા તેણીએ ગુસ્સાથી સોહરાબને બખાળતાં સાભલ્યો

"શુ છે સોહલી ?" તેણીએ તે ઉપરથી પુછ્યુ

સોહરાબે સામી તરફ એક બઇરા માટીડાનુ આવતુ ટોળુ તેણીને બતાવ્યુ, "જો આલા, આ સામેથી આવી રહેલા બધા જણાઓને હુ ઓળખુ છ તેઓએ આપણને સાથે જોવાં નહીં જોઇએ તેથી હુ કેહુ તેમ કર આલા ! જો પેલી સાઇડે દેખાતા મોટા યુકીલીપટસના ઝાડો નીચે જઇ તુ મારે માટે થોભ, હુ થોડી વારમા તેઓને મળી પાછો આવશ તુ મારે ખાતર એટલુ કરશેની આલા ?"

એક શબ્દબી વધુ બોલ્યા વગર તેણી ત્યાથી ફરી ગઇ, અને તેણે બતાવેલી જગ્યા તરફ તાબેદારીથી ચાલવા માડયુ તે મે મહીનાનો એક ખુલ્લો ખુશાલ દીવસ હતો, અને ત્યા ઝાડ નીચે ઘણાક છોકરા રમત કરી રહયા હતા જરાક છેટે એક યુરોપીયન બાનુ એક નાહાના ચાર વરસના ખુબસુરત બચ્ચા સાથે ગેલ કરતી ને રમતી બેઠી હતી આલા ત્યા ગઇ અને અને વીચારવત થોડોવાર બેઠી રહી

તેણીએ દુરથી સોહરાબને પેલાં સામેથી આવતા ટોળા તરફ જતા જોયો તેણીએ તેને ટોપી ઉતારી હસને ચેહેરે સર્વને સલાસ કરતા દીઠો અને તેથી તે ગરીબ છોકરીના મનમા ઘણુજ માઠુ આવ્યુ આહ, આજે પહેલીજવાર પોતાને માટે તે છોકરીએ વીચાર કર્યો ! તેણી તે જવાનને મનથી કેટલી થોડી કીમતની હોવી જોઇયે, કે આ રીતે કોઇ સાથ તેને ઓળખાણ પીછાણ તે કરાવી શકતો હતો નહીં

વળી તેણીને એક બીજો વીચાર આવ્યો થોડી વારની મોજ શોખ અને દોરદમામ તો ઠીક હતો, પણ આખી જીદગી આ રીતે એકાતવાસમા કાઢવાની ફીકર તે છોકરીને આજે પહેલી વાર થઇ શુ આખી જીદગીભર એમજ સતાતુ ભરાતુ ફરવાનુ હતુ ?

તેણીની આસપાસ નાહના બાળકો રમી મજાહ કરી રહયા હતા દશ મીનીટ પહેલા તે પોતેબી આ બાળકો જેટલીજ ખુશાલ અને સુખી હતી તેણીએ પોતાની પાસે રમતા પેલા યુરોપ્યન બચ્ચાને પોતાના હાથમા લીધુ અને હેતથી રમાડવા લાગી—જે બધુ જોતી અને ખુશાલીથી હસતી તેની જવાન માતા ત્યાં બેઠી હતી

એકદમ તેણીને ખ્યાલ થયો કે સામેથી તેજ બાનુઓ અને ગ્રહસ્થો બધા આજ તરફ ચાલી આવતા હતા. તેણીએ પેલા નાના બાળકને પોતાના ખોળામા બેસાડયુ અને સામેથી આવતાં ટોળા તરફ જોયુ ! અને તેણીએ શુ જોયુ ? દશેક જણા સામેથી આવતા હતા બધા સેહેલ કરવા ઉતરી પડેલાં પારસી ગ્રહસ્થોજ હતાં, તેમા સઉથી પહેલો તેણીની

નજર પોતાના કહેવાતા ભરથાર સોહરાબ બમનશાહ ઉપ-રજ પડી.

તે બધાથી જરાક આગળ ધીમે સાદે વાત કરતો એક છોકરી સાથે ચાલતો હતો આલાને લાગ્યુ કે આવો ખુબ સુરત ચેહેરો તેણીએ આગળ કદી જોયો હતો નહીં તે છોકરી ઘણી જવાન, ભાગ્યેજ બાવીસેક વરસની અતી સોહામણા ચેહેરાની, કાળી ભમર આખો બને તેવાજ સીંહી ઝુલ્ફા ધરાવનાર ઉંચી મરોડદાર બાંધાની હતી વધુ ધ્યાનથી જોતા તેણીને લાગ્યુ કે તે ચેહેરો કાઇક કરડો દેખાતો હતો તેણીના હોઠ મગરૂર અને આખોમા એક જાતનો બેપરવાહ છાપ ખુલ્લો નજરે પડતો હતો તેણીની ગીનભાત ઠડી અને મગ રૂર જેવી ઝટ નજરે આવતી હતી અરેરે, ભોળી આલાને શુ ખબર કે તેજ છોકરીની અદર ધડક ધડક થતુ તેણીનુ જીગર કેટલુ નરમ અને હેતવતુ હતુ

તેણીએ ઉપર જોયુ અને સોહરાબની નજર સાથે તેણીની નજર મળી તેણીએ ઝટ તે આખોમા એક જાતની ચેતવણી વાચી લીધી, અને તેટલા તો તેઓ સઘા તેણીની પાસેથીજ પસાર થઇ ગયા

"આ કેવો સુદર ચેહરો! જોવ, સોહરાબ—પેલા મચ્ચા સાથે બેઠેલી પાર્સી છોકરી કેટલી સરસ છે એ કોણ હોશ વાઃ" તેણીએ કેપટન સોહરાબ સાથે આગળ આગળ ચાલતી પેલી કાળી આખાવાળી સુદરીને બોલતા સાભળી, "જોવની, મોહનાગ પેલી તરફ જોવની! કહો મને કે શુ તે એક ખરેખરી ખુબસુરતી નથી"

અને જ્યારે સોહરાબને બેપરવાહીથી, અને ઠંડી રીતે જાણે તે કોઇ પારકા તરફ જોતો હોય, તેમ તેણી તરફ જોતા દીઠો ત્યારે અજાયબી અને લગભગ ગુસ્સાથી તેણીનુ જીગર ધડક્યુ

"જ્યારે હુ ખુબસુરતીની એક રાણી સાથે ચાલતો હોઉં ત્યારે બીજી સુદરતાઓ જજ કરવા તમારે મને કહેવુ જોઇએ નહીં, નરગેશ" તેણીએ સોહરાબને રમત્યાળ રૂપે બોલતા સાંભળ્યો અને એ રીમાર્ક સમજી નરગેશ—કેપટન સોહરાબની વરસોથી અદરાયલી મહોરદાર,—નરગેશ મહેતાના મગરૂર રાતા હોઠો એક ધીમા ઠડા હસવામા ખુલ્યા તે આલાએ જોયુ

અને પછી તે ગરૂપ ત્યાંથી આગળ ચાલ્યો તેણીએ ખેચાતી અને અજાયબીથી નીકળી પડતી આખોએ જ્યા સુધી તેઓ દેખાયા ત્યા સુધી જોયા કર્યુ પણ સોહરાબે તો જરાબી પાછળ ફરી એક નજર તેણી તરફ નાખી નહીં તે તો ખુશાલ હસતે ચેહરે પેલી ઠંડી મગરૂર ખુબસુરતી સાથે સરભોગ ચાલ્યો ગયો તેને બદલે તેણીએ જોયુ કે તે ગરૂપ-માનો એક કોઇ પરાયો માણસ જાણે તેણી એક નવાઇ જેવુ જાનવર હોય તેમ વારવાર જોયા કરતો હતો એ શુ ? શુ સોહરાબ તેણીને વીસરી ગયો હતો ? શુ તે હવે પાછો આલા આગળ આવશે નહીં ? તેણીની આખોમાથી એક મોતી જેવુ આસુ સરી તેણીના ખોળામા રમતા પેલા બાળક ઉપર પડયુ

"તમે રડોછ કાએ ?" તે નાના બાબાએ પોતાની

નોતરી જવાને પુછયુ અને ત્યારે આલાએ તુરત પોતાના આંસુઓ ખચાવી હસતો ચેહેરો રાખવાની કોશેશ કરી તેણીને ખબર હતી કે સોહરાબને આંસુઓનો કેટલો ધીક્કાર હતો

પેલી તરફ પેલી ખુશાલ પારટી તો હસતી અને વાતો કરતી "હોટેલ સેસીલ" તરફ જવા ફરી

"હવે મને કહે નરગેશ, કે તુ અહીં કેમ આવવા પામી ?" સોહરાબે અધીરાઇથી તેણી તરફ ફરી સવાલ કર્યો તેને ઇનસાફ આપવા ખાતર કહેવુ જોઇએ કે તેનુ મન તો બધુ પેલી તરફ આલામાંજ ભરાયલુ હતુ તે કાંઇ આલા ધારતી અને માનતી હતી તેમ તેણીને એક ઘડીબી વીસારી બેઠો હતો નહીં સામી આ તેની અહરાયલી મોહરદાર ફુટી નીકળવાથી તે દલગીર થયો હતો

"હવે ત્યારે મને સમજાવ, નરગેશ, કે તુ અહીં કાહથી આવી ?"

તે છોકરીએ તુરત જવાબ કર્યો

"તે કહેવાનુ ઘણુ સેહેલ છે ગરમીની મોસમ હોવાથી અમે આઠ દશ જણાએ પારટી થઇ કોઇ હીલ સ્ટેશનપર જવાનો વીચાર કર્યો માહારાં મમાંએ સીમલા નકકી કર્યું, પણ માહારા ફીઆમે ઉટી હોવાથી મે એજ ગામ સજેસ્ટ કર્યુ—અને સઘાને ગમવાથી તેજ નકકી કર્યું, એટલે એક મહીના માટે અમે અહીં આવેલાં છઇએ

મોહરાબે કચવાટનો ચીસ્સો ચઢાવ્યો પણ ઉપરથી ખોટુ હસીને બીજીજ પળે મીઠાસથી તેણી તરફ જોયુ

"વાહ કેવું સરસ, તું તો જેબી અજેસ્ટ કરેછ તે હમેશ સારૂં જ કરેછ હું નરગેસ"

તેઓ હોટલ આગળ આવી પુગ્યા એટલે નરગેશ મેહતાએ પાછું તેની તરફ જોઇ પુછ્યું

"હવે લચનો વખત થએલો છે, તો હું આશા રાખુંછ કે તમોબી અમારી સાથેજ જમીને જશો સોહરાબ મમાબી ઘણાં ખુશી થશે તમોને મળવાથી આજે જરા થાકેલા હોવાથી એનણ બાહેર નીકળ્યા નથી"

જો કે બેદરકારીથી હસીને આ સવાલ પુછાયલો હતો, છતા તે બેદરકાર જવાનને જોવાને જો આંખ હતે, તો તે જોઇ શકતે કે કેટલી મનોહર અદા અને હેનવની નજરની ઉંચકાએલી આંખો સાથે ખુબસુરત નરગેશ મહેતાએ એ સવાલ કર્યો

"આજે નહી નરગેશ, મને માફ કર." તેણે અચકીને જવાબ કર્યા "મે કોઇ સાથ એપોઇન્ટમેન્ટ કરી દીધું છે, જે હું દલગીર છેઉં કે કોઇબી કારણસર હું તોડી શકતો નથી. મને આજે તો માફ કર બીજી કોઇ વખત જરૂર સાથે જમશું"

"એટલી બધી કાઇ જરૂર નથી" તે છોકરીએ તુરત પોતાની ઠંડી રીતભાત અખત્યાર કરતાં બેદરકારીથી જવાબ દીધો, "એ તો માત્ર એક સાધારણ સવાલ હતો, જે હું કોઇનેબી કરી શકતે પણ મે ભુલ કરી કે તમારો જવાબ આગમજથી મે ગેસ કરી લીધો નહીં"

"નાઉ નરગેસ, ધેટ ઇઝ અનજસ્ટ" તે જવાને સફાઇથી

પતરી જતા કહયુ "તારી સાથે થોડી જઇ જગ લેવુ તેથી સરસ મજાહ મારે મન બીજી કઇ હોઇ શકે? તારી દીલ-ખુશ કપનીથી જાદા સારૂ શુ હોઇ શકે?"

તે છોકરી તુરત તેની તરફથી ફરી ગઇ અને હડઇમા પોતાનો હાથ સેકહેન્ડસ માટે આપ્યો બીજી એકજ પળ અને વધારે કાઇબી બોલ્યા વગર તેણી મગરૂરીથી તેને એકલો છોડી અદર ચાલી ગઇ

તે ફર્યો, આલા પાસે જવા તે હવે પાછો ફર્યો

---

## પ્રકરણ ૭ મુ.

— ० —

### મુડી વચ્ચે સોપારી ''

આલા તેની મીઠ્ઠી મધુરી આલા કયા, તે નરમ સ્વભાવની ભોળીભાળી સુદરી, અને કયા આ તીખી, તુમાખી છોકરી! અફસોસ, નરગેસ મહેતાનુ સાચુ અતકરણ અને અથાગ ધીરાગીરી કેપટન સોહરાબ જોઇ શકતો હતો નહીં તે છોકરીના સાચા ગુણો બતાવાની તે તેણીને તકજ કયારે આપતો હતો કે જોઇ અને જાણી શકે?

"મે અને ખરેખર બહુ નીગલેકટ કરી છે" તે મનમ બડબડયો, "મારે કાલે મળવા જવુ પડશે ને આટલા દીવસની માહારી બેદરકારીનો બદલો માગી આપવો પડશે વળી હવે ઉઠીની મારી સુખી જીદગાનેબી છેલ્લી સલામ કરનીજ પડશે

આલાને લઈ નરગેસની નજર સામે મારાથી ગ્હેવાયજ નહીં" અને તે ત્યાંથી નીકળી ચાલ્યો.

પણ સોરાબ જવા કરતો હતો તેટલા તેનો એક ઓળખીતોજ સામે મળ્યો.

"હલ્લો સોરાબ કાંહ ચાલ્યો?" તેના દોસ્ત કેપટન હોરમઝદયાર વણીકદારે હસીને પુછ્યું અને પછી તુરત વધાર્યું, "તું જાણે છે કે દોસ્ત, હું કોણની શોધમાં જાઉં છ તે? આજે આપણે બધા તગીનના ફીનારા આગળથી જતા હતા, ત્યારે એક પારસીની છોકરીને યુકીલીપટસના ઝાડ આગળ બેઠેલી જોઈ કેની, તેનેજ શોધવા હું જાઉં છ આઈ વનડર એ કોણ હોશે? પારસીઓ તો અહીં ગણ્યાગાંઠ્યાજ હોવા જોઈએ એટલે સહેલાઈથી તેને હું શોધી શકશ ખરો એમ હું ધારૂં છ"

સોહરાબ સખત ચોંક્યો તેણે એક ઝટકે યાદ કર્યું કે તે કેપટન બોલતો હતો તે તો કોઈજ નહીં પણ તેની આલાંજ હતી! હવે? જો તે કાંઈ બંદ પકડી કાઢે તો! તેણે તુરત અજબ થતા દેખાવે પોતાના લશ્કરી તગીના હમશરીક તરફ જોયું

"એટલે! તું શું કહેવા માગેછ હોમી? મારી તુને સલાહ છે કે એ રીતે કોઈના બચ્ચાને સતાવવું શરમ ભર્યું છે"

કેપટન વણીકદાર રમુજથી હસ્યો 'વાહ, તું કીયે દીવસથી એવો ડાહ્યો કાગરો થઈ ગીયોછ સોહરાબ! ખચીત એ મીસ મહેતાનીજ મહેનતનું પરીણામ છે મગર તું મારી

ફીકર કર ના હું કોઇને સતાઉ તેમાનો છેઉંજ નહી મે તો તે કોઇ છોકરીને એટની તો દીલગીર ને એકલી અટુલી જોઇ કે મને ખરેખર દીલમા લાગી આવ્યુ તેથી મારા મનમા કે હજીબી તે ત્યાંજ બેઠેલી હોય તો જઇને જરા જોઉ કે હુ કાઇ મદદ કરી શકશ ?"

સોહરાબ વધતો ગભરાયો અને કેપટન વજીફદારને જતા એકદમ અટકાવ્યો—

"પણ હુ એમ કેહુ હામી, કે તેની સાથે આપણુને શુ ? તે ગમે તે હોશે તેમા આગણુને શાની પચાતી કરવાની ? જવા દે દોસ્ત, મારી તુને સલાહ છે કે બઇરાઓ પછાડી નકામો એમ પછડાઇ ના જા તે કોઇ છોકરી દુખી ઉતી કે સુખી, ખુશાલ ઉતી કે દીલગીર તે મે તો કાઇ જોયુ બી નથી!"

હવે ખરી અજાયબીથી વજીફદારે પોતાની આખોના ડોળા ઉઘાડયા

"અપોન માઇ વર્ડ સોહરાબ, આય તારામા કેટલો ફેરફાર ! કાહ અસલનો મારો રમતો પચી સોહરાબ અને હાલનો ઠરેલ સમજુ કેપટન સોહરાબ ! વેલ હુ ધારૂ છ કે મારે ત્યારે એ છોકરી પાસે જવાનુ પડતુ મુકવુ પડશે અને અદર જઇ બધાને તારી આ અદ્રશ્યપણાની અને ફેરવાયલા વીચારોની વાત કહેવીજ પડશે ખચીત ખચીત મીસ મેહતાએ અજબ રીતે તુને સુધારી દીધોછ"

"ત્યારે બન અને મીસ મેહેતાને એ માટે શાબાશી આપ" સોહરાબે ઝટ કહ્યુ અને જયા સુધી તે દોસ્ત હસતો

હસ્તો બરાબર અંદર ગયો, ત્યાં સુધી તેને પીઠ પાછળથી જોઇ અને જવાન સોહરાબ ત્યાંથી આલા પાસે જવા પાછો ફર્યો.

તે ત્યાં પહોચ્યો ત્યારેબી આપડી આલા તો હજી ત્યાંજ બેસી રહી હતી તે તેણી પાસે ઉતાવળે ગયો અને ઇશારતથી તેણીને બોલાવી

"આલા—ઓ કવીક, માઇ ડીયર! આપણને જલદી ઘર પહોચી જવાનું છે" અને તેઓ બોટમાં બેસી પેલ પાર હંકારી ગયા

*　　　*　　　*

જ્યારે તેણીએ તે લોક કોણ હતા અને પેની કાળી આંખવાળી ખુબસુરત છોકરી કોણ હતી તે પુછયું ત્યારે સોહરાબ તુરત ગંભીર થયો.

"એ જાણવાનું તારૂં કામ નથી મારી વહાલી!" તેણે કહ્યું, "તારા ભલાનેજ ખાતર તું જેટલું મારે લગતું—અરે મારા ઓળખીતાને લગતું—ઓછુંજ જાણે તેજ બેહેતર છે"

"પણ-પણ શું હમેશ તમે મને એમજ તમારા ફ્રેન્ડઝથી દુર રાખશો સોહરાબ? તમે જાણોછ તો ખરા કે ખુદાની નજરો બાર આપણે પરણેલા છીએ તો કાંએ નહીં તમે મને હીંમતથી બધા આગળ તમારી વાઇફ તરીકે રજુ કરતા ને સાથે લઇ જતા?"

"વધારે એક બોલ નહીં માહારી આલા,-ચાલ આપણે કાઇ બીજી વાતો કર્યે બોલ તુને બીજું શું કહેવુંછ?" તેણે ગંભીર સાદે કહ્યું. અને આ પહેલીજવાર આલા એક

હાય માગી ચુપ રહી સોહગબ તે બાકીનો આખો દીવસ તેણી સાથે બેવડા હેત અને કાળજીથી વરત્યો તે છતા, નાસીપાસી-ગુચવણ-ખેજાલત-દુખનો એક ચોકસ છાપ તે કેમે કરતા આલાના સુદર ચેહરા ઉપરથી દુર કરી શકયોજ નહીં

બીજે દીવસે તેણે નરગેશ મહેતા અને તેના માના મહેરબાઇને મળવા જવાનો નકકી ઠરાવ કર્યો અને તેજ પ્રમાણે નાસતા પછી આલાને હેતથી મગી તે તેઓના ઉતારાના હોટેલ તરફ ચાલ્યો

હોટેલ સેસીલમા જઇ લાગતા જ્યારે મોદરાએ ગીસીસ અને મીસ મહેતા માટે તલાસ કરી ત્યારે તેને ઉપર લઇ જઇ, એક ઘણુજ ભપકાદાર, સુદર મીટીગ રૂમમા બેસાડવામા આવ્યો દશ, પદર, અને વીસ મીનીટગી પસાર થઇ ગઇ પણ હજી કોઇનો પતો હતો નહી તે પોતાના ખાકી મીલીટરી યુનીફોરમમા સજ્જ થયલો ઘણોજ મોહામણો અને દમામદાર લાગતો હતો, મગર હાલ તેના ચેહરા ઉપર ચીતાનો ચીલ્લો અને ગુસ્સાનો રતાશ પ્રગટ જણાતો હતો

તેને લગભગ અડધો કલાક ખોટી કરવામા આવ્યો હતો અને હવે તેથી એકદમ કટાળી તે પાછો જવા ઉઠયો—પ. તેજ પળે બારણુ ઉઘડયુ, અને નરગેશ મહેતા દમામથી ઉચા ટેકવાયલી ડોક સાથે બેદરકાર રૂપે અદ-ચાલી આવી તેણી સાથી, વચ્ચેની નાની ગોળ ટીપોઇ આગળ ગઇ અને ત્યાના શોભાના વાઝમાથી એક ફુલ ખેચી કાઢી ત્યાજ રમત કરતી ઉભી ત્યારપછી ફુરસદ પામેલી,

તેણીએ પોતાની કાળી આંખો એકદમ સોહરાબ તરફ ધીમેથી ઉઠાવી તેની તરફ જોયું

"વેલ સોહરાબ?" તેણી ત્યારપછી તેવાજ ઠંડા બેદરકાર સાદે બોલી

તેણીના અંદર આવવા સાથે તે ઉઠીને ઉભો થએલો ટોપી હાથમાં પકડી, એમનો એમજ અજાયબીથી તેણી તરફ ટીકતો રહયો હતો શું આજ તેની કલકતેવાળી, ગરીબ માયાળુ, નરગેશ હતી! તેના હેન્ડસમ ચહેરા ઉપર ગભરાટનો એક છાપ ફરી રહયો બીજીજ પળે કાંઈક કરડાઈથી તેણે તેણી તરફ જોયું.

"વેલ સોહરાબ?" તે બડબડયો, "હું વાંછું, નરગેશ, કે આ કાંઈક ઠંડો આવકાર છે!"

"મને ખાતરી નથી કે આનાથી વધારે ગરમ આવકાર તમોને પ્લીઝ કરી શકતે, સોહરાબ" તે છોકરીએ હજી પોતાનો ચેહરો તેની તરફથી ફેરવેલોજ રાખી એક ગુલાબની કળી સાથે પોતાની રમત ચાલુજ રાખી કહયું

"આવા ધાતકી રીમાર્ક માટે મેં તુંને એકબી કારણ આપ્યું નથી નરગેશ" તેણે ફરિયાદના તોરથી કહયું "તું મને જોઈને જરાબી ખુશ થએલી લાગતી નથી તો કહે મને-સ્વીટ ગર્લ-કે મેં કઈ રીતે તુંને ગુસ્સે કીધી છે?"

"હું કોઈનોબી વાંક કાઢતીજ નથી" તેણીએ હજી નીચું જોઈને મીજાજથી જવાબ દીધો 'હું એમ કાહરે બોલી

કે હુ તમારી સાથ ગુસ્સે છેઉ ? આઇ એમ ભીપથી ઇન્ડીફરન્ટ "

અને તેણી હવે ટેબલ આગળથી ખસી જઇ, એક મોટી બારી આગળ જઇ પોતાની જગ્યા લીધી-ત્યારે ખરેખરજ તે છોકરી અતી ઘણી બેદરકાર અને સુસ્ત દેખાતી હતી

"આજે કેવી સરસ રળીઆમણી, સુદર સવાર છે નહી વારૂ ?" તેણીએ બીજો બેદરકાર રીમાર્ક કર્યો "અને હુ નહીં ધારતી કે આવા ખશનુમા દીવસે કોઇનેબી ઘેરમા ગોધાઇ રહેવા ગમે બ્રેકફાસ્ટ પછી માહારોબી વીચાર એક લાંબી મોટર રાઇડ લઇ આવવાનો છે"

તેણીએ તેને સાથે આવવા કહયુ નહી—પણ તેના જવાબની રાહ જોતી ઉભી તે છોકરીની આવી ઠડી રીતભાત થી સોહરાબને પણ એટલુ ખરચાણ લાગ્યુ કે તે પણ કાઇબી જવાબ કર્યા વગર ચુપ ઉભો લુચ્ચો તે ! તે ગરીબ છોકરીને આટલો આટલો વખત વીસારી બેઠો હતો અને જે બેપરવાહીથી તેણીને ટ્રીટ કરતો હતો ને તો આ પળે તે ભુલીજ ગયો

"ગઇ કાલે સાજે અમે પીકનીકે ગીયા'તા !" નરગેશ મેહતાનો ધીમો બેદરકાર સાદ પાછો તે ઓરડામાં સમજાયો "તમે સાથે નહીં આયા ? તમારા ફ્રેન્ડ કેપટન હોરમઝદીઆર વજીફદારબી અમારી સાથેજ હતા કેટલા રમુજી ખુશાલ સ્વભાવના એ જવાન છે નહીં ? મે સમજયુછ કે કલકતાની મારી પેલી પડોસણ મેહરી વોરડન સાથે એવણ પણવાનો વીચાર રાખે છે"

હજી સોહરાબ તરફથી તેણીને કશોજ જવાબ મળ્યો નહોં—તે છતા એક પળભી તેની આંખો તેના સુંદર ચેહરા ઉપરથી હટી નહો અને લાંબી ચુપકીદી પછી તે બોલ્યો

"આજે હું તુને સમજી શકતો નથી નરગેશ" તેણે આખરે કહ્યું "હું કાંઇ તાહારી સાથે આજે મોસાયટીના કુથલા અને હવાપાણીને લગતી વાતો કરવા આવ્યો નથી હું જોઉં છું કે તું મારી સાથે નારાજ છે પણ મને કહેશે કે કાએ!"

અને જ્યારે કેપટન સોહરાબ આમ બોલતો, ત્યારે કોઇબી તેની સામે ટકી શકતું નહીં તે ચેહરામાં કાકલુદી, આંખોમાં નરમાશ, અને બોલોમાં મીઠાસ ભેળાયલો હતો આખરે નરગેશ મહેતાનો શાંત મગરૂર ચહેરો સેહજ ખુલી ગયો નરમાશથી તેણી તેની તરફ ફરી

'જો મેં તુને નારાજ કરવા ખાતર કાંઇબી કર્યું હોય તો હું માફ માગું છું."

પણ આણીમેર મીઠો સોહરાબ હતો!

"માફ! માઇ ડીઅર ગર્લ, એમ શું આજે ઘેલું ગાંડું બકયા કરેછ? મારી સાથે ખુલ્લા દીલથી વાત કર નરગીસ, અને કહે મને કે કાએ તું આ વખત માહારી સાથે એટલી જુદાઇથી અને ઠંડાઇથી વરતેછ?"

"એ સીવાય માહારી તરફથી તમે શાની આશા રાખી શકો સોહરાબ?" નરગેશ મહેતાએ નરમાશથી જવાબ કર્યો "કાલની હું તમોને મળીછ તો જરા મને પાછી મળવાની

તમે દરકાર વટીક કરી નથી મને ફરવા લઇ જવા માગી નથી કલકતેથી ગીયા ત્યારે વટીક મને મળના આવ્યા નથી અને તમારા કાગળોમાં આજકાલ હુ ટુકા, હડા, અને લગભગ તોછડા જોઉ છ આપણે અદરાયલા છઇએ એ એક જાણીતી વાત છે, છતા જાહ હુ હોઉ છ ત્યા તમે કદી સાથે દેખાતા નથી હુ માહારે પોતાને માટે તો દરકાર કરૂ નહીં, પણ લોક એ બાબદ ઉપર ખુલ્લે ખુલ્લા ટીકા કરેછ અને તે મને ઘણાજ ઓકવરડ પોઝીશનમા મુકી દેયછ તેથી મને ઘણુ લાગેછ સોહરાબ ! તો બોલો, કે તમારી એવી નાકદર અને બેદરકાર ચાલ છતા માહારી તરફથી વધારે શુ એકસ-પેકટ કરી શકો ?"

"સમજ નરગીસ," સોહરાબે હવે તુરત વચ્ચે પડી મીઠાસથી કહયુ "આજકાલ હુ કાનમા ને કામમા એટલો રોકાયલો રેહુ છ કે બોલ્યાની વાત નહી તુ જાણતી નથી પણ-"

તેણીએ અધીરાઇથી પોતાના હાથની એક ઇશારતથી તેને આગળ બોલતા અટકાવ્યો

"હુ કોઇબી બહાના સભળાવા માગતી નથી હુ ફકત એટનુજ કહેવા માગુ છ કે ફનવારખોરા લોકના ટીકા વધારે વાર હુ સાખી શકવાની નથી તમારે જાણવુ જોઇયે કે એમ થવાથી, તમે મને એવા પોઝીશનમા મુકો દેઓછ કે કોઇબી સેલ્ફ રેસપેકટીંગ છોકરી તે ખમી શકેજ નહીં"

અને ખરેખર તેમજ હતુ કેપટન સોરાબને કબુલ કરવુજ પડયુ કે તેણે ખરેખર આ છોકરીને હદ સુધી વીસારી મુકી હતી

"હવેથી હું કાંઈ બીજેજ બંદોબસ્ત કરશ" તેણે દેખાઇતા પસ્તાવાથી કહયું. અને એવી તો પટામણી ઢપે તેણી તરફ જોયું, કે તે છોકરીને પોતાની આજની કરડી ચાલ માટે તુરત લાગી આવ્યું "હું હવેથી જુદોજ બંદોબસ્ત કરશ નરગેશ, તો કહે મને કે હવે તો આપણે પાછા ફ્રેડઝ થયલા છીયે કેની ?"

"હા," તેણીએ શાંતીથી જવાબ કર્યો "આપણે ફ્રેડઝ છીયે અલબત" તેણે તે ધીમો લાગણીથી ભરપુર સાદ સાંભળ્યો નહીં તે રાતા હોઠો લાગણીથી ધ્રુજતા તેણે જોયા નહીં, અને તેથી વળી તે જુદુંજ માની બેઠો.

"તું કેટલી ઠંડી છે નરગેશ, જાણે લાગણી વગરનું એક ચાવી આપેવું મારબલનું પુતળું હોયની તેવીજ તું છે"

"હું કાંઈ એક ઉછાંછળી નાદાન નાની બેવકુફ છોકરી નથી, સોરાબ—કે તમે જરા મારી સાથે માયાથી વાત કરો તેથી એકદમ કુદકા ભુસકા મારવા પડી જાઉં. જો હાલની તમારી વર્તણુકમાં એકમાં વખાણવા લાયક ચાલ બતાવશો, તો ખચીત તેનો બદલો તમોને મારી તરફથી મળ્યા વગર રહેશે નહીંજ"

"આપણે હમેશ સાથે હોઇએછ ત્યારે મારામારી કર્યેછ નરગેશ," જવાન સોરાબે કડવાસથી કહયું

"અને તેથી તમો જેમ બને તેમ મને થોડા મળવા, અને મારાથી અલગ રહેવા ચહાતા હોશો" તે છોકરીબી તેટલાજ કડવાસથી ખરાં દીલના સંતાપથી બોલી "હું

અદેખી છોકરી નથી, સોરાબ, પણ ખચીત હુ ધારૂ છ કે એક અદરાયલી મોહરદારના હકથી મને તમારે લગતુ થોડુ ઘણુ જાણવુ ઘણુજ અગત્યનુ—ઘણુજ જરૂરનુ—છે આજે છ મહીના થયા તમો કાહ હતા, અને શુ કરતા'તા તેથીબી હુ એકદમ અણુજાણ છેઉ હા અલબત એકાદ બે લીટીના કાગળો મને કોઇ કોઇ વારે મળતાં હતા, ખરા, પણ તમે કહી શકશો કે એ વાજબી કહેવાય?"

"તુ જે જાણવા માગશે તે હુ તને જણાવશ નરગેશ" મોહરાબે અજબ ગરીબાઇથી કહયુ "બોન તુને શુ પુછવુ છ?"

"તમે કાઇ જુગારી નથી કે હુ જાણુ કે તમો એ લબમા તમારો વખત બરબાદ કરતા હોશો નહીં, તેમ નથી, તે હુ જાણુ છ કોઇ વખત હુ તમોને એક સાદો અને સીધો સવાલ કરશ સોહરાબ તમે મને તેનો જવાબ આપશો કે?"

"હમણાંજ તે સવાલ મને પુછ, નરગેશ અને તેનો સાચે સાચો જવાબ તુને તુરત મળશે" તેણે જવાબ કર્યો અને અજબ થનો ઉભો કે એવો તે શુ સવાલ હશે જેના ઘીચારેજ તે છોકરીનો સુદર ચેહરો એટલો ગભીર કરી નાખ્યો હતો

"એક મીલીટરી ઓફીસરના ઓનરપર તમે સાચોજ જવાબ દેશો?"

"હા—એક ઓફીસરના વર્ડપર તુને ખરૂજ કેહનશ! પુછ"

"ત્યારે હુ ને તમોને પુછશ કેહો મને સોહરાબ, કે

નરગેશ મેહતાની મોહટી એસ્ટેટ લખ્ખોની દોલત, જવાહેરાત, અને એ બધાં ખાતર તેને મેલવવા ચાહોછ, કે ખુદ નરગેશ મહેતાને પોતાને ખાતર? મહેરબાની કરી મને સાચ્ચે સાચ્ચો જવાબ આપો સોહરાબ, તમે જાણોછ, એ સવાલપર તો માહારી આખી જીંદગી લટકેલી છે"

કેપટન સોહરાબની ઇગારી આખોમા જોતા તે ખુબસુરત બાહદુર ચેહરામા જરાએ ફેરફાર થયો નહીં, અને તેણી પુષ્કલ હીંમતથી સીધુ તેની તરફજ જોઇ રહી એ તે શુ જવાબ કરશે?

"વાહ, તારા જેવી ખુબસુરત મગરૂર છોકરી માટે આ કેવો કઢગો સવાલ, નરગેસ!" તેણે હસવાની કોશેશ કરતા કહ્યુ, "પણ હુ તને તેનો જવાબ આપશ હું તને તાહારે પોતાને ખાતર પરણુવા માગુછ નરગેસ—અને નહીં કે તાહારી દોલતને તુ માહારૂ કહેવુ એ માની શકેછ?"

તે છોકરીએ તેનુ બોલવાનુ ભાગ્યે સમજ્યુ, તે સુદર આખોનો વીચારવત છાપ હજી જેવો ને તેવોજ રહયો અને તે ચેહરો એક ગમગીનીના દેવી જેવોજ દેખાતો હતો

"હુ ઘણીક વખત અદેશો કરૂછ સોહરાબ, કે જો આપણા માબાપે આપણને એમ અદરાવ્યા નહીં હોતે તોઆ તમે પોતેજ તમારી ખુશીનુ કોઇ દીવસબી માહારી સાથે પરણવા માગતે ખરા? કલકતાની બધી છોકરીઓમાથી તમો કોઇ દીવસઆ મને ચુટી પસદ કરતે? તમારી પોતાની રાજી-ખુશીથી આઇ, મીન?"

"અલબત નરગેશ, આ કેવો સવાલ! તુ જાણેછ તો ખરી કે હુ હમેશ સર્વ કરતાં તુનેજ પસદ કરતો આવ્યોછ તો તુ કેમ એવો શક માહારી ઉપર લાવી રાકેછ! હવે દયા કર, અને જરા માયાળુ થા નરગેસ! આજના દીવસ વાસ્તે તે મને પુરતો ધમકાવી લીધોછ"

"હુ કાલની ગુસ્સે ઉની, અને બધા સાથે આખો વખત છીંટા શોધતી'તી, સોહરાબ કાલે પીકનીકમાબી બધાં તમારી ગેરહાજરી માટે અનેક ટીકાઓ કરતા'તા તેથી મને મનમા ઘણુજ ખોટુ આવ્યુ પણ હવે માહારી ખાતરી થઇ ગઇછ" તેણીએ પસ્તાવાથી કહયુ અને જે હસ્તુ તે સોહામણા ચેહરા ઉપર ફેલાઈ રહયુ, તે જાણે તે છોકરીની આખી કેરેકટર ફેરવી નાખવા બસ હતુ ને સુદર ચેહરો જે સુખથી ખીલી નિકલ્યો, તે બેહદો ખુબસુરત—જાણે સુરજના કીરણો તે ઉપર પથરાઇ ગયા હોય, તેવા ઝળકાટમા—દીપી રહયો

"હુ કબુલ કરૂછ કે હુ જરા બેદરકાર બન્યો હતો ખરો" સોહરાબ બમનશાહે કહયુ, "પણ મને મીઠી વાને, આ છેલ્લી વખત માફ કર નરગેશ અને હુ વચન આપુછ કે ફરીઆદ કરવાનુ હવેથી કદી તુને કારણ મળવાનુ નથી"

અને જ્યારે સોહરાબ આ રીતે બોલવા ચાહતો, ત્યારે કોઇ તેની સામે થઇ શકતુ નહી જવાન નરગેશ તુરત મનાઇ ગઇ

"તમો આજે રાતે અહીંજ જમશો સોહલી, અને સાંજેબી અમારી સાથેજ ફરવા આવશો?" તેણીએ હવે વધુ નરમાશથી અને ખુશાલ તબીયતથી કહયુ

તે ઇંજન મોહરાબ ના પાડી શકયો નહીં તેની નેમ કરવાની હવે હીમતજ થઇ નહી, તે છતા તેણે તુરત ગાઢ કર્યું કે તે સાંજ અને રાતની ગેરહાજરીમા એક ચોકસ મીઠો મનોહર ચેહરો કવો તેના વગર ફીકો પડશે, અને બે તારા જેવી ચળકતી આસમાની રંગની આંખો કેવી તેની વાટ જોઇ રહેશે! એમ છતા ઘણીક આનાકાની પછી તે કબુલ થયો અને તે જોઇ ભોલી નરગેશની આંખો ખુશીમા ચલકી રહી

થોડી મીનીટ પછી હવે તે જવાન લશ્કરી અમલદાર જવા ઉઠયો

"હવે હુ જવશ નરગેશ આહ મને વખતનુ તો ભાનજ રહયુ નહીં જેની મને અહીં આવ્યાને બે કલાક ઉપર થઇ ગીયા"

તેજ વખતે બારણુ ખુલ્યુ અને મહેરબાંઇ મેહતા-નરગેશના માતા-અંદર ચાલી આવ્યા

તેઓ ઉંચા ભરેલા કદના, નદન સુધરેલા વીચારના અપ-ટુ-ડેટ, રીધના બાનુ હતા કેપટન મોહરાબને ખુશાલ ચેહેરે નરગેસ સાથે વાત કરતા જોઇ તેવણુ સંતોશથી હસ્યા

"આહ, સોહરાબ દીકરા," તેવણુ માયાથી બોલ્યા હુ તુને જોઇ કેવી ખુશી થઇ! આટલો વખત તુ કાહ ગુમ થઇ ગીયો'તો? અમે સમજયુ કે છ મહીના થયા તુ લાંબી મુસાફરીએ નીકલ્યો'તો! જરા અમુને મળતે તો ખરો જરા બરાબર વાતચીત તો કરતે?"

સોહરાબે ઉડાવનારો જવાબ કર્યો જે સારા નસીબે તે ભલાં બાનુએ સાભલ્યોજ નહીં

"અહીં હવા કેટની ખુશનુમા છે મને તો અહીં કાંઇ ઘણુ જ ગમેછ ને તેથી હુ તો કાલની નરગેશને કેહુછ કે ત્રણ ચાર મહીના હાલ તુરત અહીંજ થોભી જઇએ" તે બોલકણા બાનુએ આગળ ચલાવ્યુ "પણ હુ એમ પુછુ સોહરાબ બેટા કે તુ કાહ રહેછ અહીં!"

એક પળ તે અચકયો, શુ જવાબ કરવો તે જાણે તે સમજી શકયો નહીં—પણ બીજીજ પળે નફકરા દેખાવે બન્યુ એટલી બેદરકારીથી તે બોલ્યો,

"માહારૂ તો રહેવાનુ કાઇજ નકકો નહીં માયજી હુ તો આજે કાહ, તો કાલે કાહ, અને ત્યારે ગમે તે હોટેનમા ઉતરી પડુ!" અને તે ઉડાવનારો જવાબ કરી તે હવે રજા ચાહતો ઉઠયો

"હવે એવણુને જવા દેઓ મમા, નહી તો સાજે પાછા આપણે અહીં એઓ સાહેબને ભાગ્યેજ જોઇ શકશુ. વળી કાઇ એપોઇન્ટમેટ નહી તો નીકળી આવશે!" નરગેશે ટણુકાથી તોપણ હસીને કહયુ

સોહરાબ ઉતાવળે તે મા દીકરીને મળી અધીરાઇથી તપતા દીલે અને એક છુટકારાના દમ સાથે તે હોટેલ છોડી ગયો

"તુ કાઇ બહુ ખુશ દેખાતી નથી માહારી દીકરી," સોહરાબના ચાલી ગયા પછીથી મહેરબાઇએ પોતાની દીકરીને

તેનાં વીચારોમાંથી બીદાર કરતા અને તેણી જ્યાં બાગી આગળ દુરથી દેખાતો ત્યાંનો રમણ્ય દેખાવ જોતી ઉભી હતી ત્યાં જઈ કહ્યું

"ખુશી તે વરી કેમ દેખાઉ? શું નાચું—કુદું? તમેથી મમા!"

"સોહરાબ અને તું મરાવાછ કે નરગેસ?"

"હમેશ કરતા વધારે તો નહીંજ મમ્મા," ને છોકરીએ ફીકકું હસ્તા કહ્યું

"હવે એ છોકરો લગનની કાંઈ વાત કરે તો સારૂ," મહેરબાઈ મહેતાએ વીચારવંત થઈ કહ્યું 'હવે તમો લોકને અદરાયાને બહુ લાબો વખત થઈ ગીયોછ નરગેશ જો એ તને લગનનો દહાડો નકકી કરવા કહે તો વળી કાંઈ વાંધો સાંધો વચ્ચે નાખતી ના, સમજી કે નરગેશ?"

"હા, મમા," તે છોકરીએ બેધ્યાનપણે જવાબ કર્યો.

"તું જાણેછની માહારી માય," વળી મહેરબાઈએ માયાથી કહ્યું, "તું જાણેછની, કે તાહારા બેહસ્તી બાપનું એ લગનપર કેવું દીલ લાગેલું ઉતું તેનણુંને એ સોહરાબ કાંઈ અજબ ગમતો હતો તે વખતે તાહારા બાપના છેલ્લા વખતના બોલો યાદ છે કેની તું ને નરગેશ?"

"હા મમા, મને બધું યાદ છે," તે છોકરીએ પાછો તેટલાજ બેધ્યાનપણે જવાબ કર્યો અને હવે એ વાત અહીંજ બંધ પડી,



# પ્રકરણ ૮ મું.

— ० —

## એક ટુકો ને ટચ વાયદો !'

જ્યારે કેપટન સોહરાબ બમનશાહ તે દીવસે નરગેશ મેહેતાને મળી "હોટેલ સેસીલ" છોડી ગયો ત્યારે ગુચવાડાથી તેનુ મગજ ફરી જતુ હતુ આખો દીવસ તે ડલ અને વીચારવત રહયો

"હુ ઇચ્છુ છ" તે એકવાર ગુસ્સાથી બડબડયો, "હુ ઇચ્છુ છ કે દુન્યામા ઓરત જાત હોતેજ નહી ! એક વખતે બઇરાઓ સાથ ઓળખાણ પડી એટલે આપણી શાતીનો છેડો આની ગયલો સમજવો નરગેશ પુરતી અદેખી થઇ ચુકી, અને મારે હવે જલદીથી લગનનો વીચાર કરવોજ પડશે અને ત્યારે અફસોસ કે મારી આલાને છેલ્લી સલામ કરવાનો વખત આવી લાગોછ "

આલા—તે નાની કુમળા વિચારોની બચ્ચા જેવી મીઠ્ઠી આલા હવે તેની અજબ રીતે દરકાર કરતી થઇ હતી તેને લાગ્યુ કે આખી દુન્યામા આલા જેટલી તેને કોઇની દરકાર હતી નહીં ને છોકરી એટલી તો મીઠ્ઠી અને નરમ સ્વભાવની હતી કે બે યાની વાત નહી તે કદી રડતી નહી અને જો તેમ કરતી હોય તો તે નારામની સામે તો કદીજ નહીં કારણ તેણીને ખબર હતી કે આસુઓનો વહાલા સોરાબને કેટલો કટાળો હતો તેણીને કદીમી ત જે કરતો યા બોલતો તેમા ખામી જેવુ દેખાતુ નહી જો તે કોઇ વખત તેણીને એકલી મુકી વધારે

વાર બાહેર રહેતો તો ઘર આવતા તે કદી તેને ખાલી સવાલો પુછી સતાવતી નહીં, સામુ તેણીનુ હસવુ હમેશથીબી વધા રેજ મીઠુ અને હેતવતુ રહેતુ અને ત્યારે એવી એક ખરે-ખરી એમુલ છોકરીને તે કેમ ચાહયા વગર રહી શકે ? જો ફકત પૈસા અને પદવીનો સવાલ નહોતે તો જરૂર તે તેણીને પરણી સદા સુખમા રહી શકતે તે વારવાર ઇચ્છતો કે નાની આના, નરગેશ જેટની પૈસાવાળી અને માલેતુજાર હતે ! ઓ ફકત આલા નરગેશની જગ્યાએ હતે !

તે સાજે તેના વચન મુજબ તે નરગેશને ફરના લઇ ગયો અને રાત્રે સાથેજ જગ્યો ચેહરેનમુન નરગેશ તે દીવસે અજબ ખુબસુરત લાગતી હતી અને તેણીની દરેક ડ્રેસપુલ ટેકાવદાર રીતભાત તપાસતા કેપટન સોહરાબને લાગ્યુ કે તેના ખાનદાન, પદવી, પૈસા, અને "બમનશાહ હોલ"ને દરેક રીતે જેમ આપે તેવીજ લાયક ધણીયાણી તેણે ચુટી કાઢી હતી બસ ફકત તેને જેમ આલા માટે દરકાર હતી તેમ આ ભલી છોકરી માટે પોતે કેમે કરી દરકાર કરી શકતો ન હોતો

તે રાત્રે જેમ તેમ ખુશાલ હસતો ચેહેરો રાખવાની અને સઘળા સાથે આનદથી ભેળાવાની તેણે કોશેશ ચાલુજ રાખી જમ્યા પછી તે બાહેર કનઝરવેટરીમા નરગેશ સાથે ગયો અને તેણીને કોપલીમેન્ટસ આપવા બનતો પ્રયત્ન કરવા લાગ્યો. પછીથી તેણે પોતાના મનથી કબુલ કર્યુ હતુ, કે સર્વથી મુશ્કેલ કામ તેણે તે રાત્રે બજાવ્યુ હોય તો તે આજ હતુ

હવે કાંઇબી છવટનો ફડચો થઇ જવો જોઇએ એમ ધારી સોરાબે આ તક હાથ ધરી

"નરગેશ," તેણે માયાથી કહયુ "નરગેશ મારે તુને કાઇ કહેવુ છ."

તેણે તે ખુબસુરત ચેહરો એકદમ લાલચોળ થઇ જતા જોયો તેણે તે મગરૂર હોઠો ધ્રુજતા જોયા અને તેણીના સફેદ હાથોમા પકડાવલી ફુલની કળી જે તેણેજ તેણી મારે તોડી આપી હતી તે તેણીના હાથમાથી છટકી જમીન ઉપર પડી જતા પણ તેણે જોઇ એકજ પળ, અને પાછી તે છોકરી હમેશ માફક શાત અને ચુપ થઇ ઉભી

"એમ ના ધારતી નરગેશ, કે કેટલાક છાલકા ચીલીમ ચાલાકયાઓની માફક હુબી બેદરકાર બેપરવાહ છેઉ તેવી જ સુખી આશાઓમા હુ વરસો સુધી ઉધયોછ, તે એક પળમી હુ ભુલી ગીયો હોઉ ' અક પળવારમી તે હુ જુ'યો નથીજ"

"હુ તે જાણુ છ સોહરાબ" આખરે તેણીએ ધીમેથી જવાબ કયો "અને જો હુ તેમ નહીંજ માનતી હોતે તો જલદીજ આપણા એન્ગેજમેન્ટનો છેડો બી આની ચુકયો હોત"

"કોઇ વખત મને વીચાર આવેછ, કે આપણા એન્ગેજમેન્ટ માટે તુ દીલગીર થતી હોશે કે કેમ ? તમાંથી છુટુ થવા તુને ગમેછ—સાચ્ચુ બોલ" સોરાબે પુછી જોયુ

"નહી" તેણીએ ધીમે મકકમ સારે જવાબ કર્યો "હુ કોઇ દીવસ આપણા અદરાવા માટે પસ્તાઇજ નથી અને હુ છુટી થવા કદી માગતીજ નથી"

"એ સમજી હુ ખુશી છેઉં" સોરાબે સચ્ચાઇથી એક-દમ વેગળુ જતા કહયુ

"ત્યારે હવે સમજ નરગેશ મારા બધા વાંક અને ખામીઓ સાથે હું જેવો છેઉં તેવો તું જ્યારે મને કબુલ રાખેછ, ત્યારે તો આપણે આપણી ભવીશની થોડીક વાતો કરી જોઇએ."

તેણીએ કાંઇ જવાબ દીધો નહી-અને તે જોઇ તેણે પાછું આગળ ચલાવ્યું જો તે વખતે નરગેશ મહેતાએ તેના ચેહરામાં જોયું હતે તો તે ભોલી છોકરી ઝટ જાણી શકત હોત કે તાણી ખેચીને ઉપજાવેલા હરખ સાથે આ દગારો જવાન બોલતો હતો

"હવે આપણા લગન વીશે ઉતાવળ કરવાની મારી મરજી નથી આજે પંદરમી મેનો દીવસ છે, તો, તું મને વચન આપ નરગેસ, તે બરાબર બે વરસ પછી આયજ તારીખે મારી સાથે લગન કરવા તું ખુશી છે મને આજે સવારે કામનો તાર મલ્યોછ અને તેથી હું આવતી કાલેજ એકદમ મુંબઇ ઉપડી જાઉછ જ્યાંથી જતી પહેલીજ સ્ટીમરમાં હું ઇંગ્લંડ જવા ધારૂં છ મને તાંહાં ઘણુંજ જરૂરનું કામ છે-તેથી બે વરસ હું ત્યાં રહેવશ તેટલા કનકતા ખાતે મારા "બમનશાહ હોલ"માં તારે માટે દરેક સુધારા વધારા સાથે તઇયારીઓ કરવાનો હું હુકમ કરતો જવશ અને એ બધું થઇ રહેતાં મને વચન આપ નરગેશ કે તું મારી સાથે બરાબર આયજ તારીખે બે વરસ પછી પરણુશે ! બોલની તું તેમ કરશેની નરગેશ ?"

બે વરસ ! ! નાઉમેદી અને ઉદાસીપાસીમાં તે કાળી આંખો પાછી નીચે ઝુકી પડી તે કાંઇજ જવાબ કરી શકી નહી

" બોલની નરગેશ તુ મને વચન આપની ?"

આખરે તેણીએ પોતાનો ફીકકો ચેહેરો તેની તરફ ફેર બ્યો. તે આંખ્યોમાં દુન્યાભરનુ દુખ વસાતુ હતુ

"બે વરસ ? સોહલી-શુ બે વરસ સુધી મને-આપુને ખોટી થવુ પડશે ?"

"હા, ડીયર ! બે વરસ અગાઉ હુ પાછો ફરૂ એવી વકી નથી. ને હમણા લગન કરીને તુને મારી પછવાડે બે વરસ નાખી જવાની મારી છાતીજ ચાલતી નથી. ડીયરી આજે જીંદગીનો શુ ભરૂસો છે ? કાલ કાણે જોઇઠ ?—"

" પણ સોહરાબ, તારી વાઇફ તરીકે હુબી તારી સાથ કાય નહી આઉ ?"

"ઓ-નો ! તે બાબે મે ઘણો વીચાર કીધો પણ તેમ બની શકે તેવુ નથીજ મારી મીલીટરી ડયુટીઝપર હુ અહીંથી તહી કાહ કાહ રખરૂ-કે•પોમા કેવી હાડમારીમા રેહુ તાહ તુ મારા ગોલાઅને કાહ લઇ જાઉ ' નહી નરગેશ-બસ તુને મારે ખાતર બે વરસ ખોટી થવુજ પડશે ! બોલ-મને કેહ-લીટલ ગર્લ-કે તુ મને એટલી મુદ્દત થોભી જના જેટલો ચાહેછ કેની ? તુ શુ મારે ખાતર એટલો વખત ' વેટ ' નહી થશે ?"

નરગેગે એક નીસાસો નાખ્યો—

"હા સોરાબ હુ વચન આપુછ કે જો તેટલા વખતમા આપણે બને જીવતા હોઇનુ તો હુ તમારી સાથે પરણુશ બે વરસ કોણે જોયાછ ? બે વરસમા તો ઘણબી બની શકે"

"ત્યારે" તેણે ઉલટથી કહયુ "એ પ્રોમીસ મારે કબુલ છે હુ જલદી જવશ અને પાછો બનતી ઉતાવળે તારી પાસે પાછો ફરશ નરગેશ ખરૂજ માનજે કે હુ તુને સુખી કરવા મારૂ બનતુ કરશ"

"થેંક્યુ, અને મને જાણવાની રજા છે કે તમે બે વરસ શુ કામસર વીલાયત સધાવોછ?"

"ખચીતજ" તેણે ધીમેથી ઉત્તર આપ્યો "હુ જવશ તે પહેલા તુને દરેક ચીજ સમજાવતો જવશ, નરગેશ" તે એમ બોલ્યો તો ખરો મગર તેજ પળે તેણે મનમા ગાઠ વાળી કે એક શબ્દબી તેને કહેવો નહી "હવે જો તાહરી રજા હોય તો હુ તાહરા મમા આગળ આય વાત કરૂ"

"નહી" તેણીએ ઝટ જવાબ કર્યો, ' માહરે મમાને જાણના હેતુ નથી કે આપણા લગનનો દહાડો છેક બે વરસ ઉપર લબાયો છે તમે એ બધુ કહેવાનુ મારી ઉપર છોડો"

"જેમ મરજી' તેણે જવાબ કયો અને પછી અદર જઇ બીજાઓ જોડે ભેલાઇ ગયા

જતી વખતે તેણે મહેરબાઇને કહયુ —

"હુ કામસર વીલાત જાઉછ મહેરબાઇ માય, પણ ત્યાથી આવતાજ વ્હાલી નરગેશે વચન આપ્યુ છ કે "મમનશાહ હોલ" વધુવાર એક શેઠાણી વગરનો રહશે નહી" અને એ સાભળી ભલા મહેરબાઇ ઘણાજ ખુશી થયા તેમણુની ખુશા લીનો પારજ રહયો નહી

તે રાત્રે તેઓ ઘણા સારા એખલાસથી છુટા પડયા. જતી

વખતે કેપટન સોહરાબે વાકો વળી પોતાના હાથમા પકડાયલો ખુબસુરત નરગેશનો સફેદ અણીયાળો હાથ સહેજ પોતાના હોઠોને લગાડી છોડી દીધો તે હાથ કે જે ન્હાની મીઠી આલાના નાહાના ગુલાબી હાથથી તદ્દન જુદીજ કીસમનો હતો

---

## પ્રકરણ ૯ મુ

—,०—

### એટલુ બધુ સુખ લાંબો વખત ટકી રહેશે કે ?

એ વાતને હવે લગભગ દોહડ વરસ પુરૂ થઇ ગયુ હતુ મી૦ અને મીસીસ બમનશાહને ઇગ્લંડ આવ્યાને દોહડ વરસ પસાર થઇ ચુકયુ હતુ જે જે જોવા અને ફરવા લાયક શેહેરો હતાં, તે બધા કેપટન સોહરાબે આલાને ફેરવીને દેખાડયા હતા અને હાલ તેઓ વેરોન ખાતે લગાર રીશેશ શોખ્યાં હતા

હાલ ડીસેમ્બરની કકડતી ઠડીનો વખત હતો અને સોહરાબના લગનને હવે છજ મહીનાની દેરી હતી છતા તેણે મોહુ ખોલી નીરદોશ નાહાની આલાને કહયુ નહીં, કે હવે વધુવાર તે આ રીતે અમનચમનમાં રહી શકનાર નહોતી તેણે હજી તેણીને કશુજ કહયુ હતુ નહીં અને તે નાની છોકરીને પોતાની હાલતનો હજી જરાએ ખ્યાલ થયો હતો નહીં તેના દરેક હુકમને તાબે થવુ, અને તે જ્યાં જવા કહે ત્યા જવુ એ નાની આલુ માનતી હતી કે તે વાજબીજ કરતી હતી શુ તે તેની સાથે ખુદાના સાક્ષી, સામે, ઝાડપાન, લીલાં

કજર જેવા ખેતરો, આસમાન અને તારા, એ બધી કુદરતી ખુબીઓ સામે તેને વચનથી બધાઇ, પવીત્ર શબ્દો બોલી વગી હતી નહીં ? ગરીબ નીરદોશ તે! અને સોહરાબ સુખનીજ એક દુનીયામા જીવતો હતો જો બેંગલોર ખાતે તેણે જ્યારે પહેલીજવાર મધુર આલાને જોઇ ત્યારે કોઇ તેને જણાવતે કે તેને આલા માટે ખરાં દીલનુ હેત હતુ, તો તે વખતે તે સરીઆમ હસીજ કાઢતે પણ હાલ તેમ હતુ નહીં, તે વહાલી પવીત્ર છોકરી હવે તો તેને ખરા દીલથીજ વહાની લાગતી હતી

નરગેશ મેહતા ઉપર તે કાગળો વારવાર લખતો હતો પાસે આવતા પોતાના લગનની યાદ તે તેણીને વારવાર આપતો, અને તેણીના કાગળોની તે હેત નહી. તોબી ઉલટથી ઘણીક વાર વાચતો. કોઇ વખત જો ટપાલ આવ્યો હોય તે વખત આલા ફરવા જવા માગતી તો ઝટ તે કાગળો પડતા મેલી તેણીના મરજી તે પહેલે સાચવતો તેને મનથી નરગેશના એવા એકાદ કાગળની શુ બીસાદ હતી ?

અને એક વખત એમજ થયુ તુરતજ તેણે ઇડયાથી આવેલા પોતાના બદરાયલીના કાગળો જો વાચ્યા હતે તો આ ગભીર ઘોટાળો થતો અટકી જતે,—પણ નસીબમા લખ્યુ હોય તે તો ગમે એ રીતે થતુજ આવે છે તે કાગળો તે દીવસે કેપટન સોરાબે ખોલ્યાં અને વાચ્યાં નહીં અને પછીથી તો વળી તે સદતરજ ભુલી ગયો એટલે એ ઘોટાલો થવા પામ્યો તે કાગળમાં નરગેશ મહેતાએ તેને જણાવ્યુ હતુ, કે તેઓ ઇગ્લાડના સહેલગાહે આવનાર હતા અને પહેલે કોન્ટીનન્ટ ઉપર ફરી પછી થોડાંક મહીના લડન કરીને રહેવાનો વીચાર કર્યો હતો

એ કાગળ લખ્યા પછી તુરતજ બીજે અઠવાડીએ નરગેશ મહેતા પોતાના માતા, તથા બે પીતગઇ, તેઓનો ખાસ ફેડ કેપટન હોમી વછીફદાર, અને તેની મહેરદાર મેહરાં તથા મેહરાનો એક કઝીન જે હમેશા મધરાસ રહેતો હતો તે નામે બેરીસ્ટર જમશેદ વોર્ડન, એ લાંબી મુસાફરીએ નીકળ્યા કેપટન સોરાબને તો સ્વપ્ને પણ ખ્યાલ નહીં હતો કે બે મહીના થયા તેઓ ઇગ્લંડ આવી પુગ્યા હતા, અને કોન્ટીનન્ટપર ફરતા ફરતા ખુદ વેરોનાજ હાલ થોભ્યા હતા

તે તો સુખી હતો—આલા સાથે તે બહુજ સુખી હતો ત્રણ મહીના માટે તેણે ખાસ વેરોનામા એક ઘણોજ પુરાણો મોટો જબરદસ્ત લગાર એકાત જગ્યાએ આવેલો એક કીલ્લો ભાડે નાખી લીધો હતો તે એક એવી પુરાણી ઉમદા મીલકત હતી કે નાની આલાને તો તે એકદમજ પસદ આવી

અને આજે ડીસમબરની કકડતી ટાઢનો દીવસ હતો તે યાદગાર દીવસ કમભાગ્ય આલાને તેણીની જીદગીના છેક છેડા સુધી યાદ રહી ગયો તેની તે ચોકકસ સવારે બાહેર ટેરેસ ઉપર જ્યા દરાખોના વેલા ફેલાઇ રહયા હતા, અને તે મીઠા ફળોથી જાણે તે ઝાડો લચી પડતા હતા ત્યા ગઇ હતી સુરજ વાદળાઓમાથી મેહેજ ચીમાઇને જોતો હતો, અને તે એક ઠંડા સરદ દીવસ હોવા છતા સવાર અજબ રગીયામણી લાગતી હતી તે પુરાણા મકાનના ટેરેસ ઉપરથી દુર સુધીના મીનારા આખાને ટાઢક આપનારી અને રણીજ દીલછીત હતી, જે બધુ એ પળ મોજથી જોતી અને અગતાઇ ગયની આખોથી નપાસતી આલા ઉભી હતી બાદ તેણી સુગનુ એક પીકચરજ જાણે રજુ કરતી હતી

વરસો પછી કમનસીબ આલા સંતોશી થતા શીખી ખરી—વરસો પછી પાછુ એક જાતનુ મીઠુ હસવુ ને મોહામણા ચેહરા ઉપર દેખાયુ હતુ ખરૂ—છતા તે હસ્વુ અને તે સંતોશી ચેહરો તેણીને આ ઘરનીની રહીશ કરતા પેલી દુન્યાની કોઇ દેવી તરીકેજ ઓળખાવી શકતુ, અફસોસ, તેણીનુ સુખ અને ખુશાલ હસવુ, નીરદોશતા અને તેણીના બચ્ચા જેવો સ્વભાવ આ છેલ્લીજવાર દેખાતો હતો

' આલા કાહ છે તુ ?" કેપટન સોહરાબ બમનશાહના ખુશાલ સાદ તેણીને સંભળાયો અને બીજીજ પળે હેતથી હસ્તો તે તેની પાસે આવી ઉભો

"આલા," તેણે કહયુ "આજે મને ફરવા જવાનો કાંઇ અજબ શોખ થઇ આયોછ મને તો આવીજ રૂતુમા બાહેર ફરવા ગમે ચાલ આપણે જઇયે ?"

"હા ચાલોની" તેણીએ નાબેદાગીથી તુરત હસ્તે ચેહરે જવાબ કર્યો "હુ તો જાણુ કે તમો કામમા રોકાયલા હોશો મે તમોને કાગળ લખતા જોયા તેથી હુ અહી આવી"

"હા હુ ટપાલ લખવા બેઠો ખરો, પણ તેટલામા મલના બીજાબી એટલા બધા કાગળો આવ્યા કે હુ તો ગભરાઇને ઉઠીજ ગયો, કે ચાર કલાકેથી એ કામ તો હુ પુરૂ કરી શકશ નહી, તેથી પહેલા તો ફરીજ આવયે"

ખરી વાત એ હતી કે ટપાલ આવવા સાથેજ તેણે તેમા એક નાનુ પમરતુ કાગળ જોયુ અને તુરત તે નરગેશ મહેતાનુ હતુ એમ ઓળખી ખીજવાટથી તેણે તે પાછુ

એમનુ એમ ડેસ્કમા પટકી નાખી ચાની મારી હતી આ જો ફક્ત તેણે તે ખોલીને વાચ્યુ હતે! ફક્ત જરા ધીરજ રાખી હતે!

"ચાલ ત્યારે જલદી તઇયાર થઇ આવ વહાલી આનુ- હુ આજે તુને વેરોનામા વખણાયલુ જુનામા જુનુ જોવા લાયક એક દેવળ દેખાડવા માગુછ માટે ઉતાવળ કર અને જો આનુ ઠડી પુશકળ છે, વાસ્તે ખુબ ગરમ કોટ પેહરી લેજે અને માથુ મોઢુ બધુ "વેલ"થી ધાકી લેજે ગમે તો નહી તો ટોપીજ પહેરી લે હુ મારી સુદર આનાનો ચેહરો અહીની ઠડીથી બગડી ગયલો અને ફાટીને લોહી નીકળતો જોઇ શકશ નહી માટે ખુબ ગરમ કપડામા લપેટાઇ જલદી આવ"

તેને કયા ખબર હતી કે તેની સરજતજ તેને આજે તે તરફ ઘસડી જતી હતી

અને જયારે ભોલી ભલી આના તઇયાર થઇ દશજ મીનીટમા પાછી તેની પાસ આવી ત્યારે તેની ભાગ્યેજ ઓળ- ખાઇ શકતી હતી તે એક પારસી, યુરોપીયન ઇટેલીયન કે પોરચ્યુગીઝ હતી તે જવલ્લેજ કોઇ કહી શકે છેક ગળા આગળથી નીચે પગ સુધી તેણીએ એક મોટો જાડો ઓવર કોટ ઓઢી લીધો હતો હાથમા ગ્લવ્ઝ હતા, અને માથા તથા મોઢા ઉપર 'વેલ' બરાબર લપેટી લીધી હતી

સોરાબ તેણીનો આ પોશાક જોઇ હતથી હસ્યા અને તેઓ હવે ચાલતાજ નીકળ્યા

પાએક કલાકના ફેરા બાદ પછી તેઓ તે વખણાયલા દેવળ આગળ આવી પુગ્યા તે ખરેખર એક જોવા લાયક ક્રીશ્ચીયન દેવળ હતુ, અને તેની મોટી બારીઓ અને કાચકામ જોવાજોગ હતુ કોઇ ત્યા ઓરગન ઉપર બેસી એક ધીમો કરૂણારસ રાગ વગાડતુ હતુ અને એ સઘળો ગભીર પવીત્ર દેખાવ જોતી આલા ચુપ ઉભી

તેણી માત્ર હાલ ઓગણીસ વરસની હતી આ બે વરસમા તેણીમા અજબ ફેરફાર થઇ ગયો હતો તે સેહેજ વધારે ઉચી, ગ્રેસફુલ અને ખુબસુરતીમા ચઢતી બની હતી અને હાલ ત્યા સીધી ટટાર ઉભેલી જાણે એક ગજબની શાહજાદી જેવીજ નોરરની નજરે આવતી હતી તેણીની ખુશાલી અને વખાણ સાભળી કેપટન સોરાબ હેતથી હસ્યો

"હુ જાણતો'તોજ કે તુને આ ગમશે આલા તે" જવાન કેપટને હસીને કહ્યુ "જો અહી બેસ, અને પેલી બારીમાથી દેખાતો પાસેના દેવળનો દેખાવ જો ! જાણે આપણે પીકચરોમા જોઇએ છીએ તેવોજ લાગે છે કેની '

તેણી ત્યા બેઠી અને હેરતભરી આખોએ સઘળુ જોવા લાગી એક પળવારમા તેના આરટીસ્ટીક ખવાસ ઉભરી નીકળ્યો અને જાણે તે દમ લેવાનુથી મોકુફ કરી સઘળુ જોતી ઉભી તે મધુર નાચાનટ આખો સાથે જોતી હતી, તે સુદર ચેહેરો ઉપર ઉચકાયલો હતો, પણ કેપટન સોરાબ તો તે દેવળની ખુબસુરતીને બદલે આલાના સુદર ચેહરા તરફજ જોઇ રહયો

" ચાલ હવે આપણે જઇએ ' થોડી પળ પછી સોરાબે

કહયુ "હવે મારે તુને એથીબી સરસ એક બીજી જગ્યા દેખાડવાની છે, પણ શુ છે, માહારી આલા? તાહરો ચેહરો કેમ ફીકકો દેખાયછ? તુ થાકી ગઈછ?"

"નહી" તે છોકરીએ અજબ જુસ્સાથી જવાબ કર્યો "નહી સોહરાબ, હુ જરાબી થાકી નથી ફકત હુ બીચાર કરતી'તી કે માહારૂ આ સુખ સદા નીભશે કે? એ સોહરાબ બાજે વખત હુ એટલી સુખી હોઉછ કે જાણે મને બીહીક બીહીક લાગી આવેછ"

"તુ સુખી છે આલા?" કેપટન સોહરાબે નરમીથી પુછયુ "તુ શુ ખરેખર સુખી છે? પણ કહે મને કે શુ ચીઝ એટલુ તુને સુખ આપી શકેછ અહીની તાજી સેલઘાહ અને જોવા લાયેક જગ્યાઓ કે?"

"નહી" તે છોકરીએ અઠાગ લાગણીથી અને હેતથી જવાબ કર્યો, "નહી તેથી નહીં હુ સુખી છેઉ કેમકે તમે માહારી પાસે છેઓ, અને હુ સુખી છેઉ કેમકે તમારૂ આટલુ હેત હુ મેળવી શકીછ"

અને એ ખરો હેતવતો મીઠો જવાબ સાભળી જવાન સોહરાબ સતોશનુ હસ્યો તેઓ હવે ત્યાથી બાહેર નીકળવા ગયા તેઓ તે મોટા દરવાજામાથી બાહેર નીકળી બાગમા ગયા તો ત્યા કેપટન સોહરાબ માટે એક અજાયબી તઇયાર હતી, આખ ખોલીને બધ કર્યે તેટલીજ પળમા સોહરાબ તેજ ઘડીએ પોતાની પાસે પારસી બાનુઓ અને ગ્રહસ્થોનુ એક ટોળુ ઉભેલુ દીઠુ !

અને તે કોણ હતા ? વાચનાર સમજીજ ગયા હશે તેમ કોઇજ નહી પણ નરગેસ મહેતા પોતાની પાર્ટી સાથે ત્યા આવી લાગી હતી ! આખરે જે વહાલા જવાનનો ચેહરો જોવા ખાતરજ અહીં સુધી તેણી ધમડાઇ આવી હતી, તેની ઉપર તેને માટે તરસતી પોતાની આખો તે છોકરીએ એપળ અતી હેનથી ઠેડવી મગર બીજીજ પળે પાછી કશામા હોયજ નહી તેમ બેદરકાર રૂપે આસપાસ જોતી ઉભી



## પ્રકરણ ૧૦ મુ.

---

### બલા તો ફીટતીજ નથી—બલા ગળે વળગેલીજ છે !

કેપટન સોહરાબ ગમનશાહે તેમને જોતા અજાયબીનો એક નાદાનો પોકાર કર્યો, મગર બીજીજ પળે અજબ સીફતથી પોતાના મનનુ સમાધાન એક નહ નમા કરી લઇ તેમની સામે હસતે ચેહરે તે જઇ ઉભો જો તેની જગ્યાએ કોઇ બીજો હતે, તો જરૂર ત્યાંથી સટકી જવાનો વીચાર કરતે—મગર આ તરફ તો સોહરાબ હતો તે જરાએ, હવે પાછળ હટયો નહીં, અને ગોઠવો હેનમા પ્રસારેના હાથો સહીત તે તેમની સામે આવ્યો એક પગ મગર તે સહેજ દવાયો સુન્દર બાલા અને તેની અમ્મ યની મહેરદાર એકમેક તરફ જોઇ રેહવા હતા આહ શુકર ખુદાના કે આવાના ચેહરા ઉપર પુરતો જાડો બુરખો હતો

"તુ અહીં નરગેશ ?" તેણે મોટા ઢોંગી હેતવતા સાહદે પોકાર્યું "શુ તાહારા જેવા ફરેસ્તાઓ એમ વાર વા-

આસમાન ઉપરથીજ તુટી પડેછ ? શુ હુ ઉંઘાઉછ કે જાગુછ ? માહારી ઉપર દયા કરો મેહેરબાઇ માએ, અને જણાવો મને કે શુ હુ ઇટલીમા છેઉં કે ઇંડયામા ?"

પણ નરગેશ મહેતા કાંઇ છેકજ કાચીપોચી નહી હતી કે તેની ધરપચ ધાધલથી દબી, અને સમજી જાય ! તેણીએ તુરત જવાબ દીધો—

"માણસો ઉંઘમા કદી એટલુ બધુ બોલતા નથી." તેણીએ કરડા ઠંડા સાદે કહયુ "તમે હમોને જોઇને અજબ ચપલ લાગોછ પણ મને પુછવાની રજા છે કે માહારા લખેલાં ત્રણુ કાગળો તમોને બરાબર મળ્યાં કે નહીં ?"

તેને એકદમ યાદ આવ્યુ. હા બચીત નરગેશ મહેતાના છેલ્લા બે મહીનાના આવેલાં કાગળો તેને એમના એમ પોતાની ડેસ્કમા બધ ગખેલા તેને યાદ આવ્યા

"તુ અહી આવવાની છે એવુ લખેલુ તાહારૂ એકબી કાગળ મે વાચ્યુ નથી" તેણે કહયુ

"અ—પણ મે લખેલાં તો ખરાજ !" ટુંકો ધીમો જવાબ તેને મળ્યો "કદાચ ત્રણે કાગળો ગેરવલે ગયાં હોસે"

"ત્યારે તે ગેરવલ્લેજ ગયા હશે" કેપટન સોહરાબે એક પછી એક જુઠુ ચાલુજ રાખ્યુ એમ છતાબી તમોને બધાને મળવાથી હુ ઘણોજ ખુશી થયોછ" અને તે હવે બધાને મલ્યો નરગેશનાં માતાએ તેને માથાથી ચાપીને શેકહેન્ડ કરી, અને બરડો પસવાર્યો, પણ તે છોકરી ? તે જવાન બાનુ તો જાણે એક બરફનુ પુતળુ હોય એટલી બધી ઠંડાઇથી

સહેજ પોતાના આગળા તેનાં હાથને લાગવા દઈ તુરત પોતાનો હાથ ખેચી લીધો

"મને જાણવા ગમશે," કેપટન સોહરાબે બેપરવાહ રૂપે બોલવાની કોશેશ ચાલુ રાખતા કહયુ "કે આ સુખી મેળાપનુ કારણ શુ ?"

"તે કારણ ઘણુ સહેલ છે" બાનુ નરગેશે જવાબ કર્યો "તમોને અત્રે કામસર આવવુ થયુ તેમ અમને બધાને અહીં થોડાક મહીના મજાહસર આવવુ પડયુ છે"

ત્યાર પછી તેઓ સાથે આવેલા ગ્રહસ્થોને મળ્યો

"આજના આ સુખી મેળાપ માટે તમો મને આભાગી છેઓ કેપટન સોહરાબ" જમશેદ વોરડને કહયુ "હુ જ બોહસ કરી મીસ મેહેતાને અહી ઘસડી લાવ્યોછ"

"અને તે માટે હુ તમારો ઘણોજ ઉપકારી થયોછ બેરીસ્ટર સાહેબ" તે જવાને ખીજવાટને લીધે અદરથી દાતેદાત પીસી નાખતા ઉપરના ખોટા હરના ચેહરાએ કહયુ

આટલો વખત બીચારી આલા મુગે મોઢે એક બાજુએ ઉભી રહી હતી તેણીએ મોઢા ઉપર નાખી દીધેલી વેલ જાડી હોવાથી તેણીનો ચેહરો ખુલ્લો દેખાતો હતો નહી— તેણીનો લાબો ઓવરકોટ તેણીની ખુલ્લી ક્રીમ રગની સાડીને એકદમ નીચે સુધી ઢાકી લેતો હતો તેમ છતા, તે સીધ્ધુ મોહામણુ કદ અને વેલમાંથી ચીમાઇને જોતા તેણીનાં કસબી ઝુલફા છુપા રહી શકયા નહી નરગેશ મેહેતા જે આટલીવાર

મુગી ચુપકીદીમા, મનોહર આલા તરફજ જોઇ રહી હતી, તે હવે સભ્યતાથી હસતી, કેપટન સોહરાબ પાસે આવી

"પણ એવણ કોણ?" તેણીએ મીઠાસથી હસીને કહયુ "તમારા લેડી ફ્રેન્ડ સાથે મને ઓળખાણ કરાવોની સોહરાબ?"

તેણીની આખો ધીમેથી એ બોલતા કેપટન સોહરાબની આખો સાથે સવાલ કરતી મગી એકજ વધુ પળની આના કાની, અને નરગેશ મેહેતાની તમામ એસ્ટેટ અને મબલખ દોલત તે તેજ ઘડીએ ખોઇ બેસને મગર ને લશ્કરી અમલ દાર એમ તો પુરતો પાકકો અને સાવત્ર હતો રમુજનુ ઉપજાવી કાડેલુ હસવુ એક પગ તેના ચેહરા ઉપર ફરી વળેલુ નરગેશે જોયુ

"હુ ઘણી મોટી ખુશી સાથે તમોને ઓળખાણ કરાવતે" તેણે ગભીર સાદે જવાબ કયો, "મગર મેડામ ડાનહીલ્ડા એક પોરચુગીઝ બાનુ છે અને એક બોલમી ઇગ્રેજીનો સમજ કે બોલી શકતાં નથી, એટલે ઇનટ્રોડયુસ કરવુ બીલકુલ નકામુ છે"

તેણે કેપટન હોમી વજીફદારના ચેહરા ઉપર રમુજનુ હરનુ ફેલાયલુ દીઠુ, પણ જમશેદ વેરકન તદન ગભીર હતો

"એવણ પોરચુગીઝ છે!" નરગેશ મેહેતાએ અજાયબીની ચીસ પાડી "કેવુ અજબ જેવુ" મને તો એવણ એક પોરચુગીઝ કરતા કોઇ ઇગ્લીશ લેડી જેવા વધારે લાગેછ"

"એમ?" ને બોલ્યો "હોશે–મે કાઇ ખાસ ધ્યાનથી એ બાબત કર્યુ નથી પણ હુ એમ પુછુ કે તમે હવે તમારા

હારેનપર જાઓછ કે ! હુ ઇચ્છુછ કે હુબી તમારી સાથેજ આવી શકતે હતે મગર મેડામ ડાનફીલ્ડા અરધો કલાક મારા ચાર્જમા છે એવણુના ધણી જે મારા ફ્રેન્ડ થાયછ તેઓ સ્ટેશનપર લગેજની કાંઇ ગોઠવણુ કરવા ગયા છે, જયા મારે હમણાજ મેડામને લઇ જવા છે એ લોક આજે વેરોના છોડી જાયછ "

અને તે હવે ધરપચ ધાધન કરતો જવા ફર્યો મેહેર-બાઇ અને નરગેશે તે કહેવાતી પોરચ્યુગીઝ બાનુ તરફ ફરી સલામમા પોતાનુ ડોકુ નમાવ્યુ અને ત્યારે આલાએ એવો તો મીઠાસથી વળતો જવાબ કર્યો, કે તે બને બાનુઓ અજબ થઇ ગઇ એક પોરચ્યુગીઝમા આટલી નમ્રતા પ્રેમ અને મીઠાસ ?

તેઓ ગયા મગર હજી કેપટન વફાદાર તે સઘાથી બે કદમ પાછળજ રહયે।

" હુબી તારી સાથે સ્ટેશન ઉપર આઉ, સોહરાબ ?" તેણે કહયુ એક પોરચ્યુગીઝ બાનુ સાથે વાત કરવા મને ગમશે તુ મને તેવણ સાથે ઓળખાણ કરાવ હુ ફ્રેચ ઘણુ સારૂ બોલી શકુછ "

તેઓએ એક પળ એક મેક સામ જોયુ અને પછી કેપટન સોહરાબ હસી પડયો

"નહી થેકયુ બીરાદર ! અમારી સાથે આવવાની કાંઇજ જરૂર નથી" અને પછી તેના કાનપર પડી વધાર્યુ "હોમી હુ આશા રાખુછ કે મારી આપ એક સીકરેટને તો તુ રીસપેકટ કરશે હુ તુને પછી બગી બધુ સમજાવશ હાલ

તુરત તો જા" અને એ સાભળી કેપટન વફાદાર પોતાના સોહામણા ચેહરા ઉપર રમુજના હસવા સાથે ત્યાથી બીજી પળે ચાલી ગયો

"મારી આલા–મારી વ્હાલી આના," તે પછી કેપટન સોહરાબે તે ગરીબ છોકરી પાસે જતા ધીમા ખોખરા સાદે પસ્તાવાથી કહયુ. "હુ દલગીર છેઉ કે આ બનાવ બનવા પામ્યો"

તે છોકરીનો ડઘાયલો ચેહરો મોત જેવો ફીકકો હતો, અને હોઠો અજબ રીતે ધ્રુજતા હતા તે જોઇ સોહરાબને ધાસ્કુ લાગી આવ્યુ

"એક એક પછી એક એક જુદુ મને બોલવુ પડયુ તે માટે તુ અજબ થયલી લાગેછ વ્હાલી આલા" તેણે શરમાઇને કહયુ "પણ આલા તે સીવાય છુટકોજ નહી ઉતો હુ કેવી સકડામણમા આવી ગયલો તે તે જોયુ કેની ? ચાલ હવે હીમત રાખ અને મને મદદ કર આપણે જલદી ઘર પુગી જઇએ પછી મારે તુરત પાછુ ફરવાનુ છે"

હજી તેને કશોજ જવાબ મળ્યો નહી તે પુરતો તડખાઇ ગયો હતો જયા હોય ત્યા પેલી નરગેશ મેહેતા તો ફુટી નીકળી નેને જપવાજ દેતી નહી હતી ! અને હવે મામલો એવો મારોક હતો કે જો એક સસારોગી તે છોકરીને કાને ગયા તો કેપટન સોહરાબની ખરાબીજ હતી એક જરા જેટલો ગડ, અને નરગેશ મેહતાની મમલખ દોલત તેની પોતાની કદી થઇ શકે નહી.

આલા માટે તેનો ખરા દીલથી જીવ બળી ગયો. તેનુ હવે શુ થશે ? તે છોકરીનો નીરદોશ મીઠો ચેહરો અને હાલની આસુ ભરેલી મધુર આખો તેમજ તેને માટેનો સંપુર્ણ વીશ્વાસ એ સઘળુ તેને જીંદગીના છેક છેડા સુધી સતાપતુ રહયુ

"આના, હીંમત પકડ" તેણે પાછુ બની ઘણા હેત અને માયાથી કહયુ "હીમત પકડ મારી વ્હાલી આનુ, અને ચાલ હવે ઘેર જઇએ"

તે છોકરી જેહમને સાવધ થઇ તેણીએ બહાદુરીથી પોતાના આસુઓ ખચાવી નાખ્યા અને પછી પોતાનો મીઠો નરદોશ ચેહરો તેની તરફ ઉઠાવ્યો.

"સોહરાબ," તેણી કગળીને બોલી "આપણે એક વખત ઉટાકામંદ તળાવ આગળ જોયના તેજ આય બાનુ છે ! તમે ગુસ્સ ના થતા સોહરાબ—પણ મને કેહો કે એનણુ કોણુ છે ?"

"એ તો બ્રીચ ઓફ કોનટ્રેકટ કહેવાય આના ! આપણી સરત શુ હતી કે તાહારે એવા રોકટના સવાલો કદી મને પુછવા નહી ત્યારે આય તુ શુ કરેછ ?" તે દગારા કેપટને લગાર ઠપકાથી કહયુ

"ઓ, જો તમે મને ફકત એટલુજ કેહો સોહરાબ તો બસ હુ વધારે કાંઇજ જાણવા માગશ નહી મને જાણે એમજ લાગ્યા કરેછ કે તેણીનો કોઇબી રીતે તમો ઉપર હક છે ઓ સોહરાબ તેણીની કાળી આખો કેટલી કરડી અને દડી ઉતી ! તેણી જયારે માહારી તરફ જોતી ઉભેલી તાહારે

મને તો બસ એમજ લાગ્યુ કે તે આંખો જાણે સીધ્ધી માહારા દીલમાં પેઠી જઇ માહારૂ અંતઃકરણ વાંચી લેતી હોય ! અને મને તેને જોઇને એક જાતની બીહક લાગ્યા કીધી ! જો, જો, સોહલી મને ફક્ત એટલુજ કેહો કે તેણી કોણ છે ?"

કેપટન મોહરાબે આ પહેલીજવાર તેણી તરફ કટાળાથી જોયુ અને આલાએ આ પહેલીજવાર તેને આમ કરડા કડા સાદે તેણી સાથે વાત કરતા સાભળ્યો.

"તુ જીદ કરેછ ત્યારે હુ નાચાર છેઉ" તેણે કહયુ, "એ જાણવાથી આપણુ બેમાથી કોઇનેબી ફાયદો તો કાઇજ થનાર નથી—તે છતા તાહરે જાણવુ છ, તો જાણ આલા, કે એ જવાન બાઇ કલકતાની સઉથી પૈસાવાળી સર્વેથી ખુબસુરત, મગરૂર અને ખાનદાની બાનુ મીસ નરગેશ મેહતા છે તેણી માહારી કોઇબી સગી થતીજ નથી મગર એના અને અમારાં કુટુમ્બને ઘણીજ સારી પીછાણ છે—જાણે ઘરનટ જેવુ છે ! બસ હવે તુ સંતોશ પામી આલુ ?" અને તે હસ્યો.

અભાગણી આલાના ચેહરા ઉપર જરાએ હસવુ ફેલાયુ નહી, તેણી જરાબી સંતોશી કે ખુશી થએલી લાગી નહી સામો તે વાહાલો નાજુક ચેહરો વળતો ફીકકો પડયો.

"ત્યારે તેણી તમોને માહારી પાસેથી ખુંચવી લેવા આવી નથી ?" તે ગરીબ છોકરી લગભગ હીસ્ટેરીકલ રૂપે બડબડી "પણ તમે એને એમ કાએ કહયુ નહી કે હુ તો પારસી છોકરી છેઉ ? મને એક પોરચુગીઝ કાએ બનાવી મોહરાબ ? મને એના સાથે ઓળખાણ કાએ નહી કરાવી"

"કારણ તુને અને તેને હું ઓળખાણ કરાવી શકુંજ નહી," તેણે દીલગીર સાદે ધીમેથી કહયુ તે શુ કહેવા માગતો હતો તે નાની આલા જરાએ સમજી નહીં

"એ પણ કાય નહી ?"

"કાય ને કાય મને ના પુછ ! તુ તારાં કોનત્રેકટથી પાછી દુર જાયછ આલુ !"

"પણ જો તમે તેનણને કહેતે કે મારે માટે તમોને કેટલ હેત છે, તમોને મારે માટે કેવી લાગણી છે તે જો એવણને જણાવતે તો હુ નહી ધારતી કે એવણ મારી સાથે ઓળખાણ પાડવા ના પાડતે હુ નહી ધારતી—"

"ઓ સ્ટોપ ધટ, પ્લીઝ—આલા ! તુ આજે મને નકામો કાયર કરેછ ! ચાલ બીજી કઇ વાત કર !"

અને એવોજ નીરદોશ પટપટારો આગળ કરતા કેપટન મોહરાબે તેણીને એકદમ રોકી અને તેઓ હવે ઘર આવી પુગ્યા

અરધા કલાક પછી કેપટન સોહરાબ તેણીને સાહેબજી કરતો તેની સામે આવી ઉભો

"હુ હવે મારા ફ્રેંડઝ આગળ જાઉંછ આલુ" તેણે કહયુ "હુ રાત્રે પાછો આવશ તેટલા તુ સમાલીને રહેજે

તે નીરદોશ ચેહરાનો દુખી છાપ જોઇ તે લુચ્ચાને પસતાવાનો એક સખત ચમટો તુટયો અને તેનુ દીલ દવાથી દાઝી ગયુ તે ગમે તેવો હતો મગર આ નાની વહાલી છોકરી માટે તો તેને ખરાં દીલનુજ હેત હતુ

"સાહેબજી આલ્લાં" તે ઘણીજ નરમાશથી બોલ્યો "ચાલ હવે હું જાઉં, તે પહેલા જરા પાછો હસતો ચેહેરો કર અને મને ખુશીથી વીદાય કર આતુ"

એક ધીમુ નબળુ ફીકકુ હસવુ તે ચેહેરા ઉપર ફેલાઇ રહયુ. અને તેણીના મધુર ચશ્મો તેની તરફ હેતથી ફરી એકજ પળ અને તે તેણીને મળી ત્યાથી ચાલી ગયો અફ સોસ આલ્લાને કયા ખબર હતી કે આ છેલ્લીજવાર તેના વાહાલા સોહરાબને તે જોતી હતી! તેણીને કયા ખબર હતી કે આ છેલ્લીજવાર તેઓ મળી સદાના છુટા પડતા હતા

સોહરાબના છોડી ગયા પછી તે કમનસીબ, ખોટે માર્ગે દોરવાયલી એકલી અટુલી નાદાન છોકરી ત્યાજ કલાકો સુધી વીચાર કરતી બેસી રહી તેણીની નજર સામે જે રીતે આજે જુદુ બોલી સોહરાબ વરત્યો હતો, તે યાદ કરતા તે છોકરી ખુબ રડી અને આ હેન્ડસમ કેપટન માટેના અથાગ હેત છતા તેણીને લાગ્યુ કે તે કદી પાછી તેની તરફ પહેલે જેટલા વીશ્વાસથી જોઇ શકશે નહી અરે અફસોસ હવે તેણીનુ શુ થનાર હતુ? આ બેકદર દુન્યાને આશરે તે નાહાની નીરદોશ છોકરીનું શુ થનાર હતુ?



## પ્રકરણ ૧૧ મુ.

— ० —

### દહીમાં અને દુધમાં !!

ફરીથી એકવાર ખુલ્લી હવામા નીકળી કેપટન સોહરાબે છુટકારાનો દમ ખેચ્યો તેના કપાલ ઉપર પરસેવાના મોટાં ટીપાં ફુટી નીકલ્યા હતાં, તે છતાં આજનાં બનાવ વખતે કેવી ફતેહ થઇ હતી, તેનો ખ્યાલ કરતા તે મગરૂરીનુ એકલો એકલો હસ્યો

પછી તેણે નરગેશના પેલા કાગળોનુ ધ્યાન આવ્યુ, ઘર ગયા પછી પોતાની ડેસ્કમાથી કાઢી તેણે ઉતાવળે પોતાના ગજવામાં મુકી લીધેલાં તેને એકદમ યાદ આવ્યાં, અને ઝટ તેણે તે ખોલી વાચ્યા

અને તેમાં તે છોકરીએ ઘણુજ હેતથી તેને લખ્યુ હતુ,—

" અમેબી આવતી સ્ટીમરમા ઇગ્લંડ આવીએછ વહાલા સોહરાબ " તેણી લખતી હતી, "અને પછી કોન્ટીનન્ટપર ફરવા નીકળવાનો વીચાર છે તેથી પહેલા અમે ઇટલીજ આવીશુ એ કેવો મારો જીવ તમોને મલવા તલપેછ. કેવી ઉલટથી હુ તે દીવસની રાહ જોતી થેબીછ "

અને એ બે નરગેશ મહેતાના તેની ઉપર સરવેથી માયાળુ હેતવતા કાગળો હતા આ પહેલીજવાર તેણીએ આટલી બધી કાળજીથી તેની ઉપર લખ્યુ હતુ તે કાગળો વાચતા દગાખોર સોહરાબને પસ્તાવાનો એક ચમરો તુટયો

એક ગરીબ હેતવતુ જીગર તે પોતાની બેદરકારીથી કેવુ જખમાવતો હતો તેનુ આ પહેલીજવાર તેને ભાન આવ્યુ

મગર જ્યારે તે તેઓના ઉતારાના હોટલપર જઈ પુગ્યો ત્યારે ગભરાટ કે દુ ખની એકે નીશાની તેના મરદાનગી ભયા સોહામણા ચેહરા ઉપર જોવામા આવતી નહોતી ને રીત ભાતમા તદન શાત અને ઠરેલ બની ગયો હતો

તેને પહેલી નરગેશજ સામી મળી "તમારે માટે અમે લચ ખોટી કરાવ્યો !" તેણીએ હસીને કહયુ "પણ કેહોની સોહરાબ, પછી તમે પેલી પોરચ્યુગીઝ બાનુનુ શુ કીધુ ?"

"હુ તેણીને સહીસલામત પુગાડી આવોછ," કેપટન સોહરાબે ધીમેથી કહયુ

"તમારૂ કામ ઇટલીમા પુરૂ થયુ છ સોહરાબ ?" તેણીએ પોતાની જગ્યા લેતા તેને પુછ્યુ

"હા," તે જવાન ઓફીસરે ઘણીજ બેદરકારીથી, કટાળા, ખીજવાત અને સતાપ સાથ કહયુ, "માહારૂ બધુ કામ પુરૂ થયુ છ, અને તેથી જો તમે લોક રજા આપશો તો હુ બી તમારી સાથેજ હીદુસ્તાન પાછો ફરવાની ગોઠવણ કરશ"

નરગેશ મહેતા ખુશ થએલી લાગી

"અમે તમુને ઘણાજ મીસ કીધાછ સોહરાબ," તે છોકરીએ નરમાશથી કહયુ, "હુ આશા રાખુ છ કે ભવીશમા હવે તમે તમારા પોતાના દેશમાજ સતોશથી રહેતા શીખશો"

"તુ જાહબી હશે ત્યા હુ સતોશથી રહી શકશ નરગેશ" તેણે ધીમે સાદે જવાબ કર્યો, અને તે હેતવતો

જવાબ આ નીરદોશ છોકરીને એટલો બધો ગમ્યો કે તેણી ખુશાલીથી લાલ થએલે ચહેરે એક મધુર હસવુ હસી અને ઘણે લાંબે વખતે પાછી સુખી થએલી દેખાઇ.

તેઓએ અરસપરસ હસીખુશીમાં વખત પસાર કર્યો તે એક ખુશાલ પાર્ટી હતી કેપટન વજીફદાર એક બોલકણો રમુજી જવાન હતો, અને તેની મહોરદારમી એક તેવીજ ઉલટમંદ છોકરી હતી જ્યારે તેનો કઝીન, બેરીસ્ટર જમશેદ વોરડન, પણ પુષ્કળ મલતાવડો અને હસમુખો હતો વાહાલી નરગેશ, આજે અજબ રંગીલી અને ખુશાલ બની ગઇ હતી વળી માયાળુ મહેરબાઇનો ધીમો હેતવંતો સાદ સાંભળતો સોહરાબ એમજ માની બેઠો કે તે જાણે સુખનો એક સ્વપ્નોજ જોતો હતો. આગળ તે આજ પ્રમાણે સર્વ સાથે ભેળાતો અને ખુશાલ જીંદગી પસાર કરતો હતો તેનુ તેને સ્મરણ થયુ

"માહારી નાહાની આલાથી હુ એટલો અંજાઇ ગીયોછ કે જાણે આવી મોજ મજાહ છોડી એકાંત સાધુ સંતનીજ જીંદગી લઇ બેઠોછ હવેથી માહારે માહરા આય માયાળુ એકવારના વાહાલા ફ્રેન્ડઝને એમ નીગલેકટ કરવા નહીં જોઇયે" તેણે વારવાર તે દીવસ મનથી વીચાર્યું

અને અફસોસ, હજી તો એ વીચારો તે કરે છે, તેટલાજ તે તમામ બદલાઇ ગયો તેને લાગ્યુ કે તે પાછો આલા પાસે જઇ શકશે નહીં. તેની ફરજ હતી કે આ મગરૂર, એક શાહજાદીના દમામ જેવી તોરવતી નરગેશ સાથે ઝટ શેહાદી કરી સોસાયટીમાં તેની જગ્યા ચાલુજ રાખવી પણ—પણ

શું ? તેણે તેણી તરફ જોયુ. તે ખુશાલ હસતો ચેહરો તે વખાણ્યા વગર રહી શકયોજ નહી અને લચ પુરૂ થતા તે તેણીને એક બાજુએ ઘસડી ગયો બસ હવે જે તે નીકાલ કરી નાખવાનો તેણે નકકી વીચાર કરી દીધો હતો.

"નરગેશ" તેણે કહયુ "આજે લગભગ બે વરસ ઉપર આપેલા તારાં એક ચોકસ પ્રોમીસની તુને યાદ છે ?"

"કીયુ પ્રોમીસ ?" તેણીએ અજાયબીના ઢોંગથી પુછયુ "મે તો તમોને ઘણુાબી પ્રોમીસ આપેલા મને યાદ છે, સોહરાબ"

"પણ આ તો તારે ખાસ યાદ રાખવાનુ પ્રોમીસ છે !" તેણે ઉનાવળે બોલવાનુ ચાલુ રાખ્યુ "મે ૧૫ મી મેનો દીવસ આપણા લગન માટે નકકી રાખેલો ઉતો મગર હવે ગ્રેર જતા હુ વધારે ઉતાવળ કરવા માગુછ હવે તુ શુ કહેછ નરગેશ ? તુ ખુશી તો છે કેની ?"

"જો તેથી તમે ખુશી થઇ શકતા હોવ તો મારી પુર મરજી છે સોરાબ" તેણીએ લાયક જવાબ કર્યો કેપટન સોરાબે એક પળ તેણીનો હીરાથી ઝગઝગતો નાજુક સફેદ હાથ પોતાના હાથમા લઇ તેનો તરફ હેતથી જોયુ તે ખુબ સુરત ચેહેરો એમ કરતા સેહેજ લાલ થયો, મગર એક બોલ કે સસારા વટીકથી તે મગરૂર છોકરીએ તે જવાન મારેનુ અથાગ હેત તેને બતાવ્યુ નહી હમણા કે કદીબી સોરાબ તે નીરો જાણી શકયોજ નહી. તે તો આ છોકરીને લાગણી વગરનુ ચાની આપેલુ માણુનુ એક પુતલુજ ધારતો હતો

તે આખો દીવસ સોહરાબ ત્યાંજ રહયો અને સાંજે તેઓ સાથેજ ફરવા ગયાં બાનુ નરગેશે પાછી પોતાની ઠંડી બેદરકાર રીતભાત અખત્યાર કરી દીધી હતી. અને તેથી કેપટન સોહરાબને મુદલ ચેન પડયુ નહી તેણે જોવા લાયક ઘણી સુંદર જગ્યાઓ અને કોતરકામ તેણીને ઉલટથી બતાવ્યુ–પણ જે તદન બેદરકાર રીતે તે છોકરીએ એ સઘળુ જોયુ તેથી સોરાબે અફસોસનો એક દમ ભર્યો કયા આલાની ઉલટ અને પોએટીકલ રીતે સઘળી ચીજો જોવાની આદત, અને કયા આ બરફનુ પુતળુ '

'જો કે અમારી ઘણી એકાંત જીંદગી ગુજારેલી કહેવાય,' તેણે મનથાં વીચાર્યું " તોબી મને એકબી ડલ મીનીટ મારી આલાની કંપનીમા પાસ કરી હોય એમ યાદ નથી "

બસ હવે એક છેલ્લીજ વાર તે ન્હાની છોકરીને મળી, છેલ્લી સલામ કરી લેવાનો તેણે પકો ઇરાદો કર્યો એક છેલ્લીજ વાર તે હેતાળતી નાની છોકરીને મળી, સઘળી ખરી બીનાથી વાકેફ કરી દેવાનો તેણે આખરે ઠરાવ કર્યો તે રાત્રે તે રજા ચાહતો ઉઠયો ત્યારે મહેરબાઇએ માયાથી પુછયુ—

" તુ અહી કાંહ ઉતરેલો છે, દીકરા ?"

તે એક પળ થોબ્યો પોતે જે પુરાણા મોટા પેલેસમાં રહયો હતો તે, તથા તેમા રહેનારા માટે ભના મહેરબાઇ માયને જણાવી દેવુ એ સરયામ બેનકુફાઇજ કહેવાય એમ તેને તુરત લાગ્યુ અને તેથી એકાદ પળની ઘચુપચુ પછી તેણે જવાબ કર્યો જે નામ પહેલુ તેને યાદ આવ્યુ તે તેણે ઝટ દેતુ કે બોલી દીધુ

"હુ હોટેલ 'લીઓડોર'મા રહેલો છેઉં માયજી"

અને ત્યાથી નીકળવા પછી પહેલી ચીજ તેણે એજ કરી કે તે હોટેલમા જઇ પોતાને માટે રૂમ્સ એનગેજ કરી લીધા હવે એ કામ પુરૂ કરી જરાક નીરાત પામેલો તે આલા પાસે જવા ફર્યો ઝીણા ચલકતા સેતારા નજુ ઇટેલીયન આસ માન ઉપર ચલકી રહયા હતા હવામા ઓરેજ ફ્લાવરનો મીઠો સોહડમ ફેલાઇ રહયો હતો દુરથી ગાયનનો મધુર સરોદ ધીમો મીઠો સભળાતો હતો હવામા મીઠાસ હતી, અને તે વખતે તે પોતે આના પાસે જતો હતો શા માટે ? તેણીનુ દીલ છેદી ભેદી નાખી, તોડીને ટુકડા કરી નાખવા માટે

તેણીને સવારથી એકલી છોડી જવા માટે મોહરાબે ધાર્યુ કે આલા રડશે અને તેને ઠપકો આપશે પરતુ તેમ સમજવામા તેની ભુલ હતી તે છોકરી તો જુદીજ કીસમની હતી તેની કેપટન સોહરાબને થોડી ખબર હતી

તે જ્યારે ત્યાં પુગ્યો ત્યારે બાહેર વરડા ઉપરજ તેણી રાહ જોતી ખોટી હતી આજે તેણીએ રોજ કરતા વધારે તાજુમલથી ડ્રેસ કર્યો હતો, અને તે તેને રાજી કરવા ખાતરજ હતુ એમ જોતુ સહેલ હતુ તેને ગમતી ટપેજ પોતાના સુદર કસબ જેવા ઝુલફાં તેણીએ ગોઠવ્યા હતાં અને તેણીએ મીઠા મધુર હસવા સાથે જે રીતે તેને આવકાર આપ્યો, તે જોતા કેપટન સોહરાબને પુશકળ લાગી આવ્યુ જાણે તેણીને છોડનાજ નહી માગતો હોય તેમ જોરથી તેણીનાં બને હાથો પોતાના હાથમા ધરી હેતથી તે મધુર વાયોલેટ આંખોમાં જોયુ તે પોતાની અદરાયલી મોહરદાર, તેમજ સર્વ ચીજો

એક પળ ભુલીજ ગયો, અને ખરાં દીલથી તેને તેણી માટે લાગી આવ્યુ

અને તેને તેણીને કહેવા માગ્યુ, પણ કહી શકયોજ નહી ઘર આવતા રસ્તામા તેણે પોતાનો પ્લાન રચી રાખ્યો હતો તેણીને બધુ વીગતવારે સમજાવી ભવીષ્યનો નક્કી ઠરાવ કરવાને તેણે વીચાર કર્યો હતો મગર હમણા તારાઓના ઝાખા ઉજાસ વચ્ચે તે મનોહર મીઠો ચેહરો જે લાગણી ભરી રૂપે તેના તરફ ઉચકાયલો હતો, તે ઉપર નજર નાખતાં તે દગાખોર બદમાસને નક્કી લાગ્યુ કે તે નાજુક છોકરીનુ દીલ એમ તોડી નાખવા કરતા તે તેણીને મુએલી, હઝારો ઘણી ખુસીથી જોઇ શકતે ! અને તેથી તે કાઇપણ બોલી શકયોજ નહી તે સખુનો તેના ઝબા ઉપરજ મરણ પામ્યા જેમ કરતા, તેણે બીજુજ પગલુ લીધુ તેણે હઝારો હેતના મીઠા સખુનો તે છોકરીના કાનોમા રેડયા તેના નહાના હાથો વાહાલથી પકડી તેણીના સુદર આખો તથા ચેહરામા અતી હેતથી જોયા કર્યુ અને તે આખી દુન્યામા સર્વથી મધુર, મીઠી અને વાહાલી છોકરી હતી એમ તેણીને પાછી અને પાછી ખાતરીઓ આપી જે સાભળતા તે નાહાની છોકરી પાછી પોતાને એકવાર આ દુન્યામા સર્વેથી સુખી સમજવા લાગી

"હુ એમ તો કદી એને કહી કે સમજાવી શકશેજ નહી" સોહરાબે મનથી વીચાર્યુ. "માહારે એમા એક ત્રીજા આસામીની જરૂર મદદ લેવીજ પડશે હુ હોમીને બધુ કેહેવશ અને મને મદદ કરવા સમજાવશ"

* * *

ગરીબ બીચારી આલા ! મધ્ય રાત્રી પછી, સઘળુ તે પુરાણા પેલેસમા શાંત અને ચુપ થવા પછી, ત્યા એક એવી કારમી તીણી ચીસ સંભળાઇ કે સઘળા જણા બોહી ઉઠયા તે એક હૃદય ભેદક ઉંડી નાગણીના ચીસ હતી જે સાંભળનારાઓના દીલ ધ્રુજાવનાર હતી સવારે તે લોકોએ જાણ્યુ કે એ તો તેઓનો માલેકણ જવાન બીનોરા કાંઇ ભયંકર સ્વપ્નો જોઇ ઉઠયાથી બોબા હતા

અને થયુ હતુ પણ તેમજ મધ્ય રાત્રી પછી એક જબરદસ્ત ચીસ પાડી આલા ચમકી ઉઠી તણીનો ચટમનાર ચેહરો મોહત જેવો ફીકકો દેખાતો હતો અને કપાળ ઉપર પરસેવાના મોહટા ટીપા ફુટી નીકલ્યા હતા વગો તે આખે તનબદને નેતરના એક ઝાડ બીસાવ ધ્રુજતી હતી

"તુને શુ સ્વપનો આયો આના ?" મોહરાબે તેણીને બરાબર ખીદાર કરતા કહયુ "મને કહે આનુ કે તુ કાએ એમ બીધી ?"

"મને—મને સ્વપનો આયો કે તમે ચાલી ગયા ! કોઇ દીવસ મને પાછા નહી મળવા વાસ્તે મને છોડી ગયા !! અને મને અહી એકલી અટુતો મરવા મુકી ગયા હતા ઓ મોહરાબ સોહરાબ ! કેહો મને કે તમે મને કદી છોડી જશો નહી ઓ માનીતી—કહો મને, સોગંદ લેઓ, વચન આપો, કે તમે મને કદી છોડી જશો નહી "

તે આ શબ્દોથી સ્તબ્ધ થઇ ઉભા તે શુ જવાબ કરે ? તે ન્હાના હાથોમા તેનો હાથ જોરથી પકડાયલો હતો, તે

મીઠો રડતો ચેહરો તેના ખભા ઉપર ટેકવાયલો હતો અને એવી વખતે તે તેની સાથે ગુસ્સે થઇ શક્યો નહી તેણે માયાથી તેણીને ઠંડી પાડી અને હેતના શબ્દો જુસ્સાથી બોલો ગયો તે તેણીને કદી છોડી જશે નહી, એમ પાછી અને પાછી તેણે તેણીને ખાત્રીઓ આપી આહ કેવો આનાદ સ્વપ્નો ‘ અરે, હવે શું થનાર હતુ ? અને તેના ખાત્રીના અને હેતના બોલો તે બોલી છોકરીએ તુરત માન્યા જેમ થોડીવાર પહેલા બાનુ નરગેશ મેહેતા છેતરાઇ હતી, તેમજ આ પળે આ ન્હાની છોકરીથી થાપ ખાઇ ગઇ અને તેનુ કહેનુ સઘળુ સત્ય માન્યુ અને આ એક પછી એક જુઠાણુ તો જાણે એક કુદરતી તએહ હોય એમજ કેપટન સોહરાબના મોંમા લાગતુ હતુ

“ આવુ હુ વધારેવાર ખમી શકવાનો નથી સવારનાં પેહલુ કામ હોમીને મળવાનુજ માહારે કરવુ પડશે ” તે રાત્રે, વારવાર અફસોસ કરતા તે જવાન કેપટન બબડયો

સહવારે તો આલાએ પોતાની બીહકને હમી કાઢી

“ જુઓ ! એક ખજાનાના માલેક થવુ,” તેણીએ ખુશાલ તબયતથી હસીને કહયુ “અને તે ખજાનો ગુમાઇ જવાની સદા બીહક રાખવી એ શુ ચીજ છે ?”

“ પણ દીકરા” સોહરાબે માયાથી કહયુ “એમ બીહક રાખે તે કેમ પરવડે ‘ એમ તો એક હજાર ચીજ એવી બની સકે કે તે આપણુને જુદી પાડયા વગર રહેજ નહીં. ધાર કે હુ મરી જાઉ તો તુ શુ કરે ?”

"હું બી સાથેજ મરૂ" ને છોકરીએ તુરત ખરા જોશથી જવાબ કર્યો "હું તમારા વગર હવે રહી શકુંજ નહી! પણ મોહરામ ખુદા એટલા ધાતકી થશેજ નહી આપણે મને તો સાથેજ મરીશું"

આહ પાછલા વરસોમાં આજ બોલો ખરા પડયા એજ શબ્દોનો ગણગણાટ પોતાના કાનોમાં વાગતો લઇ મોહરાબ હવે પોતાના ફેરતની શોધમાં નીકળ્યો

---

## પ્રકરણ ૧૨ મુ.

— ० —

### "આ કોમળ જીગર કોઈ પારકાંનાજ બુટ તળે કચડી નાખવું પડશે!!"

"હોમી," કેપટન સોહરાબે તેને થોડા કલાક પછી મળતા કહયું "હોમી, એક જીવ સટોસટના કામમાં મને તાહરી મદદ જોઇશે બીગાદર તું મને મદદ કરશે?"

"શું કાંઇ પઇસા સબધી મુશ્કેલી છે મોહરાબ?" ને ફ્રેન્ડે બેદરકારીથી પુછયું

"પઇસા? નહીં-પઇસા નહીં, હોમી આય તો કાંઈ આઉજ ઘણી ગંભીર મુશ્કેલી છે"

"હું તુને કોઇબી રીતે મદદ થઇ શકતો હોઉં તો હું ખુશી જેઉં, મોહરાબ પણ મને બીલકુલ ખ્યાલ આવી શકતો નથી કે કઇ જાતની તાહારી મુશ્કેલી હોશે"

"હું તે તુને કહેવશ સમજ ત્યારે હોમી તુ જાણેછ તો ખરેની કે થોડાક મહીનામા હુ નરગેશ મહેતા સાથે પરણી એક થનાર છેઉ?"

"હા અલબત! એ તો જાણીતી વાત છે," કેપટન હોમી વજીફદારે અજાયબીથી કહયુ

"ગઇ કાલે આપણે ઓચીતા મળી ગયા ત્યારે માહારી સાથે જે પોરટુગીઝ લેડી હતી, તેને વાસ્તે તે શુ ધાર્યું? મે તુરત જોયુ કે તેણીને પોરચ્યુગીઝ તરીકે તુ માની શકયો નહી તુ જાણેછ હામી-તેણી તો એક પારસીની છોકરી છે?"

કેપટન હોમી વજીફદાર મુછમા હસ્યો મગર કશો જવાબ વાલ્યો નહીં

"તે એક પારસીનીજ છોકરી છે હોમી! એક નીરદોન નાહાની બચ્ચા સરી વીચારોની અતી ઘણી ખુબસુરત છોકરી છે! અને તે મને મહારા જાનથીબી વાહાલી છે હોમી કોઇ કવાર તો તેણીની હદબાહેર ભોલી રીતભાત અને નીરદોશના જોઇ મને ખરેખરા પસ્તાવાનો ચમટો તુટેછ હુ ઘણીકવાર એવુ ઇચ્છુછ કે તેણી સાથે પરણી હુ સુખથી રહી શકુ— પણ હવે તેનુ કરવાની હુ હાલતમાજ નથી માહરો "ચમન-શાહ હોલ" સીવાય દરેક જાગીરો હુ ગીરવી મુકી ચુકયોછ, અને નરગેશ મહેતા તો તુ જાણેછ કે કેટલી દોલતમંદ છે એનો પોતાનો ફાલોજ લાખ્ખોથી ગણાયછ"

"હા પણ તે છોકરી છે કોણ?" કેપટન વજીફદારે પુછયુ

"તેજ તો હું તુને કહેવા માગુછ આ કોઈ બીજા કેસીસોમા બનેછ તેવુ નથી તુ સમજ તો ખરો, તે છોકરી દુનીયામા સર્વેથી સુદર, સર્વેથી નીરદોશ અને સર્વથી બેમુલ ખજાના જેવી છે"

"પણ તે છોકરી છે કોણ ?" પાછુ કેપટન હોરમઝ-દીઆર વજીફદારે પુછયુ

"તેણી એક તદન સાદી ગામડેની ગોરી જેવી છે એક જગલના સુદર પક્ષી જેટલી નીર્દોષ, બચ્ચા જેવી ભોલી ભાલી, માબાપ વગરની ઓરફન, એક ઘરડા ડ્રુઇને આસરે રહેલી ફકત સોળ સત્તર વરસની છોકરી છે"

"ત્યારે તો તાહારૂ કામ ઘણુજ સેહલુ થઇ પડયુ હોશે તેણીને બોલવીને તાહારી સાથે એમ નસાડી લાવવાનુ ઘણુજ સેહલુ તુને લાગ્યુ હોશે !" કેપટન વજીફદારે કરડા સાદે કહ્યુ તેને સોહરાબની આ રીતભાત જરાએ પસદ આવતી દેખાડી હતી નહી

"ડોન્ટબી એ ફુલ ! સાભળ-તે એક જરાપણ સેહલુ કામ ઉતુ નહી" સોહરાબે ધીમે ધાડે દુખી સાદે બોલવાનુ ચાલુ રાખ્યુ "મે કહયુની તુને કે તે એક બચ્ચા જેવીજ નીર્દોશ ભોલીભાલી હતી છતા, હોમી ખરૂ માનજે કે તેણીને સમજાવતા માહરો દમ આખેર થઇ ગયો ત્યારેજ તેણી મનાઇ હતી અને તેબી કેમ ? તે તો પોતાને ગરીબ બીચારી માહરી સાથે પરણેલી માનેછ ! મે તેણીને સમજાવ્યુ કે ઘરમના જે બોલો બોલી પરણાવેછ તેજ ટુકમા આપણે પણ, એકમેક તરફ સદા સાચ્ચુ રહેવુ, ચાહાવુ અને વફાદારીથી

મોહત સુધી એક રહેવાના કસમ ખાધા એટલે લગન થએ લાજ કહેવાય અને તેથી એક દીવસ સાજના, લીલા કજર જેવા ખેતરો, અસ્ત પામતા સુરજ, ઝાડ પાન, અને ખુ આસમાનની નીચે અમે લોક આ શબ્દોથી પરણી એક થયા તે ગરીબ છોકરીએ એ સઘળુ ખરૂજ માન્યુ હોમી! તેણી રોજ ચાર વખત દીવસમાં બદગી કરેછ, અને ખુદા પાસે તેના ધણીને લાબી જીદગી અને રોજી માગેછ! બોલ હવે તે એની એક માટે શુ ધાર્યુ?"

"ઘણી નીર્દોશ અને એકદમ બચ્ચા સહી વીચારોની હોવી જોઇએ," તેના દોસ્તે જવાબ કર્યો

"ખરેખર એક બચ્ચા જેવુ બચ્ચુજ ઉતી!" સોહરાબે જોસથી કહયુ "તે વખતે તેણી ફકત સોળ વરસની એક બાળક જેવીજ નાદાન વીચારોની ઉતી"

કેપટન વજીફદારનો ચેહરો તદન ગભીર હતો જ્યારે તેણે જવાબ કર્યો ત્યારે તેનો સાદ એકદમ કરડો લાગતો હતો

"હુ પોતે તો કદી એમ કરૂ નહી સોહરાબ" તેણે કહયુ, "કોઇ બદમાશમા બદમાશ માણસબી એની એક બાળક જેવી નાહાની નીરદોશ છોકરીને આડે રસ્તે દોરવતા અને આની શરમ ભરેલી રીતે ફસાવતા બે વાર વીચાર કરે"

"હા મને હવે ઘણુજ લાગેછ. તેણીને પાછી બેગયોર પોતાને મથકે પહેલે જેવીજ શાત ખુશાલ હસ્તી પાછી હુ જોવા ખાતર શુ નહી આપુ? પણ હવે થયુ તે તો થયુ હવે એનો છેડો ઝટ આવવો જોઇએ નરગેશ પુરતી અટખી થઇ ચુકીછ, અને હવે જે તે છેવટ આવી જવુ જોઇયે—

નહી તો પચાતી થશે એમ હુ ખાતરીથી માનુછ હુ પોતે હવે તો એ લોક સાથે ઇન્ડયા ચાલી જનાર છેઉ અને જો કે તે વહાલી નાહની છોકરીને છોડી જતાં માહારા જીવપર આવશે છતા તેમ કરવુજ પડેછ"

"તાહારે બેમાથી એકને પસદ કરવાનુ છે સોહરાબ" કેપટન વફાદારે કહયુ "બેહસ્ત જેવુ સુખ તાહારી માનીતી છોકરી સાથે, અને પૈસાનો ઢગ, બાનુ નરગેશ મહેતા સાથે"

"અરે નહીંરે નરગેશને છેડીને હુ કયા ઉભો રેહુ અલબત એ બેમા નરગેશનેજ પસદ કરવી પડશે પણ માહારે તુને જે કહેવુ છે તે એજ હોમી કે મને મદદ કર દોસ્ત હુ પોતે તો મોહુ ખોલી માહારી વહાલી મીઠ્ઠી આલુને કાંઇજ કહી શકતો નથી મને તો તે એક ફરેસ્તોજ માની લેયછ, અને માહારી ખાતરી છે કે એવુ કાંઇ હુ એને કહેવશ તો ખચીત માહારી નજર સામે તે તફડીને મરી જશે તેથી તુજ માહારી તરફથી એની પાસે જા ને બધો ખુલાસા કર તુ એટલુ મહારે ખાતર કરશેની હોમી ?"

આ સઘળુ જોશથી બોલતા તે જવાન લશકરી ઓફીસરનો ચહેરો લાગણીથી ફીકકો મારી ગયો હતો તેના હોઠો ધાસ્તીથી ધરૂજતા હતા, તેણે પોતાનો હાથ કેપટન વફાદારના ખભા ઉપર મુકયો અને ધ્યાનથી તેની આખ્યોમા જોયુ.

"તુ તેણીને કહેજે હોમી, કે આપણા લગ્ન કાંઇ ખરા કહેવાય નહી તે માનેછ તેમ ખુદાને ધરગી નહીજ તેણીને કહેજે કે મને ભુલી જવાની કોશેશ કરે ફ્રુટીનો "રોઝ વીલા" મે તેણીના નામ ઉપર કરેલો છે, ને સદા

એને માટેજ કે અને મહીને દીવસે પાનસો રૂપીયા એને માહારા સોલીસીટરો મારફતે મલ્યા જગે, ને કબુલ રાખવા. હુ પોતે તો અલબત હવે જીદગીભરમા પાછો ફરી મળી શકશ નહી મગર એને સમજાવજે કે આટલુ માહારી તરફથી કબુલ રાખે. અને ભવીશમા જો કોઇ પરણવાની સારી તક મળે તો જરૂર તેમ કરવુ અને સુખી થવુ "

તે બોલતાં બોલતા એકદમ ચુપ થઇ ગયો અને કેપટન નજીફદારે જોયુ કે તે લાગણીઓથી એટલો આજેજ થઇ ગયો હતો કે ભાગ્યેજ બોલી શકતો હતો

"ફકત ગઇ કાલ રાત્રેજ," સોરાબે થોડી પળની ચુપકીદી પછી આગળ ચલાવ્યુ "ફકત ગઇ કાલે રાત્રેજ તેણીએ એવા તો કાલાવાલાથી પોતાનાં હાથો જોડી માહારી પાસે માગી લીધુ, કે તેને કદી છોડી જવી નહી અને મે મુરખ જેવાએ ખરૂ તેજ વખતે કહી દેવાને બદલે પ્રોમીસ આપ્યુ, કે હુ કદી તેણીને છોડી જવશ નહી ફકત આજે સવારેજ મે તે વાહાલી મીઠ્ઠી છોકરીના હાથો મહારા હાથમા લઇ અફસોસ કે છેલ્લીજવાર તેણીની મધુર આખોમા જોઇ લીધુ છે આહ મે છેલ્લીજવાર તે વાહાલો ચેહેરો જોઇ લીધો છે હવે પાછો કદી નહી જોવાના ઠરાવમા હોમી-હોમી દોસ્ત-મને આટલી મદદ કર હુ તો તેણીને ફરોથી મળી શકતો નથી તો તુ હમણાજ તાંહ જા ને બધી ખરી બીનાથી એને વાકેફ કર ઘણુ ધીમેથી સમજાવીને તેણીને કહેજે હોમી "

હોમી તદન ચુપ ઉભો રહયો તેના મ્હો ઉપર અત્યત કચવાટનો છાપ સ્પષ્ટ તેના જીગરના મુગા તીરસ્કારના પડધા કરતો હતો !

"બપોરે મે એડરેસ આપ્યુ તાહ જજે અને મહારૂ એટલુ કામ કરજે કરશે કેની દોસ્ત?"

આ વખત કેપટન વજીફદાર જરાએ હાલ્યો નહી તેનો ચેહરો ખરેખર ગભીર હતો

"ઠીક છે! હુ કરશ સોહરાબ" તેણે ધાડે અવાજે કહ્યુ "હુ બપોરે ત્યા જરૂર જવશ ને તારે ખાતર નહી પણ એ કમનસીબ છોકરીને પોતાને ખાતર હુ તેણીને આ સત્યાનાશીનો પેગામ પોહચાડશ! આજે રાત્રે તો અનબત તુ મીસ મહેતા સાથેજ જમશે ખરૂ કેની?"

"હા" તેણે કહ્યુ "હુ નરગેશ સાથેજ જમશ, તુબી ત્યાં આવવાનો છે ત્યારે મને બધુ કહેજે કે માહારી આલાએ એ ખબર કેમ સાભળી" વળી થોડી પળ પછી તેણે આગળ ચલાવ્યુ

"જો બની શકતુ હોવ તો તેણીને લડન મોકલી દેજે, અને સાથો પેહલીજ મેલમા ઘડીયા ચાલી જવા સમજાવજે કેહજે કે સોહરાબ પોતેબી જવાનો છે"

"હુ માહરાથી બનતુ કરશ સોહરાબ" કેપટન વજીદારે કહ્યુ અને તેઓ હવે એક સેકહેન્ડ સાથે છુટા પડયા.

બને છુટા પડયા પછી કેપટન વજીફદારે એ વાતની નંવુ દરકાર કરી નહીં તે જમાને ખાધેલ બડો બાહોશ માણુસ હતો પોતાનુ કામ પુરૂ કરી પછીજ રાત્રે મીસ મહેતાને ત્યા હોટેલ ઉપર જવાનો તેણે પકકો ઠરાવ કર્યો તેને સોહરાબ ઉપર અતીષ્ય—ક્રોધ અને ગીન આવ્યા વગર રહી નહીં.

તેને તે પેલેસ ખબર હતો તે વેરોનાના ગીચ ગડબડ ખોરા રસ્તાથી તદન જુદી તરફ એકાત મોટાં ઝાડો અને ખુલ્લા મેદાન આગળ વહેતા એક નાનકડા રળીયામણા તળાવ આગળ આવેલો તે એક મોટો પુરાણો પેલેસ હતો અને બપોર પછી ચાલતોજ તે પોતાના ફ્રેડની એ ફરજ લઇને ગયો



## પ્રકરણ ૧૩ મુ.

—,o—

### સત્યાનાશીનો સદેશો.

કેપટન હોરમઝદીઆર વજીફદાર હમેશ પાછળથી આ યાદગાર બપોર સદા યાદ કરતો રહયો તે જયારે પેલેસમા જવા નીકળ્યો ત્યારે બધુ એટલુ તો ઝળકાટભર્યું અને ખુશનુમાં લાગતુ હતુ કે બોલ્યાની વાત નહીં ધીમા ફીકકા સુર્યના કીરણો ત્યાના રસ્તા ઉપર ફેલાઇ તેને ગુલાબી બનાવી દેતો હતો હવા ઠડી અને ખુશનુમા હતી, ઓરેન્જ અને મરટલનો સુવાસ ત્યાં ફેલાઇ રહયો હતો અને ખુદરત આજનાં જેવી રળીઆમણી કદી લાગી હશે નહીં તેને રસ્તામાં, સુખી હસતા ચેહરાની બયરીઓ અને રમત કરતા ખુશાલ બચ્ચાંઓ મલ્યા ! આહ તેઓ કેવા સુખી હતાં, અને તે તેજ વખતે તેવીજ એક નીરદોશ સુખી છોકરીનુ દીલ તોડી નાખવા જતો હતો !

તેણે પેલેસમા પહોચી મીસીસ બમનશાહને મળવા માગ્યુ અને ત્યાર તેને એક મોટા ગ્રેન્ડ સેલુનમા લઇ જઇ બેસાડવામા આવ્યો તે એક મોટો ખુશનુમા રૂમ હતો, જ્યા સેકડો વરસો પહેલા વેનેનીઝ લેડીઓ એ કોર્ટના વખણાયલા નાઇટસ સાથે હઝારોવાર ડાન્સ કર્યો હશે ત્યાનુ ફરનીચર મોઘી કીમતનુ અને ઉમદા કારીગીરીનુ હતુ કેપટન વજી ફદાર મોહ પામી બે ઘડી ત્યાની પેન્ટ કીધેલી સલુન અને દીવાલો જોઇ રહયો અને પછી એક મોટી ઉઘાડી બારી નજદીક જયા દરાખના વેલા ઝુમી પડી તેને અડધો ટાકી લેતા હતા ત્યા એક નીચી ખુરશી ખેચી બેઠો

તેને કેટલોવાર એમ ખોટી કરવામા આવ્યો તેની તેને ખબર પડી નહી આખરે લીલીઓ વચ્ચે મીઠા સરોદે ગાતા બુલબુલના સાહદને મળતા આવતા એક અતી મધુર મ્યુઝીકલ સાદે તેને તેના વીચારોમાથી બીહાર કર્યો—

"કેમ—સોહરાબ? વળી આજે આય શુ કાતક? માણુસ પાસ કેહવાડયુ શાનુ કે સાહેબ ? ગના આયા છ!— તુબી કોઇ વખત છેકજ દોરા બારેછ જો!"

તે મારી આગળથી ફરી જતા કેપટન વજીફદારે એક પીકચર જોયુ એક પીકચર જે તે કદી પોતાના પાછલા જીદગીમા વીસરી શકયો નહી. એક અતી ખુબસુરત છોકરી, ઉચી પતળી અને આબાદ એક લીલો ફુલન નજતી આવતી, અતી મધુર મીઠા ચેહરાની ત્યા ઉભી હતી તે એક ખુબસુરત નરતનો તાઝો ખીલેલો ગુલાબ જેવોજ જુવાન સુદર ચેહરો હતા, જે ઉપર વળી પવિત્રાઇ અને સચ્ચા સાદો નીરદોશપણુ પહેલાજ

નજરે પ્રગટ દેખાતુ હતુ તેને ત્યા ઉભેલો જોઇ તે સુદર વાયોલેટ બનુ આખો અજાયબીમાં ઉ ચડેલી જોવાતી હતી તેણીના મીઠા પરવાળા જેવા હોઠો કાઇ બોલવા ચાહતી હોય તેમ સેહેજ રમુજથી હસતા ઉઘડેલા હતા અને તેમાંથી મોતીના દાણા જેવા સફેદ સીધા દાતોની હાર નજરે પડતી હતી

"આઇ બેગ યોર પારડન" કેપટન વજીફદારે તુરત ઉઠીને ઉભો થતા માનથી કહયુ "તમે જુઓછો તેમ હુ કેપ ટન સોહરાબ નથી બાનુ હુ તો માત્ર એમણ તરફથી એક સદેશો લઇ અત્રે હાજર થયલો છેઉ."

તે ઝળકતા ચેહરાનુ તેજ એ સાભળતા સહેજ સમી ગયુ મગર તુરતજ એટીકેટનુ ભાણુ થતાં તેણીએ ઘણીજ સભ્યતાથી તેને બેસવાની ખુરશી આપી અને પછી પોતે સામેજ એક નાની રોકીગ ચેર ખેચી તે ઉપર ગોઠવાઇ કેપટન વજીફદારે તો ત્યા એક તદન જુદીજ તરેહની છોકરી જોવાની આશા રાખી હતી ખુબસુરત-પણ બચ્ચાં જેવી ચેડી ચીમાનલી, જે તેની વાત સાભળતાજ રડીને તોફાન કરી મુકે તેવી, એક નાદાન પોરીની તેણે આશા રાખી હતી, જ્યારે આ શુ ? આ તો કોઇ ખરેખરી સમજુ કેળવેલ નાની પણ દરેક રીતે લેડી લાઇક છોકરી નજરે આવતી હતી સોહરાબની માફકજ તેનેબી આ છોકરીની જોતાજ તુરત મોટુ માન પેદા થયુ, અને તેને તુરત લાગ્યુ કે તેનુ કામ ધારવા માફક સેહેલ હતુ નહી કેમ શરૂ કરવુ તે તેને સુજ પડયુ નહી, તે છોકરીના નીરમળ મધુર આખો વગર અચકાવે સીધી તેની તરફ અજાયબીથી જોઇ રહી હતી

"તમો મને જોઇને અજબ થતા હોશો" કેપટન હોર-મઝદીઆરે અકડવકડે શરૂ કરયુ "પણ માહારે કહેવુ જોઇએ કે હુ ડા૦ સોહરાબ બમનશાહનો ઘણોજ પુરાણો અને સાચો મીત્ર છેઉ એને બધી પોતાની વાતો માહરી આગળ કરેલી છે અને તેથી હાલ અહીં હુ એની રજાથીજ હાજર થયલો છેઉ ?"

"તમે સોહરાબના દોસ્ત છેઓ ?" તેણીએ કહયુ, તે રાતા હોઠ હવે એક દીલખુશ હસવામા મલકાયા "ઓ હુ કેટલી ખુશી થઇ ! તમે પહેલવહેલ્લાજ સોહરાબના ફ્રેંડ છેઓ કે જેને હુ મળીછ"

અને તે કાઇબી વચ્ચે બોલે તે પહેલ્લા તો તેણીએ ઘંટી વગાડી રીફ્રેશમેન્ટ તેને માટે મગાવ્યુ

"તમારે માહારે ત્યાંનો વાઇન અને ફ્રૂટ લેવીજ પડશે, કેપટન વફાદાર, તેણે પોતાનુ નામ જણાવ્યુ એટલે તે સુદરીએ હસીને કહયુ, "ખરૂ માનજો કે તમોને કઇ રીતે રીસીવ કરવા તે મને સમજ પડતી નથી, તમે ભલે પધાર્યા માહારે ત્યા માહારા સોહરાબના કોઇબી ફ્રેન્ડ અહીં સદા વેલકમ છે અને તમોને એવણેજ કહયુ મારે માટે કે ?"

હઝારો વીચારો તે બાપડીના મગજમાથી વીજળી વેગે પસાર થઇ ગયા આખરે સોહરાબ પોતાના દોસ્તો સાથે તેણીને મેળવતો હતો ! આ તેની કેવી મહેરબાની કે તેને ચાહીચીતીને તેણીનો વખત સોહવાડવા ખાતર આ દોસ્તને મોકલી આપ્યો હતો એ કેમ તેણી તેનો ઉપકાર માની શકશે ? શુ આખરે કેપટન સોહરાબ પોતાના તેણી સાથના લગન જાહેર કરનાર હતો !

તેણીએ પોતાની મધુર ચસ્મો ઉઠાવી કેપટન વજીફ઼ દાર સામે જોયુ પણ કેપટન સાહેબ તો તેણી તરફ જોવાના હવે લગાર અખાડાજ કરતા હતા. કામ લગાર મુશકેલ થતુ હતુ તેણે થોડીક દરાખ પ્લેટમાથી લીધી અને ખાવા માડી એમ કરતા કઇ રીતે શરૂ કરવુ તેનો તેને વીચાર કરવાનો વખત મળતો હતો તેને સોહરાબ ઉપર ખરા દીલની રીસ આવતી હતી તેણે વીચાર્યુ કે જો તે તેની જગ્યાએ હતે તો મોટી ખુશી સાથે આવી એક રમકડા જેવી, નીરદોશ ભોલીભાલી અને મીઠ્ઠી છોકરી ખાતર નરગેશ મહેતાની મબલખ દોલત અને કીંમતી એસ્ટેટ ઠોકરે મારતે

"તમે માહારા સોહરાબને ઘણા વરસોથી ઓલખોછ ?" તેણીએ હસીને નીરદોશ સવાલ કર્યો—જ્યારે જવાબમા કેપટન હોમી વજીફ઼દારે હાનુ ડોકુ ધુણાવ્યુ

"તમે કેહોછ કે તમે મારા સોહરાબને ઘણા લાબા વખતથી ઓળખોછ," તે મધુર સાદ પાછો સભળાયો, "ત્યારે મને કહેશો કે એવણ નાના હતા ત્યારે કેવા હતા ?"

"હા" કેપટન વજીફ઼દારે હસતા કહ્યુ "અમે સાથે રમેલા અને સાથેજ મોટા થયલા છેઇએ અને તેથી સોહરાબનુ બચપણ મને બરાબર યાદ છે તે નાનો ઉતો ત્યારે એક અતી ઘણ સુદર સોહામણ બાળક ગણાતો હતો તે ઘણો ખુબસુરત અને બોલકણો ઉતો, મગર નાનપણથીજ જીદ કરી પોતાનોજ કકો ખરો કરવાની આદત તો તેને ઉતીજ જેમ તે હમણાગી કરેછ,"

તેણીનો હસતો ચેહરો સહેજ વીચારવત બન્યો. તે મોહક

આખોમા જાણે તેને નેણી ચેનેજ કરતી હોય તેવો એક જાતનો ઝળકાટ દીસ્યો

"જો તેમજ છે, તો હમેશા એવણની હઠ ખરાપણાથીજ થતી હોશે" તેણીએ મજબુતીથી કહયુ "છતા તમારી વાત આગળ ચલાવો કેપટન, હુ કેતુ પુચ્છુ છ કે સોરાબ નાના બુચા ઉતા ત્યારે હુ એવણને જોઇ શકી હને મને બધુ એવણ વાસ્તે કેહો"

"હવે એ વાત જવા દેઓ બહેન, અને હમણાનાજ વાત કરો" તે કેપટને નરમાશથી સમજાવ્યુ "આપણે સોહરાબ હમણા કેવા છે તેજ ડીસકસ કરીએ તો કેમ ? તમે જાણોછ, કેપટન સોહરાબની હરેક વાત મને માલમ છે મને એણે બધુ કહયુ છ"

"ખરેખર ?" તે છોકરાએ હસીને કહયુ અને હવે તે રૂપવતો ચેહરો પાછો ખીલીને તેજસ્વી બની ગયો તેણી ઘણી ખુશી થઇ કે એ રીતે કેપટન સોહરાબ હવે તેણીને બીલકુલ અચકાયા વગર પોતાના દોસ્તો જોડે મેળવતો હતો !

"ગઇ કાલે સોહરાબને જે પુરાણા દોસ્તો મલ્યા હતા તેમા હુબી એક હતો તમે તો મને નહી જોયો હોવ ?"

"નહી" તેણીએ કહયુ અને એક જાતનો ગરમ લાલ રતાસ તે બ્યુટીફુલ મુખડા ઉપર ફેલાઇ ગયો "મે તો કોઇને જોયા નહી સિવાય, પેલા ખુબસુરત ઉચા બાનુ, જેવણ માહારી તરફ કરડાઇથી જોયા કરતા'તા ! તેવણ કોણ, કેપટન વજીફદાર ?"

"હાલ તેજ કારણસર હુ અહી આવેલો છેઉં બાનુ" કેપટન વણીફ્દારે બન્યુ, એટલી શાતીથી કહ્યુ "હુ એમ કહેવા માગુછ કે તે બાનુ સોરાબના ઘણા અતલગના ફ્રેન્ડ થાયછ–"

"હુ તે જાણુ છ," તેણીએ કહ્યુ "માહારા સોહરાબે મને બધુ કહ્યુ છ તે બાનુ મીસ નરગેશ મહેતા છે, અને તેણીના પીતા માહારા સોહરાબીના ઘણા પુરાણા ફ્રેન્ડ થતા'તા એમ હુ જાણુ છ"

આ બોલતી વખતે તેણીનો સાદ મીઠો અને વાજીત્ર જેવો મધુર લાગતો હતો અને ત્યારે કેપટન વણીફ્દારે અજાયબીથી પોતાના મનને સવાલ કર્યો, કે તે ભયકાર સચ્ચાઇ જાણ્યા પછીબી શુ તે ગરીબ છોકરી આટલીજ મધુરતાથી બોલી શકશે? તેણી શુ આટલીજ શાતીથી આ ફટકો ખમી શકશે?

"હુ નહી ધારતો કે સોરાબે તમોને બધુ બરાબર સમજાવ્યુ હોય" તે જવાને કહ્યુ "તેણી અલબત તમે કહોછ તેમ સોરાબના ફ્રેન્ડની દીકરી મીસ નરગેશ મેહેતા છે, પણ સોરાબે તમોને એમ તો હજુ નહી જણાવ્યુ કેની કે તેણી તો તેની અદરાયલી મોહોરદાર છે?"

તે છોકરી તે વખતે તેને માટે પાકામા પાકી દરાખો ચુટવામા રોકાયલી હતી, એટલે બરાબર તેનુ બોલેનુ સમજી નહી "તમે શુ કહ્યુ ભાઇ, મીસ મેહેતા માહરાબની શુ સગી થાય? પીતરાઇ થાય?"

"નહી," તેણે તે મીઠા ખુબસુરત ચેહેરો વીચારવત રૂપે જોયા કરતા કહ્યુ "પીતરાઇ નહી, મીસ મેહેતા તો કેપટન સ[illegible]ની વચનથી બધાયની મોહોરદાર છે"

"વચનથી બધાયલી મોહરદાર! એ શું બકોછ!"—

"થોડા વખતમા એ લોકનાં લગન થશે, બાઇ!"

આહ આખરે ને ફટકો પડયો ભાગ્યેજ તે બોલો તેના મોઢામાથી બાહેર પડયા તેટલાજ તેણે તેણીનો ચેહેરો લાલ ચોળ થઇ જતો અને તે આખો ગુસ્સાથી ચમકતા દીઠી તેણી તેની સામે સીધી ટટાર થઇ એક રાણીના દમામથી ઉભી થઇ

"અહી કાઇ ભુલ થયલી લાગેછ" તેણી શાન્તીથી બોલી. "કેપટન સોરાબની અદરાયલી મોહોરદાર કોઇ છેજ નહીં જો તમે સોહરાબની દરેક વાતથી વાકેફ હોવ તો તમારે જાણવુજ જોઇએ કે આ વાત ખોટીજ છે"

"મને સમજો બેહન," કેપટન વજીફદારે ઘણી માયાથી કહયુ "હુ તમોને જેટલુ હુ જાણુછ તેટલુ કહેવશ બાનુ નરગેશ મેહેતા અને સોહરાબ જ્યારે બચ્ચા હતા, ત્યારથી અદરાયલા હતા અને એને હવે તેણી સાથે ગમે એટલી નામરજી છતા પરણવુજ પડેછ કેમકે તેણીની દોલત તેને જરૂરની છે તેના વગર નહીતો, તે એટલો તો કરજમા ડુબી ગયોછ કે તેનુ પુરાણુ નામાકીત વડવાઓનુ મકાન જે કલકતામા "બમનશાહ હોલ" તરીકે ઓળખાયછ, તેબી વેચી નાખવુજ પડશે અને તેથી બે કારણોસર એને મીસ મેહેતા સાથે પરણવાની ફરજ થઇ પડેછ. એક તો એનુ વચન, અને બીજુ તેની મબલખ દોલતની એને ખરેખર જરૂર છે મે મહીનાની તા૦ ૧૫ મીએ તેઓ પરણી એક થશે એમ સઘળુ સેટલ થઇ ચુકયુ છે અને તેજ દલગીરીભરી ખબર તમુને હુ કહેના દાવ અહીં નાચારીએ આવ્યો છુ"



# પ્રકરણ ૧૪ મું.

—०—

## "હું હરગેઝ નહીં માનું-કદ્દી નહીં માનું !"

અને હવે તે થોભ્યો. તે છોકરી એ સઘળું કેમ સાંભળશે તે માટે વીચાર કરતો તે થોભ્યો. ગાઢેર વાદળા ચઢી આવ્યા હતા અને સઘળે ઠેકાણે અંધકાર વ્યાપી રહયો હતો. કેપટન વફાદારે તે ધીમા ઉજાસમા તે ગરીબ છોકરીના ચેહરા ઉપરથી આશાનું કીરણ ઝટ સરી જતા જોયું જાણે તેની જીંદગીની જોત અને ઝળકાટ તે મનોહર ચેહરા ઉપરથી એક પળવારમાં ઉડી ગયો. કેપટન વફાદારે ખરાં દીલની માયાથી અને દયાથી તેણી તરફ જોયુ. ગરીબ બીચારી છોકરી ! તે ભલા ખવાસના જવાનને ખરેખર ચુથાઇ આવ્યું. પણ હવે કરવુ કેમ ? સોહરાબને વચન આપ્યું હતુ. એટલે ગમે એ કરી હવે તો તે પાળવાનુજ હતુ. તે છોકરીનો ફીકકો પડતો ચેહરો તેને દેખાય નહીં તેમ ફરી જઇને પોતે ઉભો.

"સોહરાબ પોતેજ તમને આ બધુ કહી દેવાનો હતો, મગર એની હીમ્મત ચાલી નહી. અને તેથી મનેજ અહીં મોકલ્યો—કે જેથી જલદી તમો બહેન સચાઇથી વાકેફ થાઓ. તેમ સારૂ."

તેણી ઉઠી બરાબર તેની સામે આવી ઉભી. દુખથી ભખાયલી તેણી એક ગમગીન દેવી જેવીજ લાગતી હતી.

"હુ એ માનતીજ નથી !" તેણીએ ગળગળના દબાવના

અવાજે પણ મજબુતીથી કહયુ " જો તમે પવીત્રમા પવીત્ર ચીજના સોગદ લઇને કહો તોપણ હુ એ માની શકુજ નહી"

"અને જો તેવા કોઇ પવીત્ર સોગદ ખાવાની જરૂર હશે તો તેમ પણ હુ કરશજ" કેપટન વજીફદારે ધીમેથી ચાલુજ રાખ્યુ "હુ તમોને ખાતરી આપુછ બેહન, કે હુ કેહુ છ તે સઘળુ સાચુજ છે"

તેણીએ પોતાના બને હાથો એક એકમા જોરથી ભેળ્યા અને ધીકકારથી એક ગમખાર ઉદાસીન, ભયાનક હસ્વુ હસી

"જો તમે આસમાન ઉપરથી ઉતરી આવેના ફરેસ્તા હતે તોપણ તમારૂ કહેલુ હુ માનતે નહીજ" તેણીએ પાકુ અને પાછુ ડહનાથી કહયુ

"ફરેસ્તાઓ ભાગ્યેજ હુ લાયો૭ તેવો મ દેશો લાવે ' તેણે ટુકમા કહયુ "અને હવે મને બરાબર સમજી લેઓ બેહન સોહરાબે તમોને છોડી જવા માટે જે દીલગીરી લગે છે તે મને દરસાવવા કહી છે એને કહયુ કે કે તમારે એકદમ હીંદુસ્તાન જવુ અને ઉટીનો રોઝ વીલામાજ ઠર પડવુ એ બગલો જીદગી સુધીનો તમારોજ છે અને તે સાથ વગર દહાડે રૂ ૫૦૦ તમોને મલતા રહેશે તેરી ગોઠવણ પોતાના સોલીસીટર સાથે કરશે સોહરાબને તમારા ડાહપણ અને મીઠા સ્વભાવમા ઘણો વીશ્વાસ છે, અને તેથી તેવનુ માને છે કે તમે આ ગનુ કબુલ કરી સુખીજ થશો"

તે એક પગ અડી અચકી ગયા જાણે કઈ બોલવા

માગતી હોય તેમ આશાના હોઠો ઉઘડયા અને ભાગ્યેજ સાંભળી શકાય તેવા ધીમા ખોખરા સાદે તેણી આખરે બોલી-

"આગળ ચલાવો સાહેબ, તમારી ઉપજાવી કાઢેલી વાતનો બોલેબોલ મને સમજવા દેઓ."

"મને હવે થોડુંજ કહેવાનું રહયું છે" તે જવાને દુખથી કહયું "જો હું સલાહ આપી શકું તો એટલું કહેનશ કે પહેલીજ બોટમાં તમે ઉપડી જાઓ, હવે અહીં રહેવું નકામું છે"

"બીજુંબી કાંઇ કહેવું છે? હજી કાંઇ સલાહ આપવાની બાકી છે? સાહેબ?" તેણીએ પાછું તેવાજ ખોખરા ધીમા સાદે કહયું

"બીજું કાંઇજ નહીજી" તે જવાને લાયકીથી જવાબ વાળ્યો "ફકત મને એટલુંજ કહેવા દેઓ કે હું તમારે માટે ઘણોજ દીલગીર છેઉં આવો એક સંદેશો લઇ આવવા માટે બી હું ઓછો દીલગીર નથીજ પણ માહરા દોસ્તને મદદ કરવા ખાતર તમને આ કહી દુખ દીધું છે તે માટે મને માફ કરજો"

તેણે તે નાજુક છોકરીને એક નેતરના ઝાડની પેરે ધ્રુજતી દીઠી તેણે સ્પષ્ટ તે સુંદર ચેહરા ઉપર, આંખોમાં, અને કપાલ ઉપર ગુસ્સાની નીશાની જોઇ, અને એવી તો ધીક્કારભરી રીતે તેણીએ તેની તરફ જોયું, કે કેપટન વજીફદાર બે પળ ચકીત થઇ ઉભો

"તમારા કહેવાનો એક શબ્દબી હું માનતી નથી" તેણીએ ચીસ પાડી "બસ હવે તમારે બોલવાની જરૂર નથી.

હુ માની શકતીજ નથી કે તમે માહરા સોહરાબના સાચ્ચા ફ્રેન્ડ છેઓ. હુ તમોને કેહુ—તમો કોણ છેઓ તે? તમે પેલી ખુબસુરત કરડી આખોવાળી બાઇ તરફથી મને દુખ દેવા અને માહરા સોહરાબથી મને જૂદી પાડવા તમે આવેલા છેઓ. તેણીને ખબર પડી હશે કે કેપટન સોહરાબને માહરી કેટલી દરકાર છે, અને તેથી એનેજ તમોને માહરી પાસે આ જુઠ્ઠુ કહેવા અને દુખ દેવા મોકલી આપ્યાછ! જાઓ પાછા જાઓ, અને તેણીને કેહો કે જેમ હુ માહરા ખુદાના સત અને યકીનમા માનનારાવાલી છેઉ તેટલીજ સોહરાબની સચ્ચાઇ અને વફાદારીમા મને ભરોશો છે."

શાબાશ! કેટલી ચીબ્જટાઇથી તે છોકરી આ બધુ બોલતી હતી? ગરીબ બીચારી! તેણીની અતે ખાતરી થશે ત્યારે તે શુ કરશે?

"મોડે કે વહેલે તમારે આ બધુ માનવુ અને તમારી સરતજતને શરણ થવુ તો પડશેજ" કેપટન નજીફદારે કહેવાની હીમત કરી

"હુ કદીબી માનવાની નથીજ જો તમે પોતે પોતાને સોહરાબના દોસ્ત માનતા હોવ, તો તમે જાણતા નો હશોજ કે હુજ ખરેખર તેઓની મહોરદાર છેઉ નહી કે અમે શાક્ષાઓ સામે ઢીંગલાઓના માફક પરણેલા, નહી કે અમે આતશબેહરામ જઇ દસ્તુરો પાસે પરણેલા—પણ ખોદા સાહેદ છે સાહેબ, કે પરણવાના, જરૂરી પવીત્ર કલામો અને નામ દેઇ બોલા ખુદાની નજર સામે અમે એકમેક સાથ સત યકીનથી પરણેલા છઇએ"

ગરીબ બીચારી ! ! કેવી સાચી-પણ કેટલી કાચી ! !

આ બોલો બોલતા, તે છોકરીની નજર સામે પાછો તેજ પુરાણો યાદગાર દેખાવ આવી ઉભો લીલા ખેતરો મોટા ઝાડો, રળીઆમણો બેંગલોરનો દેખાવ, પક્ષીઓના મીઠા મધુરા ગાયનનાં સરોદ, દુરથી દેખાતુ આતશ બેહેરામ તથા કેટલીક દેવળમા વાગતા ઘટના ગણુગણુ થતા અવાજ, અને છેવટે તેજ વાહલો મીઠો સોહામણો મુખડો અને દમામદાર બાંધો તથા હેતવતા બોલો, અને હેતમા ચમકી રહેલી કેપ-ટન સોહરાબની આખો તેણી હાલ જોતી ઉભી પાછા અને પાછા, વરસો ઉપર બોલાયલા ઠગારા સોહરાબના બોલો હાલ પાછા તેણીના કાનમા ગણુગણી રહયા "હુ સોહરાબ બમનજીઆહ, ખુદાને હાઝર જાણી સોગદ લેઉ છ, કે હવે પછીથી મોહત સુધી, આલા આન્ટ માહરી મોહોરદારને, સદા ચાહતી, સતોષની અને વફાદાર રહેવુ "

તેણીએ ખુબ જીદ કરી, અને કેપટન વજીફદારને સમજાવ્યુ તેણી ખુદાને હાઝર જાણી સત યકીનથી તેજ પરણતી વખતના જરૂરી પવીત્ર બોલો બોલી સોહરાબ સાથે પરણી હતી અને ત્યારે ખુદાની નજરમા તે પરણેલી કહેવાય, તો કાએ નહી બધાએણી તે માનવુ અને કબુલ રાખવુજ જોઇએ ? એ માટે તેણીએ ખુબ તકરાર કરી, અને એવુ વાધા ભરેલુ ખોટુ બોલવા માટે સામી કેપટન વજીફદાર ઉપર ખફા થઇ

"હુ તમોને ફરીથી કેહુ છ કેપટન વજીફદાર" તેણીએ પોતાની નીરમળ વાયોલેટ-બ્લુ આખો તેની તરફ ઉઠાવી સચ્ચાઇના જોશથી કહયુ 'હુ તમોને ફરીથી કેહુ છ કે હુ ખરેખર

કેપટન સોહરાબની બહારીજ છેઉં જો કે લોકની નજરમા હુ તેમ હોવશ નહી જો કે એનુ મોટુ નામ અને બાપીકા મહેલમા હુ ભાગીદાર થઇ શકતી નથી, તે છતા ખુદાને ખબર છે સાહેબ કે હુ બરાબર તેના કહેવા પ્રમાણે એની સાથે પરણેલીજ છેઉં ”

તે શુ કહે ? આવી એક નીર્દોશ બેખબર બચ્ચા જેવી નાહાની છોકરી સાથે વધુ તકરારમા તે કેમ ઉતરે ? અત્યંત દયાથી ઉભાઇ જતા દીલે તેણે તેની તરફ જોયુ

“ગરીબ છોકરી” તે ભલા જવાને તેની પાસે જઇ માયાથી તેણીનો એક હાથ ઝાલી કહયુ “જો આ નાહાનપણે લીધેલા પગલા માટે કાઇબી બહાનુ કાઢી શકાય તો તે તમારી જુવાની છે તમે એટલા તો નાહના નિરદોશ, બેખબર અને બચ્ચાં સહી ઉધરયા છેઓ કે હુ તેથી તમારો વાક ઝાઝો કાડી શકતોજ નથી માફ કરજો બેહન, પણ મને કહયા વગર ચાલતુ જ નથી કે તમે કરેલા લગન જરાબી હકદાર કહેવાય નહીજ–ખુદાની નજરમાબી નહીજ સોસાયટીએ આજે સેહકડો વરસ થયાં લગન કેમ થવા જોઇએ તેના કાયદાઓ નીરમાણ કરેલા નેમેલા છે, તો તે કાયદા પ્રમાણે નહી પરણ્યે ત્યારે તે લગન ખુદાની નજરમાબી હકદાર કેમ લેખાય ?”

“પણ,” તેણીએ હજી પોતાની તકરાર ચાલુ રાખી “તમે જાણોછ તેમ સદા મને ચાહવી સભાળવી અને મને વફાદાર રહેવુ એવા સોગદ એવણે લીધા છે—ત્યારે હવે એટલી આસાનીથી કેમ મને છોડી દઇ શકશે ?”

તેણી પાછા અને પાછા એ બોલો ધરૂજતા હોઠોથી

બબડી ગઇ અને કેપટન હોમી વજીફદાર દયાર્દ્ર તેણી તરફ જોઇ રહયો થોડી પળ પછી તેણી કાંઇક વધારે શાંત બની તેની તરફ ફરી

"મને હવે ત્યારે એટલુંજ કેહે ભાઇ, કે શું મોહરાબ હવે માહારા નહી કહેવાય ?"

"નહીજ," તેણે નરમાશથી સમજાવ્યું "સોહરાબે મરજી પડી ત્યારે વચન આપી સોગંદ લીધા, અને મરજી પડી ત્યારે તોડયા એટને બહેન, તમે હાલ બોલકુલ છુટા છેઓ જો તમે આટલા નાહાના અને નાદાન હતે નહી તો પહેલેથીજ સમજી જઇ શકયા હતે કે એ લગન કાંઇ હકદાર લગન કહેવાયજ નહી ફકત એમ કરી તમોને ઠગવા ખાતર મોહરાબે એ તો ખોટું તમોને સમજાવેલું"

"ત્યારે તમો શું એમ કહેવા લાગોછો કે એ બધું ખોટુંજ હતું ? તેણીએ ચીસ પાડી તકાજે કયો "તમે કેપટન મોહરાબના ચહેરામાં, સચ્ચાઇ, વફાદારી, ભલાઇ અને નેકી સીવાય બીજુ શું વાંચ્યું છે ?"

તેણે જેયું કે તે બીચારી ધ્રુજતી હતી અને લોહીનુ એક ટીપેટીપું તેણીના ચહેરા ઉપરથી ઉડી ગયું હતું હવે એકદમ ટુંકું કરવું એજ બેહતર થશે એમ તેણે તુરત જેયું

"હવે વધુ બોલવું ફોકટ છે" કેપટન વજીફદારે હવે ઉઠી ઉભો થતા કહયું "જે સાચી વાત છે તેજ બધી મે તમને કહી છે, માહારી હવે છેલ્લી દુઆ તો એટલીજ છે કે તમે સુખી થાઓ, અને સોહરાબને ભવીસ્યમાં માફ કરતા શીખજો"

"હુ માનતીજ નથી! બધુ ખોટુ છે" તે દવેર સાચી છોકરીએ પાછુ અને પાછુ કહયુ "હુ પોતેજ જાઉ છ અને સોહરાબને શોધી કાઢી પુછુ છ કે આ બધો શુ ફારસ છે? હુ હવે વધારેવાર તમારૂ કાંઈ સમજવા માગતીજ નથી"

"તમે એમ કરશો તો મોહરામ ઘણા ગુસ્સે થશે એવણને શોધી કાઢો મળવાની કોશેશ કરવી તદ્દન કોકટ છે એમ હુ ખાત્રી આપુ છ"

બસ એકજ પળ, અને હજી તો કેપટન વજીફદાર સમજી શકે કે તેણી શુ કરવા માગતી હતી તે પહેલા તો તે છોકરી તેને એકલો અજાયબીમા ડાચુ વકાસતો મેલી ત્યાથી હરણીની ચપળતાથી ચાલી ગઈ!

અને કેપટન વજીફદાર ભારી દીને, તે છોકરી માટે દયાથી દાઝી જતા ત્યાથી બાહેર પડયો

"બસ છેલ્લીજવાર આવુ કામ મે માથે લીધુ છ ફરીથી પારકી પચાતમા પડવુજ નહી" જતા જતા તે બબડયો જવાન મનશે બબડયો–અને ફરી એકવાર ગુસ્સાથી તે કેપટન મોહરાબ સમનશાહની ચાલ માટે તપી આવ્યો



# પ્રકરણ ૧૫ મું.

---

## અતે ફશો.

જસ વધુવાર આલા ખમી શકી નહી ને મોટો પેલેસ અને કેપટન હોરમઝજીઆગ વજીફદારનો ધીમો માયાળુ સાદ તેણી વધુવાર ખમી શકી નહી ત્યાંથી એકદમ દુર થવા તેણી નવઅગાર થઇ અને તેથી વધુવાર ત્યા ન થોભતા તે ઘેલી દીવાની જેવી, કેપટન વજીફદારને ત્યાજ એકલો છોડી ચાલી ગઇ હતી તે આપણે ગયા પ્રકરણમા જોઇ આવ્યા છીયે

તે છોકરીનુ દીલ અને મગજ આતશની માફક બળતુ હતુ તેણી શુ કરતી હતી તેનુ તેણીને ભાગ્યેજ ધ્યાન હતુ ઉતાવળે પગલે તેણી પોતાના ઓરડામાં એક ઘેલી દીવાનીની અદાથી દોડી ગઇ

"હુ પોતે સોહરાબને શોધી કાઢી પુછશ કે એ બધી ખરી વાત છે કે ખોટી?" તેણી ઉશકેરણીને મારે હાફતા જીવ સાથ બડબડી, "એમ હોયજ નહી આહ ગઇ કાલે આયજ જગ્યા ઉપર તેણે માહારા હાથો પકડી હેતથી કહયુ હતુ કે તે મને કદી છોડી દેશે નહી, ને મને સદા ચાહશે અને માહારી પાસેજ રહેશે એમ એનણે મને ખાતરી આપેલી છે, આહ, માહરા સોહરાબ, સોહરાબ! હુ તો કેહુછ કે તાહરા ઉપર ફકત શકથી લઇ જવો એ માહ પાપનુ કામછે ઓ સોહરાબ એ લોક માહરી પાસથી તુને જુદી લઇ શકશે

નહીજ પેલી ખુબસુરત, ચેહરાની કરડી ઘાતકી છોકરી તુને માહરી પાસથી છીનવી લઇ શકશે નહીજ સોહરાબ, સોહરાબ, ઓ ખુદા, માહારે જરાબી શક લઇ જવો જોઇતોજ નથી નહી તો પછી અચકાયા વગર હુ કેમ માહારા ભલા ધણીના મીઠા ખુબસુરત, દમામદાર, પ્યારા ચેહરા તરફ જોઇ શકશ ધીકકાર હોજો મારી પોતાની ઉપર જો હુ એક રતીભારબી એવા નેકખસલત ભલા ધણી ઉપર સક લઇ જાઉં તો"

તેણી રડતી તરવળતી અને આ રીતની બકવા કરતી હવે થોકી ગઇ હવે વખત ખોવો નહી હતો તે ઉઠી અને કપડા બદલવાની જરાએ દરકાર કર્યા વગર, ઘરનેજ કપડે, ઉઘાડે માથે મોડ કરયા વગરજ, ત્યાથી બાહેર પડી તેણી કેની લાગતી હતી, યા કયો પોશાક પહેર્યો હતો તેનુ તેણીને ભાગ્યેજ ધ્યાન હતુ ઉતાવળે કદમે તેણી રસ્તા ઉપર બાહેર પડી.

સાજ પડી ચુકી હતી, સુરજ અસ્ત પામ્યો હતો, અને હવે તારાઓ આસ્તે આસ્તે બાહેર ડોકાની જોવા લાગ્યા હતા રાત ઘણી ઉજાસવાલી અને રળીયામણી લાગતી હતી, અને ઓરેન્જ ફુલોનો પમરાટ હવામા પસરી રહયો હતો જેવે વખતે કમનસીબ આલા, એક દીવાનીની અદાથી પોતાના બેવફા આશકને સોધતી પાઉ ધ્પાડી ત્યાથી ચાલી જતી હતી

તેણી કેમ ને કયા તે બેવફા જવાનને શોધી શકનાર હતી ? આ મોટા ધામધુમી શેહરની વચ્ચે તેણી કેમ તેને શોધી કાઢનાર હતી ?

તેણીની તો ખાતરીજ હતી કે પેલો જવાન કહી ગયો હતો તે બધુ ખોટું અને ગપ્પ હતુ ને કેપ્ટન મોહરાબ માટે કંઇપણ વાધાભરેલુ માની શકીજ નહી તેણી બીચારી એમજ માનતી હતી કે જે વખત જતો હતો તેમા તે ઘર આવી તેણીની બધી ખાત્રી કરી આપશે, અને ત્યારે તે પોતાની ખોટી ફીકરો ઉપર કેવી હસશે ? કેવી શરમીંદી બનશે !

તેણી આંધળાં માણસની માફક ડોકરાની રખડતી આગળ અને આગળ ચાલી બસ ફકત એકજવાર પાછો તે માનીતો મરદાનગીભર્યો સોહામણો ચેહેરો જોવો, તે મજબુત વાહાલા હાથોમા પોતાના હાથો મુકવા, તેના મીઠા માયાળુ બોલો સાંભળવા—અને છેલ્લે જે સઘળુ કેપ્ટન નજીફદારે કહ્યુ હતુ તેનો મોટા ગુસ્સાથી ઇનકાર કરતો તેને સાંભળવા તે છોકરી અધીરી બની હતી ! ઓ કયારે તેણી તેને મળશે અને વફાદારી દર્શાવતા હેતવંતા શબ્દો પાછા તેના મુખમાંથી બોલાયલા સાંભળશે !

પણ હવે તેને શોધવા કયાં ? તેણીએ યાદ કર્યું કે જ્યાં છે ત્યાં તે પોતાના દોસ્તો જેઓ એક દીવસ આગમજ તે લોકને ત્યાંના પુરાણા ચરચમાં મળી ગયા હતા, તેઓનેજ મળવા ગયો હશે અને એ ખ્યાલ થતા તેણી ઉતાવળે કદમે ચાલી જાણે તે ત્યાંજ તેણી મળી જવાનો હોય તેમ દોડતે કદમે તે દેવળ તરફ વળી, જેમ કરતા વચમા તેણીને ત્યાંનુ મોટું વખણાયલુ "લીઆ ડોર" પસાર કરવાનુ હતુ અને ત્યાંજ તેજ હોટેલના બારણા આગળ તેણીએ શું જોયુ ! ગંભીર

વીચારવંત ચેહરે મોઢામાં સીગરેટ પકડી તેનો ધુમાડો ઉરાડતો દરવાજા આગળ કોઇજ નહી પણ કેપટન સોહરાબ બમનશા આઇ એમ એસ પોતે ઉભેલો હતો ! ! ઓ ખુશાલી ! તેને જાતાજ આલા, દોડતી કે હેનથી લંબાયલા હાથો સહીત તેની સામે જઇ ઉભી

તેને જોતાંજ તેણીને એક જાતનો સંતોશ અને હીમત આવી ગઇ જો જરા રતીભી શક તેના મનમાં હતો તે એકદમ નાબુદ થઇ ગયો અને તે મનોહર ચેહરો પાછો એક પળ સુખમાં ઠરી રહયો

કેપટન સોહરાબે તેણીને આવતા જોઇ નહી તે તો સામી તરફ દેખાતા મોટા ઝાડો તરફ બેધ્યાનપણે જોઇ રહયો હતો જેથી તેણીના પગલાનો અવાજ સાભળ્યો નહી અને તેથી જયારે તેણીએ ત્યાં જઇ નરમીથી પોતાનો એક હાથ તેના હાથ ઉપર મુકયો ત્યારે તે એકદમ ચમકી ઉઠી પોતાના વીચારોમાંથી બાહાર અને જાગ્રત થયો

"સોહરાબ" તેણીએ પોતાનો દયા ઉપજાવનો મોહક મનોહર ગમગીન ચેહરો તેની તરફ ઉઠાવી કહયું "સોહરાબ ! હું કયારની તમોને શોધું છ ! તમે આટલોવાર કંઇ ઉભા"

તેણે ચમકીને પોતાનો મોહત જેવો સફેદ ફીકકો ચેહેરો ગભરાટથી તેણી તરફ ફરવ્યો જયારે તેણી જોયા વગર નહી રહી જ નહી કે તેને જાતજ તે વાહાલા ચેહરા ઉપર કચવાટનો ખુલ્લો છાપ ફરી રહયા કાંઇક ગુસ્સાથી તે તેણી તરફ જોઇ રહયો અડજ પળ અને બાજી મારે તો પોતાની સામે ઉભેલી નહાની સુંદર છોકરીના મનોહર મુખડાનો ફીકકાસ

ગભરાટ અને ધાસ્તી જોતા, તેને ઘણુ લાગી આવ્યુ, અને તેણે નરમાશથી તેણીને પુછ્યુ—

"આલા, આય શુ કહેવાય ? ખુદા ખાતર મને જણાવ વ્હાલી આલુ કે આવે વખતે અને આય રસ્તે રખડતી હુ તુને કેમ જોઉ છુ ?"

"હુ તમારીજ શોધમાં નીકળીછ સોહરાબ" તેણીએ કહયુ "મારે તમોને કાંઇ કહવુ છ, તમે મારી સાથે અહી થી ચાલી આવશો ?"

તે પોતાના પીમેલા દાતો વચ્ચેથી કાંઇ નહી સમજ પડતુ બબડયો

અને તે વખતે જે પછીથી બનાવ બનવાનો હતો તે માટે તેને પુચ્છયુ કે જો તે અટકાના ખાતર જરૂર પડે તો પોતાની ધન દોલત અને સર્વસ્વની આપવા તે ચુકે નહી

"આવી રીતે મારો પુઠ પકડવાનુ તારૂ કામ હુ જરાબી પસંદ કરતો નથી ચાલ અહીયાથી ચાલી આવ" સોહરાબે મજબુતીથી કહયુ

તેણે પોતાનો હાથ ઝાલવાની તેણીને ઓફર કરી નહી, અને તેથી મુગે મોહડે ધીમે લથડતે પગલે ગરીબ આલા તેના જોડેજોડ ચાલ્યાજ કરી અને તેઓ પેલાજ પુરાણા દેવળના કમપાઉંડ આગળ આવી લાગ્યા, જયા સુંદર ઝાડો વચ્ચે સરસ રીતે બેઠકો ગોઠવાયલી હતી તે એક ઉપર જઇ તેઓ ગોઠવાયા કે કેપટન સોહરાબે પોતાના હાથમાની સીગારેટ જોરથી ફેકી દીધી અને આલા તરફ ફર્યો.

"આપણે અહીં બેસી નીરાતે વાત કરી શકીશુ આલા" તેણે કહ્યુ 'ચાલ બોલ હવે આ વખતે રસ્તા ઉપર રખડતીની માફક મને શોધતી આવવાનુ કારણ શુ ?"

ચદ્રમાના ધીમા ફીકકા ઉજાસમા તેણે એકદમ જોયુ કે તે મીઠો મધુરો ચેહેરો કેટલો ફીકકો હતો, તેના હોઠો ધ્રુજતા હતા

" મ્હારી સાથે ગુસ્સે ના થાઓ મોહરામ " તે છોકરીએ કાલાવાલાથી કહ્યુ "હુ નહીજ ખમી શકી ત્યારેજ તમોને શોધતી આવી, વ્હાલા મોહરામ નહી તો હુ ખચીત ગેડજ થઇ જતે એક માણસ—કોઇ ગાડો જેવો જુઠો માણસ—મને મળવા આવ્યો, તે કેહેજે હુ તો મોહરામનો ઘણો પુરાણો ફ્રેંડ છેઉ અને તે મને એવો ગીરડાસી ગયો કે કાઇ ક્હેવાની વાતજ નહી તે તમારી તરફથી કાઇ સ દેશો લઇને આયો'તો મોહલી "

તેણીએ પોતાના બને હાથો તેના હાથ આસપાસ વીટાળ્યા, તેણીએ પોતાનુ મનોહર કસમ જેનુ નરમ ફુલ સમાન માથુ તેના ખભા ઉપર મકયુ, અને અત્યત હેત અને વીશ્વાસથી તેની તરફ જોયુ

" હવે મને લાગેછ કે જાણે હુ મહોતમાથી જીદગીમા આવીછ ! તમોને જોયાથી મને પાછી ધીરજ અને હીમત આવી ગઇછ " તે છોકરીએ મીઠાસથી બોલવાનુ જારીજ રાખ્યુ "જુઓ, મોહરામ જુઓ, હુ કેટલી ધ્રુજુછ તમારા હાથ તો કેટલા મજબુત છે—ત્યારે તેનાથી મને મજબુત પકડી રાખોની મોહરામ !"

અને તે બેવફા જવાને તે ખાનુ નરગેસના અફરાયલા ખાવીંદ, જેમ તેને કહેવામા આવ્યુ હતુ તેમ કરયુ તેણે તે ધ્રુજતા આકારને બે પગ મજબુત પકડી રાખ્યો જ્યારે ગરીબ બાલાએ જાણે તેણી દીવાનીજ થઇ જતી હોય એટલા બધા જોશથી તેના હાથો પોતાના નાહના નુરવાળા હાથોમા ધરી તેને છોડીજ નહી જવા માગતી હોય તેમ બેસી રહી

"સમજો સોહરાબ," તેણીએ પાછુ ધ્રુજતા અવાજે બોલવાનુ ચાલુ કર્યું "જ્યારે તમે પેલા જવાન માટે બધુ જાણશો ત્યારે ખચીત તેને ધીક્કારયા વગર રહેશોજ નહી સમજો સોહરાબ ડીઅર! તેનાજ બોલો હુ પાછા બોલી જવશ તેણે મને કહ્યુ કે આપણા લગન મુશ્કેલ હકદાર કહે-વાયજ નહી એ તો બધુ ખોટુ અને મનને સમજાવવાનુ તમે મને કહેલુ ખુદ, ખુદાની નજરમા વટીક, આપણા લગન રદબાતલ અને નારવા ગણાય—એમ મને તે જવાને કહ્યુ ઓ સોહરાબ કેહવો મને કે એ બધુ ખોટુજ છે મારી ખાત્રી કરી આપો વહાલા સોહરી, કે તેનુ એકેનુ બધુ બોને બોલ ખોટુજ છે"

એ બોલી રહી તેણીએ જે ચેહરો તેની સામે ઉચકયો તે એટલો તો ફીકકો, નીરદોશ, નેકીભર્યો અને અશોધના ઝળકાટ સાથનો, મીઠો દુખી અને હેતથી ઉશ્કેરાયલો હતો, કે ખુદરતી રીતેજ જાણે તે એક દેવી યા પોતાની ગલીને નમન કરતો હોય, તેના ભકતીભાવથી સોહરાબે વાંકો વળી નરમા શથી તે ચાંદીના ટુકડા જેવા તેણીના કપાળ ઉપર પોતાના હોઠો મેહેજ લગાડયા, અને ત્યાર તે નેરેમદ જવાનની

આખ્યોમા વટીક એક જાતનો આસુ જેવો ભીનાસ ખુલ્લો જોવામા આવતો હતો

"નહી માહારી મીઠ્ઠી, તેણે એમ તુને નહી કહેતુ ઉતુ એવા ઘાતકી શબ્દો ખમી શકે તેની સખત તુ છેજ નહી." મોહરાએ વળી પાછો પીગળી જતા અની ઘણા હેતથી કહ્યુ

"પ્લેસ યુ થેકયુ વાહલા મોહ્રગમ" તે છોકરીએ હેશાનથી કહયુ "હુ જાણુતી'તીજ કે તમે મને એમજ કેહશો માહારી ખાત્રી ઉતીજ કે તમે માહારી મીક જરૂરજ ભાગી નાખશોજ તમોને યાદ છેનો ડીઅર, આપણે બેગલોરમાં એકાત વચ્ચે, ખુદરતી ખુબસુરતીઓ 'સામે' પગણેના તે ' અને તમે મને કહ્યુ હતુ કે ખુદાની નજરમા તે દીવસથી આપણે બન્ને ધણીધણીઆણીજ હના તમોને તમારા સોગદ યાદ છેની મોહવી ?"

તે ઠગારા હોઠો ઉપડી શકયાજ નહી તે લુચ્ચો પાપી પોથ્થાગીર મોદુ ખોલી તે નીરદોશ નાહાની સાચ્ચી આશ્નાને-ને બેખબર બચ્ચા જેવી કાચી છોકરીને, મુદ્દન જવાબ આપી શકયોજ નહી અને ત્યારે ભોલી આશ્નાએ પોતેજ આગળ ચલાવ્યુ

"તે જવાને, સોહરાબ, મને એમ સમજાવ્યુ કે આપણા લગન ખરા કહેવાયજ નહી તેણે મને કહયુ કે તમે તો મને ઠગીને ખાલી ફોસલાવી નસાડી લઇ ગીયા! તમારા વચનો અને નાગદો જરાબી ખરા ઉતાજ નહી. વળી વધુમાં મને એનણ જણાવ્યુ કે તમે તો ઘણા વરસો થયા, પેલી કરડા ચેહરાવાળી કાળી આખો સાથની ખુબસુરત બાનુ નરગેશ

મેહતાને, વચનથી બંધાઇ ચુકયા છેઓ! અને બે મહીનામાં મને છોડી દઇ તેણી સાથે લગન કરવાના છેઓ કારણ તેણીના પૈસાની તમોને ખાસ અગત્ય છે, અને તેથી તમારૂ બાપીકુ નામ અને માન સાચવી રાખવા ખાતર તમારે તેણી સાથે પરણવું બહુજ અગતનુ છે ઓ સોહરાબ, વ્હાલા મોહરાબ, કેહો મને કે એ બધુ ખરૂ નથી બોલોની."

હજી તે જવાન જવાબ કરી શકયો નહી, તેણે માન્યુ કે કેપટન વજીફદારે જેવુ જોઇએ તેવુ કામ બરાબર પકડુ કર્યુ નહોતુ

"મે તો તેનો કહેલો એક બોલબી ખરો માન્યો નહી મોહરાબ." લાખમા એક મળે તેવી દલેર સાચ્ચા જીગરની તે છોકરીએ કહયુ "મે તો તેને હટકારીજ કાઢયો કે એ તો બધુ ઉપજાવી કાઢેલુ જુઠુ છે, એમ મે એવણને ચોખ્ખુ કહ્યુ જે મને આવુ આવુ કહી પજવવા માટે તમે એવણ ઉપર ઘણા ખફા થશો પણ તે ઠીનાના જેવા માણસે તો માહરૂ માન્યુજ નહી, અને મે કયુ તેનુ નોનસન્સ મને કહેતોજ ગીયો હા શુકર ખુદાના, વ્હાલા મોહરાબ કે આખરે હુ તમને શોધી શકી ખુદાની કેવી મહેર કે આટની સહેલાઇથી પાછા તમે મને મળી ગીયા"

હજી કશો જવાબ નહી એક બોલબી નહીં તે હોઠો કે જે સદા તેણી માટે મીઠા હેતવના શબ્દો ઉચ્ચારવા સના તઇયાર રહેતા, તે આજે એકદમ મુગા થઇ ગયા હતા તેણે તેણીના ચહેરામા પ્યારનીનો છાપ અને મોહત જેવો ઈકાસ

જોયો, તે સુંદર ચશ્મો હેબતથી ઉઘાડેલી તેણે જોઇ પણ તે હજી એકે બોલ બોલી શકયો નહીં.

"તમે કેમ મને જવાબ આપતા નથી ?" તેણીએ હવે તેથી એકદમ ગભરાઇ જઇ ચીસ પાડી પુછ્યું. "સોહરાબ, ખુદા ખાતર મને એકદમ કેહો કે એ બધું ખોટુંજ છે. છે કેની સોહરાબ? બોલોની, માહારી ખાતરી કરોની સોહરાબ કે કે હું અમથી અમથી ગભરાઇ જાઉં છ, એ જરાબી ખરૂ નથી એમ મને જણાવોની ?"

તેણીએ એક સખત ડચકું ખાધું અને નેતરના એક ઝાડની પેઠે ધરૂજતી તે ગરીબ છોકરીના દુખી ચેહરા તરફ નજર કરતા કોઇનું પણ દીલ પીગળે તેમ હતું છતા કેપટન સોહરાબ હજી કશાજ શબ્દ ઉચ્ચારી શકયો નહી. તે તો બેધ્યાન જેવો મારબલના એક પુતળાં મીસાલ બેમીજ રહયો. તેને આસપાસનું ભાગ્યેજ ભાન હતું. ફકત તે નાહાના નાજુક હાથો વધારે જોરથી તેના હાથોને વળગી રહયા હતા, અને તે મીઠો શોકાતુર સાદ કાઇક બોખરો અને હદથી જયાદા દુખી સભળાતો હતો એટલુંજ જાણવાને તેને ભાન હતું.

"બોલો કે એ બધું ખરૂ નથી સોહરાબ," તેણીએ પાડું અને પાછું મીનતેઝારીથી કહ્યું. "એકજ બોલ બોલો, અને ફરીથી હું તમાને કટાક્ષો કદી આપશ નહી."

હજી જવાબ નહી મળવાથી તેણીએ પોતાનો ચેહરો ઉઠાવી તેની તરફ જોયું અને આહ જાણે તેજ ઘડીએ તે કમનસીબ, સાચી પણ કાચી છોકરીએ પોતાનું નસીબ જાણી

ચીધુ હોય તેમ તેણીની ખાતરી થઇ ગઇ, ને એકદમ તેનાં પગ પાસે પછડાઇ પડી અને રડતી તળવળતી કાલાવાલા કરતી એ ખરૂ નહી હતુ એમ કહેતા તેને સમજાવવા લાગી તેણી પોતાના આંસુઓ અને ડચકાંઓ હવે અટકાવી શકી નહી જાણે તે ગરીબ છોકરીનુ દીલ તુટીજ જતુ હોય તેમ એક દર્‌ગીઆવ રડતી કેપટન મોહરાબના પગ પાસે પછડાય-લીજ રહી તે થોડી પળ શાતીથી એ દેખાવ જોતો થોભ્યો અને આખરે ગભીર ધીમા ચાડા પણ હેતથી ભરપુર સાદે તેણે બોલવા માડયુ

"આલુ," તેણે શોકાતુરપણે કહયુ "સમજ માહારે ખરૂ કહેવુજ જોઇએ કે માહારા દોસ્તે તાહારી આગગ કહેલી કાહણી બોલેબોલ ખરી છે ગરીબ છોકરી ! માહારી વાહાલી આલુ ! બે વરસો આપણે ઘણુાજ સુખમા કાઢયા છે, પણ અતે તે દાહાડો આવી લાગ્યોછ આતા, કે જયારે આપણે છુટુ પડવુજ જોઇએછ છુટુ પરવુજ પડશે માઇ પુઅર ચાઇલ્ડ"

આહ, આ તે અભાગણી નસીબના ફુટેલા છોકરી શુ સાભળતી હતી ? ગરીબ તે, ગરીબ નાદાન છોકરી ! તેણીએ બોલેબોલ મોહરાબના સમજયો મગર જરાએ મગરૂરી કે અજાયબીથી ઉછળીને ઉભી થઇ નહીં ફકત પસ્તાતી હોય તેમ પોતાનુ ખુબસુરત માથુ તેણીએ વધારે નીચુ નમાવ્યુ અને ચુપ બેઠી.



## પ્રકરણ ૧૬ મુ.

— ० —

### ઓરતની એક ભુલ—તે જીદગીની ધુળ!

"હુ ઘણોજ દીલગીર છેઉ" સોહરાબે હવે ઉતાવળે બોલવા માડયુ "હુ કહીબી શકતો નથી કે હુ કેટલો દીલગીર છેઉ આલુ પણ હવે બની તે કાઇ નહી બની થઇ શકે વારૂ ? એ ખરી વાત છે કે વરસો થર્યા, જયારે અમે નાહાના હતા ત્યારથી હુ મીસ મહેતા સાથે અદરાઇ ચુકેલો છેઉ મે તેણીને પરણવા માટે માહારો કોલ આપેલો છે, અને તે માહારે પાળવોજ જોઇએ"

"ત્યારે તમે મને ખરેખરા પરણેલા નહી ઉના ?" તેણીએ ભાગ્યેજ સાભળી શકાય તેવા ધીમા શોકાતુર સાદે પુછ્યુ 'હુ ખરેખર આટલા બે વરસ તમારી હકદાર ધણીઆણી નહીજ ઉની એમ તમે કહેવા માગો છ ?"

"નહીજ વળી," સોહરાબે કહયુ, "એ બનુ નોનસન્સ ઉતુ"

"વારૂ દુન્યાની નજરમા તો આપણે પરણેના નર્હી કહેવાઇએ, પણ ખુદાની નજરમાબી નહીજ કે ? તેણીએ હજી એ આશાવન પણ રડમશ અવાજે પુછ્યુ

"હુ હવે વધારે વાર જુઠુ બોલવા ચાહતો નથી, અને તેમ કરી તુને ઠગવાનોબી નથીજ આલા," તેણે કહયુ "ખુદાની નજરમાબી આપણા લગન હકદાર નહીજ કહેવાય

માહારો એકજ બચાવ છે અને તે એજ કે મને તાહારી ઘણીજ ખરા દીલની દરકાર હતી તે એટલે સુધી કે તાહારા વગર હું જીવીજ નહી શકું એમ મને લાગવાથી આ તાગડો મને રચવોજ પડયો—હું ખચીત ઘણો દલગીર છેઉં, આલા!"

"અને ત્યારે હવે તમે મને છોડી દઇ શકશો! હવે પેલી છોકરી સાથે પરણી મને સદા મારે છોડી જવા તમારૂં દીલ ચાલશે!"

"એમ કરવુંજ પડશે આલા" તેણે એવા તો માયાળુ ગંભીર સાદે કહયું કે તે છોકરીએ ચમકી ઝટ તેના ચેહરામાં જોયું તે ચેહરો જે મોહત જેવો ફીકકો, અને આશાના એકપણ કીરણ વગરનો એક મુવેલા માણસ જેવો વધારે લાગતો હતો, આ તરફ તે કમનસીબ છોકરીનો એથી બુરો હાલ હતો.

"સોહરાબ," તેણીએ આખરે સાદ ઠેકવી જેહમતે પુછયું "હું એકજ સવાલ પુછશ અને તેનો તમે મને સાચોજ જવાબ આપજો મને કેહો સોહરાબ કે શું તમે મને જાણી બુઝીને એમ ઠગી? હાથે કરીને મને જીંદગીભરની દુ:ખી કરી?

"વેલ" તે જવાને હવે સેહજ બેદરકાર બનતા કહ્યું, "જો એને તું ઠગાઇ અને જીંદગીભરનું દુખ સમજતી હોય તો તાહારી મરજી હા હું કબુલ કરૂં છું કે મેં તુને હાથે કરી ઠગી"

એ તેણી શું સાભળતી હતી? શું આજ તેનો વાહલો

વફાદાર, સાચો હેતવતો સોહરાબ હતો કે કોઇ બીજો ? તે છોકરીને બસ લાગ્યુ કે હવે તેણી જીવી શકશેજ નહી

"સોહરાબ," તેણી પાછી એકદમ કાઇ વીચાર થતા ચમકી ઉઠી. "આજ સુધી મને કોઇબી ફેવર તમે ના પાડી નથી સોહરાબ જુઓ, હુ તમારા પગ પાસે ગુઠણે પડેલી છુ હુ જેમ મ્હારા ખુદા પાસે અરજ ગુજારતી હોઉ તેમ હાલ હાથ જોડી તમારી પાસે એક મહેરબાની માગી લેઉછ બોલો, તે તમો મને ગ્રાન્ટ કરશો ? ફકત એકજ અરજ"

"બચીતજ" તે જવાને દુખથી તેણીના હાથો ઝાલી કહયુ "તુ બોલ અને તે હુ કરશ કહે મને કે એવુ તે શુ છે આલા ?"

"મને મારી નાખો" તેણીએ ખરા દીલના સતાપથી એવી તો નીરદોશતાથી કહ્યુ કે સોહરાબ દુખથી દાઝી ગયો "મને મારી નાખો સોહરાબ તમારા હાથે હમણાજ અને અહીજ મને બસ મારી નાખો એમ કર્યાથી તમે સામુ પુનનુ કામ કરેલુ કહેવાશે મને એમ રીબાવા કરતા"

"શુ કરૂ ?" સોહરાબે હેબતીને બુમ પાડી, તે તો મુદલ સમજી શકયોજ નહી તેણીના દીનમા બળતી આગ કેવી જબુન હતી તેનો તેને પુરેપુરો ખ્યાલ આવી શકયોજ નહી અને તેથી તેણે એમજ માની લીધુ હતુ કે પહેલા દુખના ફટકાથી આજેજ થએલી તે માત્ર લવારો કરી રહી હતી

"હુ શુ કરૂ આતુ ? તે શુ કહયુ મને ?" તેણે પુછયુ

" મારી નાખો તમારી તલવાર લઇ મને અહીજ, માહારી છાતીમા ચલાવી મારી નાખો. ઓ સોહરાબ, વાહલા સોહરાબ, હવે દુન્યામા માહારે માટે શુ બાકી રહ્યુ છે ? તમારી સાથે કે તમારે માટે હુ જીવી શકતી નથી, તો તે જીવવુ શુ કામનુ છે ? તેથી મને મારી નાખો સોહરાબ જુઓ——!"

તેણીએ હવે ધીમે સાદે તેના કાનપર પડીને કહ્યુ અને તે છોકરી પોતાનુ મગજ ખોઇ સદતર બેમગજ થઇ જતી હોય તેમજ દેખાતુ હતુ તે સુદર આખો એક દીવાના માણસ માફક ફાટી ગઇ હતી, તે ચહેરો ઉશ્કેરાટથી ધમ ધમી લાલચોળ થઇ ગયો હતો, અને તે ધ્રુજતી અને હાફતી હતી

"જુઓ હુ તમોને એક રસ્તો દેખાડુ સોહરાબ એક દયાનો, પુનનો રસ્તો મને મારી નાખો હાલ આજુબાજુ કોઇજ નથી તેથી તમેજ મને મારીછ એમ કોઇ તમારી ઉપર નાક લઇ જશે નહી વળી મને અહી કોઇ ઓળખતુ નથી, એટલે આસાનીથી તમે મને અહીજ મુવેલી નાખી ચાલી જજો મને કોઇની દયા ખાઇ, કોઇ પરગજુ અજાણ્યો દાટી દેશે. ઓ સોહરાબ દયા કરો અને મને મારી નાખો "

કેપટન સોનમે અતી ગભરાટથી હવે તેણી તરફ જેયુ શુ તે ગરીબ છોકરી ખરેખર દીવાનીજ થઇ જતી હતી ? તે માયાથી તે જમીન ઉપર ગુડણે પડેલા આકાર તરફ વ કો વળ્યો અને હેતથી તેણીને પટાના માડી

" જરા શાત થા આલા, જરા હીમત પકડ—વ્હાલી આવુ એવુ એક ભયકર કામ કરવા તુ મને કહી શકેજ કેમ ?"

"હું ફક્ત દયા કરવા કેહુછ સોહરાબ" તેણીએ ધીમેથી કહ્યુ "ફક્ત એકજ સખત ઝટકો અને સઘળુ ખલાસ થઇ જશે વળી એ મોહત મને ઘણું મીઠું એટલા વાસ્તે લાગશે, કે તે તમારે હાથે, તમારી તરફથી મને મળશે તમારા વગરની જીદગી કરતા મોહત લાખ ગણુ વધારે સરસ અને આવકારદાયક મને લાગશે"

"એટલુ બધુ તારૂ મારી ઉપર હેત છે આલા?" તે જવાને તે હેતવતી સદા સાચી છોકરીનો આ જુસ્સો જોઇ હદ બાહેર અજાયબીથી સવાલ કર્યો "શુ ખરેખર એટનુ બધુ મારી ઉપર તારૂ હેત છે?"

"એટલુ બધુ? આહ સોહરાબ ફક્ત ખુદાજ જાણેછ કે મારૂ હેત કેવુ અને કેટલુ છે"

"ત્યારે આલા તે હેતને ખાતર હુ અરજ કરૂછ કે તુ સાવધ થા. તુને એમ ગુઠણે પડેલી હુ જોઇ શકતો નથી આલા, તુ શુ જોઇ શકતી નથી કે તુને છોડી જવુ મને કેટલુ ભારી લાગેછ! અને તે મને કેટલુ જરૂરનુ છે! આલાં તે છોકરીને આપેલુ વચન માહારે પાળવુ જોઇએજ"

"અને જ્યારે મને ફુસલાવી પટાવી ખોટી રીતે તમે પરણ્યા ત્યારે તમે શુ જાણતા'તા મોહરાબ કે એક દીવસ એવો આવશે કે જ્યારે મને સદા માટે છોડી જઇ હકદાર લગનથી મીસ મેહતા સાથે તમોને પરણવુજ પડશેજ?"

"અલબત હુ જાણતો'તો, આલુ," તેણે પસ્તાવાથી

કહયુ "એ બધુ જાણીનેજ મે તુને ઠગેથી એમ હવે હુ કબુલ કરૂ છ અને નાહાગી માફી ચાહુ છ"

"ત્યારે તમારા વચનો અને સોગદો બધા ખોટાજ ઉતા કે ? આહ ખુદા હવે હુ શુ કરૂ ? સોહરામ, કાલે તમારા અહીથી ચાલી ગયા પછી માહારૂ આ દુન્યામાં ખુદા સીવાય કોણ બીજુ છે ? અરે અફસોસ આ ઓહોળી દુન્યામા હવે માહારૂ કોણુ રહયુ છ ? ઓ હુ હવે એકલી અટુલી કાહ જાનન ? હુ શુ કરશ ?" તે ગરીબ છોકરીએ કલ્પાત કર્યુ

"કાએ એમ કાએ બોનેછ આલા !" સોહરાબે લગાર પકાથો કહયુ "તુ કાઇ રખડતી રઝળતી રહેશે નહી ઉટા કામદનો "રોઝ વીના" બગલો મે તાહારા નામ ઉપર કરેલો છ અને તુ દરેક સુખ સગવડથી રહી શકે એવો પઇસાનો મે પુરનો બદોબસ્ત કરેલો છે હવે ત્યારે બીજુ એથી વધારે તુને શુ જોઇએછ ?"

બસ એકજ પળ અને તે રડતી તરળતી કાનાવાના કરતી ભોય ઉપર ફુસડાઇ પડેલી છોકરી એકદમ ફેરવાઇ ગઇ તેણીની આખો ગુસ્સામા ચમકી રહી, તે ચેહરા ઉપર ખુલ્લો તુચ્છકાર વચાઇ શકતો હતો અને તેણીની હાસ જેવી ઉચી ટેકાનદાર ડોક મગરૂરીથી ખડી થઇ તે ઉઠીને ઉભી થઇ અને કેપટન સોહરાબ સામે ગુસ્સાથી પોતાના ચળકતા ડોળા ચમકાવતી આવી ઉભી

"શુ બોલ્યા તમે ? બગલો અને પઇસા ! તે તમારી પાસેજ રહેવા દેઓ કેપટન સાહેબ-શુ ધારી તમે એવો બોલ

વાપર્યો? શું તમે ધારોછ તેમજ બધા ધારતાં હશે કે પઇસા-માજ બધુ સુખ આવી ગયુ કે? શરમ છે સોહરાબ તમોને, કે માહારી લાગણીનો વીચાર કર્યાં વગર તમે નજીસ પઇસાની વાત વચ્ચે લાવ્યા જો તમારો નીચ ખવાસ અને તમે રચેલો તાગડો મને ખબર હોતે, તો સત માનજો કે માહારા ગમે એવા હેત છતાં હુ કદી તમારી સાથે ચાલી આવતે નહી મને શુ ખબર? હુ તો એમજ સમજેલી કે તમે મને સાચ્ચે સાચ્ચી રીને પરણી જતા'તા અને હવે વળી અધુરામા પુરૂ તમે પઇસાની વાત વચ્ચે લાવી મને ઇનસ્લટ કરોછ? તમારા પઇસા તમોનેજ મુબારક! મને તેની દરકાર નથી માહરૂ હવે ગમે એ થાય સોહરાબ મને તો તમે જોઇતા'તા અને નહી કે તમારા નીચ પઇસા! બોલો, ઓ બોલો સોહરાબ હજીબી મને ખરા લગનથી પરણોછ? હજીબી મને તમારી હકદાર ધણીઆણી બનાવા કબુન થાઓછ?"

"આહ જો ફક્ત હું નરગેશને વચનથી નહી બધાઇ ગયો હતે તો હમણાં મોટી ખુશીથી તાહારી સાથે પરણુતે આલા ખરૂજ માન વ્હાલી આલુ, કે ગમે એ થઇ જતા હુ જરૂર તાહારી સાથે લગન કરતેજ પણ હુ શુ કરૂ, માહારૂ વચન માહારે પાળવુજ જોઇએ માહારા સોગદ માહરે સાચવના જોઇએજ"

'પણ તમે તો મનેબી વચન આપ્યુ હતુ કેની સોહરાબ' તમે તો મનેબી સાચ્ચા રહેવા માટે સોગદ લીધા હતા કેની સોહરાબ, તો કાએ નહી તેને બદલે મનેજ પરણતા?"

"એ એક તદ્દન જુદીજ વાત છે આલુ," ને જવાને

હવે કંટાળીને કહયું "હવે બસ કર અને શાંત થા બાહેર ટાઢક બહુજ છે માટે ચાલ ઉઠ અને હવે ઘેર જા"

"ઘેર?" તેણીએ ચીસ પાડી અને એ એકજ શબ્દોમા દુન્યાભરનુ દુખ અને કડવાસ સમજાતો હતો "ઘેર માહારૂ ઘર છેજ નહીં જયા સુખશાંતી અને હેત હોય ત્યાં ઘેર હોય, જ્યાં હરખથી ભરેલુ સુખી સંતોશી દીલ હોય ત્યા ઘેર હોય માહારૂ દીલ તુટી ગયુ છે માહારૂ સુખ અને શાંતી લુટાઇ ગઇ છે સોહરાબ, માહરૂ હવે દુન્યામા કાંઇજ નથી તો ઘેર કેમ હોઇ શકે?"

તેણે જોયુ કે તેણી દુખથી તદનજ કચડાઇ ગએલી અને એકદમ નીસાસ બની ગઇ હતી અને જે વખત જતો હતો તેમા તેણી અગર ઘેલીજ થઇ જશે યા તો ત્યાંજ તુટી પડી જીવ ખોઇ દેશે તેથી તેણે હવે ઉઠી તેણીના બન્ને હાથો પકડી પોતે ઉભી કરી.

"આલાં," તે જવાને ગમખ્વારીથી કહયુ "હુ જાણુ છ કે આ ખમવુ ઘણુ ભારી છે, તે છતાં હીંમત રાખ, હજારો જણાને એક નહીં ને બીજી મુશીબતોમાથી પસાર થવુ પડે છે, તો તે લોકો તો આમ ફસ કરતા નથી? તુ હીંમત રાખ અને હવે ચાલ ઉઠ"

"સોહરાબ," તે છોકરીએ હજીએ ત્યાંથી ઉઠવાની જરાબી હીલચાલ નહીં કરતાં દુખી સાદે બોલવાનુ ચાલુજ રાખ્યુ "સોહરાબ, તમે જયારે જાણુતાજ હતા, કે આનુ છેવટ આવુ આવશે તો હાથે કરી મને જીદગીભરની દુખી

કરવા કાંએ તમે માહરા ઘરથી ઉંધું ચતુ મને સમજાવી લઇ આવ્યા ? કાંએ નહીં તમે મને માહરા એકાંત વચ્ચેજ ગગડી રહેવા દીધી ? આહ હવે હુ શું કરૂં ? ઓ ખુદા— ખુદા—તુ માહરો મદદગાર થજે ”

કેપટન મોહનાએ બીહીકથી હવે આસપાસ જોયુ, રખે કોઇ એ તરફ આવી જાય તેની તેને ધાસ્તી લાગી અને તેણીના બને ઠંડા હાથો પોતાના હાથમાં ધરી હવે જબર જસ્તીથી તે ધ્રૂજતી લખલખતી અને જીવતોડ રડતી છોકરીને ઉઠી ઉભી કરી

“ જો સમજ આનુ, છેકજ એમ ના કર એટનુ ગનુ નુ થઇ ગયુ ? હવે આપણુને અહીંથી જવુજ જોઇએ. નહી તો ગતનો પાહરો ભરતો સીપાઇ કે આ ચર્ચનો વોચમેન આપણુને જોઇ લેશે તો પચાતી પડશે માટે ચાલ આપણે ચાલતા ચાલતા વાત કરીએ, અને હુ તુને જે કેહુ છ તે મગામર તુ ધ્યાનથી સાભળી લે ”

અને તેઓ હવે ધીમે કદમે આગળ ચાલ્યા આના કાંઇજ બોલી નહી તેણી હવે મુગે મોઢે પોતાની સરજતને શરણ થતી હતી



## પ્રકરણ ૧૭ મું.



### કચડાયલું ગુલાબ.

કેપટન મોગાન અને આના જોડેજોડ મુગામ તરફ ચાલતા હતા. સોરાબનો ચીમો પણ મકમ સાફ પાછો નીકળ્યો—

"હું આવતી કાલ વીરોના છોડી જાઉંછ આલા અને તેથી હવે તાહારે જે કરવાનું છે તે એજ કે જેમ બને તેમ જલદી તું બી આવ જગા છોડી ઉઠી ચાલી જજે યાદ રાખજે તાહારથી આનું કે, "રોઝ વીના" હવે પછી સદા માટે તાહા રોજ છે નહી, તું જીદ ના કર મે તાહારે માટે પઇસા વીગેરેનો જે મદેબસ્ત કર્યો છે તેજ કાયમ રેહવા ? અને હવે એટનું બનું ફીન ના કર્યા કર આલા, જો મને ખબર હોતે કે મે જે રીતે તહારી તમામ જીદગીજ કચડી નાખાં, તો આ પગનું લેવા પહેલા મો વાર વીચાર કરતે મને માફ કરતા શીખજે આલા અને ભવીશયમા જયારે તું મને જરા ભુને અને માફ કરતા શીખે ત્યારે તાહારે લાયકને કોઇ બીજો ગ્રહસ્થ માણુસ તુને મેળવવાની પ્રમાણીક ઓફર કરતો આવે તો જરૂર તેને કબુલ કરી તું સુખીજ થજે"

તેણે તો બોલવું ચાલુજ રાખ્યું મુસાફરી માટે હઝારો ઇનસ્ટ્રકશન્સ આપવાના તેણે ચાલુજ રાખ્યા આખરે જયા ઘણાએક સુખના દીવસો તેઓએ કાઢયા હતા તેજ પુરાણા મોટા કાળા કીલ્લા આગળ તેઓ આવી લાગ્યા.

"હવે ગાહારે ગુડબાઇ કેહવું જોઇએ આલા" કેપટન

સોહરાબે મહા દુખથી કહયુ "આ છુટા પડવાનુ દુખ બચાવા ખાતરજ મે માહારા દોસ્ત કેપટન હોમી વજીફદારને પહેલે મોકલી આપ્યો'તો ! મગર હુ જોઉ છ કે તે દુખ તો આપણાં નસીબમાં છેજ"

બ્લુ આસમાન ઉપર રૂપેરી ઝીણા તારાઓ ઝગીકી રહયા હતા પવનની ધીમી લેહેકીમાં ઓરેન્જનો મીઠો સુવાસ પમરી રહયો હતો અને ચદ્રના ધીમા ફીકકા કીરણો તે બને દુખી જીવડાઓ ઉપર પથરાઇ જઇ અજબ ગભીર દેખાવ રજુ કરતો હતો હવે છેલ્લીજવાર કેપટન સોહરાબે તે છોકરીના હાથો પોતાના હાથમા ધર્યા, અને તે મીઠા માહાન બસમ, મગર દુખથી બેતાબ મારી ગએલા ચેહરા અને ગમ ગીન ઘેરાયલી આંખો તરફ એક છેલ્લીજ હેતવતી નજર કરી લીધી

"ગુડબાઇ—છેલ્લી સલામ આલા" તેણે ભાગેલે ઉચ્ચારે કહયુ "માહારી પવીત્ર મીઠી આલા, માહારી વાહાલી મધુર આલુ તુને મારી છેલ્લી સલામ !"

આ બોલો સાભળતાં તે કમનસીબ છોકરીએ દુખની એક તીણી ચીસ પાડી આખી દુન્યામાં હવે કેપટન સોહ-રાબના સીવાય તેનુ કોઇજ હતુ નહી ને તેણીને મનથી તેની આખી દુન્યા બલકે સર્વસ્વ હતો અને તેજ અરે અફસોસ તેજ, હવે સદા માટે તેણીને છોડી ચાલી જતો હતો અને તેથી એક બીજી સાથે પરણી જવા માટે, અફસોસ એથી જબુન દુખ બીજુ જવલેજ હશે ? તેણી એક શબ્દબી હવે ઉચ્ચારી શકી નહી એક

આસુબી હવે ખેરવી શકી નહી તેણીના તાવથી બળી જતા હાથો બસ મજબુતીથી સોહરાબના હાથોને વળગી રહ્યા હતા

તેણે હજારો હેતવતા નામોથી આ છેલ્લીજ વાર તે વાહલી છોકરીને બોલાવી અને હેતથી સમજાવી પટાવી અને સાવધ કરી પણ સઘળુ ફોકટ

"મને કેહો સોહરાબ" અતે મહા જેહમને થોડાક શબ્દો તે ધ્રુજતા હોઠોમાથી બાહેર પડી શકયા "મને કેહો કે કોઇ દીવસ, તમે મીસ મહેતા સાથે પરણ્યા પછી, તમારા સુખી સસાર વચ્ચે, મને યાદ કરશો કેની? આલા આન્ટ નામની એક કમનશીબ છોકરી આ દુન્યામા હસ્તી ભોગવી ગઇ હતી એટલુબી કોઇવાર યાદ કરશો કે નહી?"

"હુ તુને કદી ભુલી જઇ શકનાર નથી આલા" સોહરાબે કહ્યુ "જયા સુધી માહરામાં જીવ છે ત્યા સુધી હુ તુને એક ઘડીબી વીસરી જવાનો નથી"

"અને યાદ રાખજો સોહરાબ કે તમારી મોજને ખાતર જે રીતે માહારી જીદગી તમે કચડી નાખી છે, તેનો ખ્યાલ તમોને હજી બરાબર આવતો નથી પણ જયારે વરસો પછી તમે વીચાર કરશો, જયારે મારાજ જેવી નાદાન નાની નીરદોશ બેખબર છોકરીઓના તમે બાપ થશો, ત્યારેજ તમોને ખરેખર ખ્યાલ આવી શકશે કે કેટલો અપજશ તમે મને આપ્યોછ કેટલો ગેરઇન્સાફ તમે મને કીધોછ!"

"મને માફ કર આલા" તે કગલ્યો "હુ હમ ણાંજ તે બધુ જોઉછ અને સમજુછ. મને તારી મારી

બક્ષશ, ઓ જો ફકત પઇસાની મને એટલી અમત હને નહીં, તો સઘળી ચીજો તાહરી આગળ હુ ઠોકરે મારતે મગર સરજત આગળ હુ નાચાર છેઉં, મને માફ કર ઓ મને માફ કર આનુ

એક પળ તેણી અચકી ફકત એકજ પળ અને બીજીજ મીનીટે તો તેણીનો હાથ માયાવી તેના ખભા ઉપર મેલાયો તે પવીત્ર મધુર ચશ્મો તેની સામે ઉચકાઇ અને તેણી ધીમે મીઠે સાદે બોની

"ભવીષ્યમા જયારે તમોને મારે માટે કાંઇબી સતાપ થાય—કાંઇબી ગઇ ગુજરી યાદ આવે—તો બસ એટલોજ વીચાર લાવજો, અને એટલુજ યાદ કરજો કે છેલ્લી વખત માહારા બોલો આટલાજ હતા કે, 'હુ તમોને માફ કરૂ છ વાહાલા સોરાબ ! બધી ગઇ ગુજરી ભુલી જઇ હુ તમોને માફ કરૂ છ"

આફરીન ! આફરીન ! ભલી, સાચ્ચી, ખરા જીગરવાળી પુતલી ! તારી વફાપર આફરીન હોજો !

"હુ તે હમેશ યાદ રાખશ" તે જવાને જવાબ કર્યો

હવે એક શબ્દબી વધુ તેઓ વચ્ચે બોલાયો નહી તેઓ કે જે એકએકની દુન્યાજ હતા કેપટન સોહરાબે લોખ-ડનો તે મોટો દરવાજો ખોલ્યો, અને એકબી છેલ્લા બોલ વગર તે છોકરી ધીમે મકકમ પગલે હવે ત્યાથી ચાલીજ ગઇ

તેણીનો મરોડદાર આકાર જ્યા સુધી નજરે પડયો ત્યા સુધી નપાસનો તે જવાન ત્યાંજ ઉભો રહયો આખરે એક

સરદ હાથ સાથે તે ત્યાથી જવા પાછો ફર્યો પણ સબર આ શુ ? શુ એ બનવાજોગ હતુ કે તેની આખોમાં આસુ હતાં ? ગરમ મોટા આસુ ! તે કે જે કદી પોતાની જીદગીભરમા રડયો નહી હતો જેનુ દીલ પથ્થર જેવુ સખત અને મનનો કાણુ લોખડ જેવો મજબુત હતો, તે હાલ કમનસીબ સુદર સદા સુધી સાચી, પણ ભોળી અને કાચી આનુના ચાલી જના આકાર તરફ જોઇ ખરા દીલનાં આસુથી રડયો

"એ તો વખત જતા ભુલી જશે અને સુખી થશે" તે વારવાર પોતાના મનને સધ્યારો દેવા ખાતર વીચારતો જો આલાની જગ્યાએ કોઇ બીજી છોકરી હતે તો જુદી વાત પણ જે સબુરી અને શાતીથી તે વાહાલી છોકરીએ પોતાનુ દુખ ઉપાડી લીધુ હતુ, જે છેવટના મીઠાજ સખુનો બોલી તેનાથી છુટી પડી હતી, તેથી તેને બમણુ અને ચાર ગણુ વધારે લાગતુ હતુ.

તેણે વીચાર્યુ કે જો હાલ આલાનો બાપ હઇયાત હતે તો તે શુ કહેતે ? તે પોતે તે વહાલી છોકરીના તે વાલીદને શુ જવાબ આપી શકતે ? તેણે ઇચ્છયુ કે આલા જે બોલો બોલી હતી તે નહીંજ બોલી હતે તો સારૂ બનવાજોગ છે કે ભવીષ્યમાં તેને ત્યા આલા જેટલીજ નીરદોશ સુદર બેટીઓ થાય, અને જો તેઓનો આલાં જેવોજ ફેજ થાય તો તે પોતે એક બાપ તરીકે એ કેમ ખમી અને જોઇ શકે ? ખચીત, ત્યારેજ આલાની થએલી કદર બુજાય

તેને હવે એકદમ નરગેશની યાદ થઇ, અને આવે વખતે જયારે વહાલી આલાના મીઠા સાદનો મણુગણાટ હજી તેના

કાનમાં ચાલુ હતો, હજી તો તેના હાથોનો સ્પરશ વટીક તેના હાથો ઉપર તાજો હતો, જ્યારે તે છોકરીની યાદ થતાં તે ખરાં દીલથી ચીરડાયો તે બાનુ નરગેશ મહેતાને આ ઘડીએ ખરા દીલથી ધીકારવા લાગ્યો તેણીની તમામ દોલતને વટીક તેણે ધીકકારી અને તે પોતે પોતાને વટીક ધીકકારવા અને શ્રાપ દેવા લાગ્યો

તે રાત્રે તે બરાબર સુઇ શકયો નહીં ભયાનક સ્વપ્ના જોઇ તે ઘણીકવાર ચમકી ઉઠયો

* * *

સહવારનાં જ્યારે સુર્યના તાજા ફીકકા ગુલાબી કીરણોએ દેખાવ દીધો, ત્યારે તે જોઇ આજના જેટલો ખુશી તે કોઇ દીવન થયો હતો નહીં

લગાર મોડેથી તેને કેપટન વજીફદાર મળવા આવ્યો

"હુ ખરૂ કેહુ છ સોહરાબ," તે પ્રમાણીક ઓફીસરે થોડીક એલાર પેલારની વાતો પછી કહયુ હુ ખરૂ જ કેહુ છ કે કાલનુ કામ જેટલુ અધુરૂ કામ મને જીંદગીભરમા કોઇ દીવસ બીજુ લાગ્યુ હતુ નહીં. તારો કહેલો સદેશો મે તે છોકરીને પુગાડયો ત્યારે જાણે તેણીનુ હુ ખુનજ કરતો હોઉં તેમજ મને તો લાગ્યુ કેટલી નાહાની નીરદોશ, અશોઇ ભયા ચેહરાની, અને બીનસમજ છોકરીને તે ઠગેલી છે હુ કેહુ છ સોહરાબ કે તાહારા પારટપર એ ઘણુ ઘાતકી અને નહી માફ થઇ શકે તેવુ જ કહેવાય,"

"હુ તે જાણુ છ" કેપટન સોહરાબે જવાબ કયો, "મગર

ટુંકુ કર. હવે મને આટલી મહેરબાની કરી તો આટલી વધારેજ કર. આપણે બપોર પછી સ્ટાર્ટ થઇશું, તો એક વાર પાછો તું તેણી પાસે જા અને મદદ કર ઘરનું ભાડું નોકરોના પગારો વીગેરે ચુકવી આપ અને તેણીને મદદ થા"

તે દોસ્તો પાછા મળ્યા ત્યારે બપોર થઇ ચુકી હતી અને તેઓ વીરોના છોડી જવા માટેની સઘળી તઇયારીઓ કરી ચુકયા હતા કેપટન હોરમઝદીઆર વણ્ફૂદાર સીધો કેપટન સોહરાબને શોધતો આવ્યો અને ખબર આપી. તેણે કહયુ કે તેણે તેના કહયા મુજબ બધુ કર્યું હતુ નોકરોને પગાર ચુકવી આપી રજા આપી હતી ઘરનુ ભાડુ ચુકવી આપ્યું હતુ—પણ તે છોકરીને તે કોઇપણ રીતની મદદ કરી શકયો નહોતો કેમકે તેણી ત્યાં હતીજ નહી! કાલ સાંજની ઘરની બાહેર નીકળેલી તેણી પાછી ફરી હતીજ નહી રાત્રેબી તે ઘરમા આવેલી માલમ પડી નહોતી અને ટુંકમાં તે ગરીબ કમનસીબ છોકરીનુ શુ થયુ હતુ, તે કોઇજ જાણી કે કહી શકયુ હતુ નહી

એ સાભળી કેપટન સોહરાબનો ચેહેરો મોહત જેવો ફીકકો પડયો

"તેણી જરૂર આપઘાતથીજ પુરી થઇ ગઇ હોશે" તેણે પોકાર્યું પણ તેજ ઘડીએ બાનુ નરગેશ મહેતાને બારણુ ખોલી ત્યા દાખલ થતાં જોઇ તે ચુપ થઇ ગયો

"ચાલશો સોહરાબ?" તેણીએ અંદર આવી કહયુ. "બધુ તઇયાર છે અને મને હમેશા સ્ટેશન ઉપર વહેલુ જ જવા ગમેછ ત્રેનને કરેક્ટ ટાઇમે જઇ પહોંચવુ અને પછી દોડા-

દોડી કરવી એ મને જરાબી પસદ નથી તમેબી આવોછ કે કેપટન સાહેબ?"

અને ત્યારે ફરજ્યાત હસતો ચેહરો રાખી પોતાની અદ રાયલીની સાથે, જાણે કશુ બન્યુ જ નહી હોય તેવા દેખાવે કેપટન સોહરાબને જવાની ફરજજ પડી તે તેણીની સાથે મોટરકારમા કુદી બેઠો ગઇ ગુજરી, સુખ દુ ખ સઘળુ હવે પાછળ છોડી સદા માટે વીરોના તે છોડી જતો હતો એ ખ્યાલ કરતા તેને સહેજ સ તોશ થયો હતો

* * *

તે પેલેસના કમપાઉ ડનો મોટો લોખ ડી દરવાજો વટાવી કમનસીબ આલા અ દર જઇ એક ઝાડ પાછળ ભરાઇ બેઠી હતી તેણી જયા સુધી કેપટન સોહરાબના પાછા ચાલી જતા પગલાનો અવાજ સાભળી શકી ત્યા સુધી ભરાઇ બેઠી, અને પછી ત્યાથી નીકળી તેજ મોટો દરવાજો વટાવી સડક ઉપર પાછી બાહેર પડી

તેણી વીચારવ ત આગળ અને આગળ ચાલી આહ હવે સદા માટે એકજ વાહાલા જીવને તેણીએ ખોહયો હતો અફસોસ કે તે જવાન તો બસ એમજ માનતો હતો કે તેના નામ ઉપર કરેલા પઇસા અને બગલાથી તે છોકરી પાછી સુખી જી દગીએ જીવી શકનાર હતી! તેને થોડીજ તે કમન સીબ છોકરીની લાગણીનો ખરો ખ્યાલ હતો? તેણીએ પોતાનુ જીગર, હેત, વીશ્વાસ, પોતાની હોરમત અને સર્વ, એકબી સ દેહ વગર તેને સોપી દીધુ હતુ તેનો તેણીને શુ બદલો મળ્યો હતો? તેણીની કીમત તેણે ફકત આવીજ રીતે નજીસ પઇસાથી કરી હતી!

તેણીએ બરાબર ખાતરી કરી લીધી કે કેપટન સોહરાબ ત્યાંથી ચાલીજ ગયો હતો પછી તેણીએ તે તરફના બીજાજ રસ્તાની વલણ લીધી પાહાડો અને ખીણો, તેણી દુખતા લથડતા પગે ઓળગતીજ ચાલી ધીમા ચદ્રના ઉજાસમા અથડાતી ઝીકાતી તેણી આગળ ને આગળ વધી

હઝારો નીચારો તેણીનુ જીગર કોતરી ખાતા હતા કેપટન સોહરાબ વગર દુન્યા હવે તેણીને તમામ ખાલી અને અકારીજ લાગતી હતી, તેના વગર જીવવુ તેણીને મન હવે રદ હતુ જે હેત અને વીશ્વાસ એકવાર તેણે તેણીને આપ્યો હતો તે હવે બીજીનો થનાર હતો અને ગરીબ તે છોકરી ! તેણીને શુ મલ્યુ હતુ ? પોતાનો દરજ્જો, માન અને દીલ એ સર્વ તેણી પોતે તો ખોઇ બેઠી હતી

તેણી માટે હવે કાઇજ આશા બાકી હતી નહીં તેણીને લાગ્યુ કે જેને ખાતર તેણીએ પોતાનુ ઘરબાર છોડી સપુર્ણ વીશ્વાસથી ચાલી આવી હતી, તેજ માણસે આ રીતનુ પગલુ ભરેલુ વાજબી કહેવાય નહી અને તેથી ત્યાને ત્યાજ તેણીએ ઠરાવ કર્યો કે ગમે એ થઇ જતા તેની એક કોડીનેગી અડવુ નહી તેણી રસ્તે ભુખે તફડી મરતી હોય તોપણ બી નહીજ પણ તેણીએ ત્યારે હવે કરવુ કેમ ? એક ફુટી બદામબી તે કમનસીબ છોકરી પાસે હતી નહી જે હતુ તે બંધુ કેપટન સોહરાબનુજ હતુ અને આ પારકા શહેર વેર વચ્ચે તે એકલી અટુલી છોકરી તદનજ રવડી ગઇ હવે પાછુ બેગ-લોર તેણીનાં ઘન્ડા ફુઇ પાસેબી તો તેણી જઇ શકેજ નહી ત્યારે પાછુ હીન્દુસ્તાન જઇનેગી કરવાનુ તે શુ હતુ ?

ત્યાર પછી તેણીને એક ખ્યાલ આવ્યો. એક ભયાનક ગજબનાક ખ્યાલ આવ્યો ! તે એક લાલચ હતી, જે કેમે કરતા તે ભુલથી દોરવાયલી છોકરી અટકાવી શકી નહીજ. હવે તો આપઘાતથીજ પુરૂ થઇ જવાનો તેણીએ પકકો ઠરાવ કર્યો તેણી માટે હેત જેવી ચીજ હવે હતીજ નહી તો કા નહી ત્યારે તેણી મોહત માગે ? તેમાજ તેણીને હવે સુખ હતુ પણ તે કેમ કરી મરવુ ? તેણીએ આસપાસ જોયુ ઉચા પાહડો આસપાસ હતા, મોહટા ઝાડોના દરખતો, પોતાના જબરદસ્ત પાદડા ફેલાવી ઉભા હતા અને ઉપર બ્લુ આસમાન શીવાય બીજુ કાંઇ નહી હતુ ત્યારે હવે જીવનો અ ત લાવવો કેમ ?

તેણીએ વીચાર કર્યો કે ઝાડોના મોટાં પુરાણાં દરખતો વચ્ચે સુઇ જઇ ભુખે અને પ્યાસે ટવળી મરવુ ? છટ–છટ ! તે વીચાર બીજીજ પળે તેણીને ઠીક લાગ્યો નહી તેણીને તો એકદમ અને એકાએકજ મરી જવુ હતુ

તેણીએ દુર દુર નજર કરી આહ બચીત સામે ચળકતુ પાણી બ્લુ આસમાન જેવુજ દેખાતુ હતુ બસ એકજ ડુબકી અને સઘળુ ખલાસ ! સઘળાં દુખ અને સ કટોનો એક પળવારમાં છેડો આવી જવાનો !

આખી રાત કયાં પસાર થઇ ગઇ તે તેણીએ જાણ્યુ નહી સવારથી કયારની પડી ચુકી હતી, અને કમનસીબ આલા તેજ રીતે ઘસડાતી લ ગડાતી છોલાયલા પગો દાબતી આગળ અને આગળ ચાલી રહી હતી.

અંતે તેણીની મુરાદ બર આવી. અંતે તે ચળકતા સ્વચ્છ બ્લુ પાણી આગળ તેનાં ઉંડાણમાં ડોકાવની આગળ આવી ઉભી બસ ખલાસ હવે તે છોકરીની જીંદગીનો છેડો આવી જતો હતો

તેણીએ ખરાં દીલની એક ટુંક બંદગી કરી લીધી ફરી એકવાર પોતાના બેહસ્તમાં જઈ વસેલા માબાપની માફી ચાહાવાની ચીસ પાડી, અને પછી બીજીજ પળે આંખો મીચી અંદર કુદી પડી

એકજ પળ તે પાણીમાં કાંઇ જોરથી પડવાનો ધપકારો ત્યાં એકાંત ચુપકીદી વચ્ચે સંભળાયો, એકજ પળ તે પાણી ઉછળ્યું અને પાછું સઘળું શાંત! તે ગરીબ હીણાયલું તજાયલું કમનસીબ માબાપ વગરનું બચ્ચું, તે ભુલથી ખોટે માર્ગે દોરવાયલી સાચી પણ કાચી છોકરી, તળાવની છેક તળેટી સુધી પહોંચી ગઇ હતી

શું તેણીનાં દુખ અને સંકટનો સઘળો છેડો આવી ગયો હતો ' આગળ જોઇશું



## પ્રકરણ ૧૮ મું.

— ૦ —

## ગેબી બચાવ.

સરદાર નોશીરવાન દીવેચા પોતાનીજ જીદ પુગી કરવા માટે જાણીતો થએલો અને ઘણો પકાયલો હતો વળી તે ભેજા ફાટેલ અને દીલ ચાહે તેવા ફાટા પુરા પાડવામાં કદી પછાત પડતો નહી, એબી એક જાણીતી વાત હતી તે જુવાન હતો ઘણો જવાન હજી માત્ર ભાગ્યેજ છવીસ સનાવીસ વરસનો હશે, સાથે ખુબસુરત, અને દમામદાર દેખાવનો, વળી પાસે પુષ્કળ ચીચોડા-એટલે મોટી ઉમરની કુવારીકાની માતાઓ અને કાજ કરનારાં ડોસાઓનો તો તે એક અતી માનીતો જવાન હતો તે ફેશનેબલ સોસાયટીનો એક અગત્યનો મેમ્બર ગણાતો હતો અને જવાન રૂપાળી છોકરીઓ તો ભાગ્યેજ તેનો પીછો છોડતી મગર સરદાર નોશીરવાન દીવેચાને તેની ભલ પરવાહ હતી તે તો બીલકુલ ઉદાર દીલનો ખાય અને ખવાડે, પોતાના પૈસા વડે બીજાનુ ભલુ થતુ હોય તો કરવુ, એવા વીચારોનો ઘણાજ દુલ્લા સાચ્યા જીગરનો એક જવાન હતો

તે કાંઇ પેહેલેથીજ એમ પઇસામા અલોટયાં મારતો લખપતી જવાન હતો નહી આજે ચાર વરસ ઉપર તે સખત મહેનત કરતો અને પોતાના પેટ માટે કમાતો પ્રોફેસરની જગ્યા ઉપર હતો તે એક ગ્રેજયુએટ હતો અને ઘણુ વાચેલુ હોવાથી લગભગ એક વીદવાન જેટલો હુશીયાર હતો પણ બન્યુ એમ કે ચાર વરસ ઉપર તેના ઘરડા કલકતેવાળા રીટા-

ચરડ થએલા, મબલક દોલત અને સારો દરજ્જો ધરાવતા કાકાનાં મરણથી તે તેમનો છેલ્યો હકદાર વારેસ ઠર્યો હતો અને વંશપરમપરા સરકારી સનદ મુજબ હાલ સરદારનો ખીતાબ, તેમજ તેમની લખ્ખોની દોલત ભોગવતો હતો પોતે ગરીબાઇમાથી ઉધરેલો એટલે પઇસાની અને ગરીબોની ખરી કદર કરનારો અને મદદ કરનારો હતો તેનો હાલનો મેન્યા-વળી બીજોજ હતો તેને મુસાફરીનો અજબ શોખ હાલ તુરત નો લાગ્યો હતો અને તેથી ગામેગામ ફરતો આજે લગભગ નરસ દીવસથી લાબી મુસાફરીએ નીકલ્યો હતો અને તેનો સોબતી અને હમેશનો સાથી તેનો દુરનો એક સગો જમશેદ ગાંધી હતો. તે જ્યાબી જતો ત્યાં સાથે હમેશ જમ-શેદ ગાંધી દેખાતો તે હાલબી તેની સાથેજ મુસાફરી દરમ્યાન હતો અને હાલ સરદાર નોશીરવાન દીવેચા ફરતો ફરતો ઇગ્લંડ અને કોનટીનન્ટની મુસાફરી કરતો આ તરફ ધટક્ી આવી ચઢ્યો હતો વીરોના તેને ઘણુજ પસદ પડ્યુ, અને ત્યાથી થોડાક માઇલ દુરના અતી રળીઆમણા દેખાવોથી મોહીત થઇ, ત્યાના તે તરફના નાહાના તળાવ પાસેના હોટેલના સરદાર નોશીરવાન જ્યાદા થોબી ગયો હતો તેને તે તરફની સીનરી કાઇ અજબ દીલખુશ અને આખોને ટાઢક પમાડનારી લાગતી હતી

અને આજે જ્યારે હુ તે જવાનને વાચનાર જોડે ઓળ-ખાઉ છુ ત્યારે, સવારના છ વાગ્યાનો વખત હતો જ્યારે સરદાર નોસીરવાન પોતાનાં સાથી અને દોસ્ત, જમશેદ ગાંધી જોડે, ત્યાંની દીલખુશ સીનરીની મોજ ચાખવા ખાતર વહેલો ખડી બામદાદે તે નાહનાં હોટેલમાથી નીકળી ત્યાંનો સ્લોપ

ઉતરી જઇ તળાવ આગળ દુર, વેરથી દેખાતો રળીઆમણો લીલોતરી ભર્યો સુંદર દેખાવ જોતો ત્યાની ઉંચાણુમાની એક ટેકડી ઉપર બેઠો હતો તેઓ લગભગ અડધોક કલાક એમ થોભ્યા હશે સરદાર નોશીરવાન ત્યાની ખુદરતી ખુબસુરતીના વખાણુ ગાતો અને વખાણુતો, અને જમશેદ તે બેધ્યાનપણે સાભળતો ત્યાની ઠંડી લેહકીમા ઝોકા ખાતો બેઠો હતો જેવામા તે તળાવમા જોરથી કાઇ થપકાઇ પડવાનો તેના કાને સાદ આવ્યો અને તે ચોકી એકદમ ખડો બેઠો

"જમશેદ," તેણે એ જોતા તુરત કહયુ "જાગેછ કે ઉંઘાયછ જમશેદ ? તે તળાવમા કાંઇ અફળાવાનો અવાજ સાભળ્યો ? મને લાગેછ કે કોઇ અંદર પડી ગયુ હોશે"

"નોનસન્સ" જમશેદે આળસાઇથી કહયુ, "એ તો અમથો તારો ધખારો હોશે. પડી કોણુ જાય વળી ?"

"નહી નહી જો જમશેદ," તે જવાને હવે ખરા દીલના ગભરાટથી કહ્યુ 'પેલી તરફ પાણીના ગોળ ચકરડા જોયા ? મને લાગેછ કે ત્યા કોઇ પડી ગયુછ અરે પણ જોની જમશેદ-ગુડ હેવન્સ ! આ તો કોઇ અબળાનો હાથ ઉપર દેખાયછ, તે જેબી હોય તેને માહારે બચાવવી જોઇએ" અને બીજેજ પળે તેણે પોતાનો કોટ ખેચી કાઢી અંદર બહાદુરીથી ડુબકી મારી, જે જોતો અને ગભરાટ કરતો જમશેદ ગાધો તેની બાહેર આવવાની રાહ જોતો થોભ્યો, બે મીનીટ પાચ મીનીટ, પસાર થઇ ગઇ, પણુ હજી તેનો પત્તો હતો નહી અતી ઘણા ગભરાટથી જમશેદે આસપાસ જોયુ, મગર

બીજીજ પળે જરાક છેટેથી તેજ વ્હાલા દોસ્તનો માનીતો સાદ તેને કાને પડયો ત્યારે તેને નીરાત થઇ

"અહી આવ જમશેદ, અહી આવ અને મદદ કર"

તે તુરત ઉઠયો અને જયા સરદાર નોશીરવાન પોતાના બને હાથોમાં કાંઇ બોજો ઝાલી ઉભો હતો ત્યા દોડી ગયો.

"જમશેદ મે તુને નહી કહેલુ કે તળાવમાં કાંઇ પડી ગયુ હોય તેવો અવાજ થયો હતો ? આ બીચારી કોઈ છોકરી મને અંદરથી પડી ગએલી મળી આવી." તેણે હાફતા હાફતાં કહયુ

તેઓએ ઘણી સભાળથી તેણીને કીનારા ઉપર મુકી અને પછી સરદાર નોશીરવાન તે છોકરીની નાડ તપાસવા વાકો વળ્યો

"જીવેછ કે ?" જમશેદે ઉચે દમે આતુરતાથી પુછ્યુ

"હા જરા જીવ હોય એમ લાગેછ ખરૂ પણ જમશેદ હવે તુ એક કામ કર તુ જલદીથી કોઇ સારા જેવા ડોકટરને અહીં તેડી લાવ સાથે ગારીબી લાવજે હુ તેટલાં આ છોકરી સાથે અહીંજ બેસસ હોટલમા લઇ જઇએ તો નકામી ચકચાર થશે માટે હુ અહીજ થોભુછ તુ વેહલો આવજે

"તુ પોતે બધો ભીંજઇ જઇ અધમુવો જેવો થઇ ગયોછ નશવાન" જમશેદે જતા જતાં કહયુ "મારૂ માને તો પહેલે તુ અંદર જઇ ભીણાં કપડા બદલી નાખ" અને તે ઉતાવળે હવે ત્યાંથી ચાલી ગયો

અને તેના ચાલી ગયા પછી સરદાર નોશીરવાન દયા'ી

દાઝી જતા દીલે પાછો પેલી છોકરી તરફ ફર્યો સવાર તો ક્યારની પડી ચુકી હતી અને હવે સુર્ય પુર તેજથી ચળકી રહયો હતો સરદાર નોશીરવાને જોયુ કે તે કોઇ અતી રૂપાળી પારસીની છોકરી હતી ગરીબ બીચારી ! આટલી જવાન, આટલી સુદર આવે વખતે મોહતની શોધમા કાએ આવી હશે !

"ગરીબ બીચારી' સરદાર નોશીરવાન દીવેચા દયાથી પટપટયો "એની જીદગીમા કાઇબી ભેદ હશે કેટલી દુખી એ દેખાયછ અને તે છતા કેટલી જવાન ! હજી તો એક બચ્ચા જેવીજ દેખાયછ"

તેણે તેણીના લાબા કસબી બાજોમાથી પાણી નીચોવી નાખ્યુ, તેણે ત્યાર પછી હઝારો ઉપાયો તેણીને જાગરૂત કરવા માટે અજમાવ્યા-પણ સઘળુ ફોકટ તે છોકરી જરાબી હાલી નહી કે જરાબી પોતાની આખો ઉઘાડી નહી અને સરદાર નોશીરવાન પોતાના દોસ્તની અધીરાઇથી રાહ જોતો થોભ્યો

તેણે હજીએ પોતાના ઉપાયો ચાલુજ રાખ્યા તે સુદર જવાન ચેહરા ઉપરથી તેણે જરાબી આખો ખસાડી નહી મગર તેમા કશોજ ફેર પડતો તે જોઇ શકયો નહી સધ્યારો માત્ર એટલોજ હતો કે ઘણુજ ધીમેથી હજીએ તેણીનુ હાર્ટ ચાલતુ હતુ જે તેણી જીવતી હતી તે બતાના પુરતુ હતુ

અતે તપાવી તપાવીને જમશેદ ગાધી આવી લાગ્યો તે પોતાની સાથે એક ગાડી અને ઉતાવળના હાવભાવના ગડબડ સડબડ કરતા એક ઘરડા ડોકટરને લઇ આવ્યો હતો જે ઘરડા તબીબે તુરત પેલી બેશુદ્ધ છોકરી ઉપર ધ્યાન

આપ્યું. તેણી જીવતી હતી અને જો બરાબર ઉપાયો લેવાય તો હાલ તુરત તો કશાજ ભયમા હોય એમ લાગતુ ન હોતુ એવુ તેનુ મત હતુ

હવે કરવુ કેમ? જો તેઓ તેણીને હોટેનમા લઇ જઇ ને સારી થાય તેટલા દીવસ રાખે તો ખાત્રી ચકચાર વધી પડે એમ હતુ ત્યારે હવે કરવુ કેમ? સરદાર નોશીરવાને સવાલ કરતી ટપે તે ઇટેલ્યન તર્ણાબ તરફ જોયુ જે ભના માણુસે તુરત તોડ બતાવ્યો

"આ અણજાણી બાનુને મારે ત્યાજ આપ સાહેબો લઇ આવો તેણી સારી થશે ત્યા સુધી મારે ત્યાંજ રહેશે અને મારી બઇરી એની બરાબર જતન લેશે મારે ત્યા પુરતી જગ્યા છે. અને હુ ખાત્રી આપુછ કે એક હોટેલ કરતા મારૂ ઘર અને મારી વાઇફની જતન આ ખુબસુરત, નાજુક દેખાવતી બાનુ માટે વધારે ફાયદાકારક થઇ પડશે અમે એને માટે બનતુ કરશુ એક જીવ બચાવવો તેની આગળ પઇસા અને મહેનત શુ બીસાદમાં છે?"

અને તેઓ તે છોકરીને તે ડોકટરને ત્યા લઇ ગયા તે ડોકટરની બઇરીભી તેના જેવીજ ભલી અને માયાળુ પણ પઇસાની ગરજાઉ ડોસી હતી ઘણા હેતથી તે તુરતજ તે છોકરીની માવજત કરવા લાગી અને એ રીતે તે કોઇ મોહન માગતી આવેલી ગરીબ પારસણુને બચાવી સતોશની આહ ભરતો સરદાર નોશીરવાને ભચડી ચકડીને તે ઘરડા ડોસાડો સીને એક સારી રકમનો ચેક આપી ત્યાથી પોતાના દોસ્ત સાથે વીદાય થયો.



## પ્રકરણ ૧૯ મુ.

—,o—

## પાંચ આંગળાં કાંઇ સરખાં હોતાં નથી!

એ વાતને બે મહીના પુરા થઇ ગયા હતા જવાન સરદાર નોશીરવાન દીવેચાએ પેલી ડુબી મુએલી ગરીબ પારસી છોકરી (જે વાચનાર ચેતીજ ગયા હશે તેમ કોઇજ નહી પણ આપણી વારતાની હીરોઇન આલાજ હતી) ને બચાવી પેલા ઇટેલીયન ડો૦ પાઓલીને ત્યા તેની બઇરીની માયાળુ દેખરે-ખમાં સોંપી આપી હતી તે વાતને બે મહીના પુરા થઇ ચુકયા હતા તે પોતે એ છોકરીનો જાન બચાવા માટે કેટલો ખુશી હતો તે તેને એકલાનેજ રોશન હતુ જો કોઇ તેની એ બહાદુરી વખાણતુ તો તે માત્ર હસીને એટલુજ કહેતો કે "સારૂ થયુ કે વખતસર હુ હાજર હતો નહી તો ગરીબ બીચારી વગર મોતે મરી જતે," પણ એથી વધારે જરાબી ઉકમાઇ લેતો નહી.

અને હાલ તે ડો૦ પાઓલીના ઇટાલીયન ઘરના સુદર નાના સલુનમા તે છોકરીની રાહ જોતો બેઠો હતો છેક બે મહીને તે પાછો આ નાઝનીનને મળનાર હતો અને તેથી તે ખુશી હતો તે છોકરીએ બ્રેનફીવરની જે ગભીર બીમારી ભોગવી હતી તે વખતે સરદાર નોશીરવાનનો ગભરાટ જોવા જોગ હતો તેના દોસ્ત જમશેદને વટીક ખબર પડી નહી કે કેવી કાળજીથી કેટલીવાર તે ડોકટરને ત્યાં જઇ તે સુદરીની ખબર પુછી આવતો.

"મને બીલકુલ ખબર નથી કે તેણી કોણ છે" ડૉ૦ પાઓલીના સવાલમા તે વારવાર કહેતો "પણ મારી ખાતરી છે કે તે કોઇ સારાજ કુટુબની લેડી હોશે એના હાથ ઉપ-રની હીરાની વીટી જોઇ કે તમે ડૉકટર? જે હોશે તે એ જુવાન બાઇ સારી થશે પછી આપણે જાણીશુ તમે જરાબી પઇસાની વાણુ કરતા ના ને એને બચાવજો એ મારી જાતવાળી છે એટલે પારકા મુનકમા એને માટે મારેથી મને એટનુ કર વાની એક ઝોરાસ્ત્રીઅન તરીકે હુ મારી ફરજ સમજુ છુ."

અને હવે તેણીને ડૉ૦ પાઓલીએ તદન સાજી થએલી જાહેર કરી હતી અને તેણીના બહાદુર બચાવનારને મળવા આવવાની આજે રજા આપી હતી તેણીને હજી તો ખબર વટીક હતી નહી કે તે કોણ હતો પારસી કે યુરોપ્યન? ઇટે-લ્યન કે કોઇ બીજી જાતનો? અને જયારે તેણી બારણુ ખોલી અદર આવી ત્યારે પહેલી હરોલમા તો સરદાર નોશી-રવાનને આ નસીબની લીલીએ એક યુરોપ્યનજ માની લીધો મગર એક પારસી પેશાની કયા છુપી રહે છે? થોડીક પળ પછી તેની ખાત્રી થતા તેણી અચકાતી સેહજ ફીકકુ હસ્તી અદર ચાલી આવી

અને તે છોકરીને જોઇ સરદાર નોશીરવાનબી સખત ચોકયો બે મહીના ઉપર જોયલી અતી ખુબસુરત છોકરીનો આ માત્ર ઓળોજ નજરે પડતો હતો પાતળી, દુબળી, ફીકકા ચેહરાની અને સુદર વાયોલેટ-બ્લુ આખો આસપાસ કાળા ચકરડાવાળી આ સીતમની સેવકી માટે ભયો સરદાર નોશીર વાન દયાથી દાઝી ગયો તેણીએ પોતાની ગમગીન, દુખથી

ઘેરાયલી આંખો ઉઠાવી આભારથી તેની તરફ જોયું અને પછી ધ્રુજતા હોઠોથી ધીમે સાદે બોલી—

"હું જોઉં છું કે તમે તો માહારા જાતભાઇજ છેઓ." તેણીએ ગુજરાતીમાંજ મીઠે હલકે કહ્યું "અને ડૉ૦ પાઓલીના કહેવા મુજબ મને મોહતમાંથી બચાવનાર તમોજ છેઓ. તમારી બહાદુરી માટે હું ખરેખર બાકૂરીન કરૂં છું મગર મને બચાવવા ખાતર હું તમારો ઉપકાર માની શકતી નથી. તમે મને શું કામ બચાવી, ભાઇ? ઓ કાએ તમે મને ડુબતી બચાવી?" તેણીએ દુઃખથી પુરૂં કર્યું.

સરદાર નોશીરવાને હેબતીને તે ગમગીન પુતળી તરફ જોયું.

"તમે શું બોલોછ તે તમે સમજતા નથી માનુ," તેણે માનથી ધીમે માયાળુ સાદે કહ્યું "માહારી આંખો સામે તમોને ડુબતા જોઇ બચાઉં નહી તો શું કરૂં? શું અદમ વાળીને જોયા કરૂં? નહી—એમ ના બોલો! હું ઘણો ખુશી છેઉં કે એ રીતે ખુદાની દયાથી તમારો કીંમતી જાન હું બચાવી શકયો."

તેણી તેની પાસેનાજ સોફા ઉપર થાકથી પટકાઇ પડી અને દયા ઉપજાવવા જોગ હાલે સરદાર નોશીરવાન તરફ જોઇ રહી. થોડીક પળ તો શું બોલવું તે નોશીરવાનને મુદલ સમજ પડયું નહી અને તેણે નરમીથી પાછું શરૂ કર્યું—

"તમે જોઓછ તેમ હું બી તમારો જાતભાઇ છેઉં બાઇ! મહારા ઉપર ભરોસો રાખી તમારી જેબી કાહાણી હોય તે મને કહેગો? અને મને મદદ કરવા દેશો?"

તેણી તેની ઉપર ભરોશો રાખે ? એક મરદ ઉપર ? તેણીએ શુ નહી ખમ્યુ હતુ કે હવે વીશ્વવાસ રાખી શકે ? તેણીએ ઝટ જવાબ કર્યો—

"નહીજી થે કયુ, મને જરાબી મદદની જરૂર નથી. હુ હુ દીલગીર છેઉ કે મહારી કાહાણી હુ તમોને જણાવી શકતી નથી"

સરદાર નોશીરવાનનો ચેહરો એકદમ રાતો થઇ ગયો તે ગભીરાઇથી તેણી તરફ ફર્યો; "હુ જાણુ છ તમે શુ વીચાર કરોછ તે," તેણે કહયુ, "તમે એમ ધારોછ કે તમોને મદદ કરવા અને તમારી સભાળ રાખવા હુ પોતે જોઇએ એટલી પુખ્ત ઉમરનો નથી પણ તમે તેની ફીકર ના કરો બ્હેન હુ તમોને ખાતરી આપુ છ કે હુ ઇચે ઇચ એક ગ્રહસ્થ છેઉ અને જો કે ઉમરમાં નાહાનો છતા, મે દુન્યાનો પુરતો અનુ-ભવ લઇ લીધોછ તમોને પારકા શેહેર વચ્ચે દુખમા જોઇ, એક ભાઇ તરીકેજ તમોને મદદ થવા હુ ચાહુ છ"

વળી તે થોડી પળ સુધી ચુપ રહયો અને પાછુ ચલા વ્યુ જે દરમ્યાન કમનસીબ આલા ધ્રુજતા હોઠો સાથે ચુપ બેસી રહી હતી

"તમે મને એક જવાબ આપશો ? સાચ્ચે સાચ્ચો, બાઇ ?" સરદાર નોશીરવાને લાગણીથી પુછયુ "મને કહો બેહેન, તમે તળાવમા કાએ નખાવી દીધુ ? મને ફકત એટ-લુજ કહો"

"કારણ મને મહોત જોઇતુ હતુ." તેણીએ જવાબ કર્યો અને તે સુદર આખો આસુઓથી ભરાઇ જતા તેણે જોઇ.

"એ બરાબર સીધો જવાબ છે" સરદાર નોશીરવાને દીલાસાથી અને ઘણી નરમાશથી તેણીને હીંમત આપતી ઢપે કહયુ "હવે ત્યારે મને વધારે જણાવશો કે કાએ તમારા જેવા જવાન બાનુને એ રીતે મોહત માગતા જવુ પડયુ ?"

"કારણ"—અને તે મીઠો ચેહરો તથા હોઠો એકદમ ફીકકા પડી ગયા તેણી ભાગ્યેજ બોલી શકતી હતી "કારણ આ બોહળી દુન્યામા હુ એકલીજ છેઉ માહારી પાસે પૈસા નથી, ઘરબાર નથી, માહારૂ કોઇજ નથી અને તેથી મે ધાર્યું કે એ રીતે માહારો નકામો જીવ કાઢી નાખવાથી ખુદાબી માહરી ઉપર બહુ નારાજ થશે નહીજ મને ચાહનાર કે માહારી કદર કરનારૂ આ દુન્યામા કોઇજ નથી એટલે માહારી જીદગી તદન નકામી જેવીજ હુ સમજુછ"

"ગરીબ બચ્ચુ ! ગરીબ છોકરી ! અને તમારા માબાપ કોઇ નથી ?"

"નહી," તેણીએ કહયુ "માહારા માબાપ બને મરણ પામ્યા છે."

"અને મને તમે નહી જણાવો કે તમે અહી કેમ આવ્યા ? તમારી મરજી હોય તોજ મને કહેજો બેહન ખાત્રી રાખજો કે એક ભાઇ, એક સાચ્ચા દોસ્ત, તરીકે હુ તમારે માટે માહારૂ બનતુ કરશ"

"હુ એક દોસ્ત સાથે અહી આવી હતી આ મોટી દુન્યામા તે એકજ દોસ્ત હુ ધરાવતી હતી"

"તે તમારૂ સગુ હતુ ?"

"તે આ દુન્યામાં મને વ્હાલામા વ્હાલું માણુસ હતુ જી" તેણીએ ગમખ્વારીથી જવાબ કર્યો, "અને પછી તેવણ મરી ગયા માહારે મનથી મરી ગયા—માહારી પાસથી સદા માટે તેવણ ચાલી ગયા"

તે ચેહરામાં અશોઇ અને નેકીનાંજ પડછાયા સરદાર નોશીરવાને જોયા તે એક નીર્દોશ બચ્ચાં જેવો પાક અશો ચેહેરો અને મીઠી નરમ આંખો હતી અને તેણે ધાર્યું કે તેનો કોઇ ઘણોજ અતલગનો સગો કાકો યા મામો મરી જવાથી તે બીચારી એકલી અટુલી પારકા શેહેરમા રખડી જવાથી ગભરાઇ જઇ પોતાના જાન ઉપર કર્યું હશે તે બાપડા ભલા જવાનને તેણીની દુખભરી કાહાણી અને પેના હઇયા ફુટા લશ્કરી તબીબી અમલદાર કેપટન મોહરાબ મમ-નશાહની ભુરાઇની કયા ખબર હતી?

"અને તે તમારા સગા ઉપરજ તમારો સઘળો આધાર હતો બેહેન? તમે એ સગાને ઘણુજ ચાહતા હતા?"

"ચાહતી હતી?" તેણીએ આગલી પાછલી યાદ કરી ગમખ્વાર કહયુ "તે માહારે મન માહારી આખી દુન્યાજ હતી સાહેબ તેની ઉપરજ માહારો સઘળો આધાર હતો અને હવે તેનાં ચાલી ગયાથી હુ તમામ નીરાધાર થઇ પડીછ" તેણી એક પલ અહીં થોભી ગઇ અને પછી ઉભરાઇ આવતુ ડચકુ પાછુ પોતાની છાતીમા દાબી દેતા કહયુ "હવે એ વાત જવા દેઓ ભઇ માહારેથી એ બધુ યાદ કરી શકાતુ નથી"

"વારૂ, ત્યારે આપણે હમણાનીજ વાતો કરીશુ તમે

હું એમ કહેવા માગોછ કે હાલ તમે તદ્દન વરમાર પઇસા ટકા અને સગા વાહાલા વગરના છેઓ ?"

"હાજી તેમજ છે," તેણીએ તે શુ કરવા માગતો હતો તે માટે અજબ થતા ટુંકમાં કહ્યુ

"જુઓ, તમારી આગળી ઉપર જે વીંટી છે તેની કીમત તમે કહી શકશે ? માહારા ધારવા પ્રમાણે એ હઝાર રૂપીયા ઉપરની થવા જાય તમે ત્યારે તમોને પઇસા વગરના કેમ કહી શકો ? જો આ વીંટી તમે વેચો તો જરૂર—"

"વેચુ ?" તેણીએ ચીસ પાડી "એ માહારી આગ ળીથી એક પળમી જુદી કરવા પહેલા હુ મરવાનુ વધારે પસદ કરૂ "

આટલો જુસ્મો અને હેત જોઇ તે અજબ થયો આટલી નાની છતા કેટલી સાચી અને હેતવતી ! તેણે ધાર્યું કે એ વીંટી તેણીના બેહસ્ત પામેલા કોઇ વરડા સગાનીજ હોવી જોઇએ

હવે ગમે એમ કરી આ ગરીબ નીરાધાર છોકરીને સહાય થવુ અને તેણીને ઠેકાણે પાડવી એવો પકો ઠરાવ તેણે કર્યો

"માહારૂ નામ સરદાર નોરીરવાન દીવેચા છે" તેણે કહ્યુ "અને હુ કલકતાનો રહીશ છેઉ મને તમારૂ નામ હવે નહીં જણાવો બહેન ?"

તેણીને એક ઉપજાવી કાઢેલા નામની તો યાદ થઇજ નહી તે એટલી તો નીરદોષ અચ્ચા જેવી હતી કે પોતાનુ

નામ છુપ્યુ રાખી બીજુજ કાઇ ભળતુ નામ આપી દેવાનુ, તેણીને ભાન આવ્યુજ નહી, જો તેની જગ્યાએ કોઇ બીજી મોટી ઉમરની બાગડ છોકરી હતે તો તેવુ કાઇ તેને સુઝતે તેવો આલાને તો ખ્યાલ આવ્યોજ નહી અને તેણીએ તેથી પોતાનુજ નામ કહયું

"માહરૂ નામ આલા ગ્રાટ છેજી" તેણીએ કહયુ.

"આલા ગ્રાટ—આલા ગ્રાટ? વાહ—કેવુ સરસ મીઠુ મ્યુઝીકલ નામ તમારૂ છે, હવે ત્યારે મને કહો મીસ ગ્રાટ કે જો તમે રસ્તામા જતા હોવ અને તમોને બાજુએ પડેલુ એક ગરીબ નહાનુ એકલડાકલ ખુબસુરત પક્ષી મળે તો તમો શુ કરો?"

"તેને ઉપાડી લઇ નરસ કરૂ અને પાળુ," તેણીએ તે જવાનના એ સવાલથી વણી અજબ થવા છતા તુરત જવાબ કર્યો

"બરાબર કહયુ" જવાન સરદાર નોશીરવાને કહયુ "હવે જુઓ—તેજ પ્રમાણે તમારો દાખલો લેઓ, જાણે એક નાહના એકલા પડી ગએલા પક્ષી માફક તમો મને મળ્યા, એટલે તમારી ઉપર માહરો હક ખરો કેની? તમોને છેક મોહતને દરવાજે પુગી ગએલા હુ તેડી લાવ્યો તો હવે તમારી જીદગી સુખી કરવાની મારી ફરજ છે કેની, મીસ ગ્રાટ?" અને તે મીઠો ચેહરો એકદમ બીહીકથી ફીકો પડી જતા જોઇ તેણે તુરત સુધાર્યુ

"ખુદા ખાતર ઉંધુ સમજો ના-મીસ ગ્રાટ મારી

કહેવાની મતલબ એમ છે કે તમોને મને મદદ થવાની રજા આપો તમોને હીંદુસ્તાન લઇ જઇ ઘર પાડવાની મને પરવાનગી આપો-અને માહારી ઉપર વીશ્વાશ રાખો હુ તમોને ખાતરી આપુ છ કે હુ એક જેન્ટલમેન અને મેન ઓફ ઑાનર છેઉં"

"તમારી ઘણી મહેરબાની ભઇ" તે છોકરીએ ઘણાં હેશ્રાનથી કહયુ "તમારો ઉપકાર હુ કેમ માની શકુ ? પણ માહારે તો હવે નોકરીથી અહીજ માહારૂ પુરૂ કરવુ છે તો તેમા તમે મને શી રીતે મદદ કરી શકશો ?"

"અને હુ તેમાજ તમોને મદદ થવા ચાહુ છ, મીસ વ્રાટ મને કેહો કે તમે શુ શુ કરી શકોછ ? તમારા એકોમપ્લીશમેન્ટસ મને બતાવો"

"હુ સારૂ ભરી ગુથી અને સીવી જાણુ છજી. થોડો ઘણો પ્યાનો વગાડી જાણુ છ હુ ધારૂ છ કે હુ સાધારણ સારી રીતે ગાઇ જાણુ છ ફ્રેચ અને ઇટેલ્યન મને થોડુ ઘણુ આવડેછ, અને ઇગ્લીશ ઘણુ સારી રીતે હુ લખી વાચી જાણુ છ વળી રાધવાની સારી આવડ છેજી અને-અને બસ એટલુજ મને આવડેછજી"

"બસ એટલુજ ?" સરદાર નોશીરવાને હસીને કહયુ "હવે ત્યારે તમોને કોઇ બચ્ચાં માટે ગવરનેશ દાખલ યા કોઇ બાઇના કપેન્યન દાખલ રહેવા ગમશે !"

તેણી એક પળબી વીચાર કરવા થોભી નહી આથી

બીજો સારો ચાન્સ કયા મળવાનો હતો ? એટલે તેણીએ તુરતજ તેનો લાભ લીધો.

"મને કોઇ સારા જેવા બાનુની કંપેનીઅન દાખલ રહેવા ઘણું ગમશેજી તમો મને એમા મદદ કરી શકશો તેમ ધારોછ ?"

"હા હુ જરૂર તેમ કરશ" સરદાર નોશીરવાને કહ્યું "હવે ત્યારે સમજી લેઓ, મીસ ગ્રાન્ટ હુ તમોને માહારો પલાન જણાઉ માહરી એક કઝીન છે, હીલ્લા દાદીશેઠ નામની જે ઘણે મોટે ખાચરે મુંબઇમા પરણેલી છે અને તેને એક કંપેનીઅનની ખાસ અગત છે ત્યાં હુ તમોને મોકલશ પણ વચ્ચે મુશ્કેલી એટલીજ છે કે તે હાલ પોતાના ધણી સાથે ઉટાકામંડ હવા ખાવા ગયલી છે અને થોડો વખત હજી તાહજ થોભનાર છે તથા જો તમે કહેતા હોવ તો હુ તમોને તાહજ લઇ જાઉ અને જો તેમ તમોને નહી ઠીક લાગે તો હાલ તુરત મારી સાથે કલકતાજ લઇ જાઉ તાહ મારા કાર ભારણું ચાદન ડોસા માહરા બંગલાની પાસેજ એક નાહાના કોટેજમા રહેછ તાહ તેટલો વખત તેવણુંના સાથે તમે તોડી પાડો, અને પછી માહારી કઝીન મુંબઇ આવે ને હુ તમોને તેણી સાથ મેળવવા વિચાર કરીશ. તમોને જેમ ગમે તેમ મને કહો."

ઉટીના નામથી તે છોકરી ચમકી ઉઠી જ્યા બેહેસ્તનાજ સુખનો વખત તેણીએ કાઢેલો ત્યા હવે તેણી પાછી કેમ જઇ અને રહી શકે ? તેણીએ તેથી કલકતાજ જવાનો વીચાર રાખ્યો.

"હું ધારૂં છ કે હાલ તુરત તો હું કલકતાજ આવશજી અને પછી જો તમારા પીતરાઇને ઉટીથી આવતા ઘણો વાર હોશે તો તારૂ જવશ નહી તો થોડાજ દહાડા હોશે તો પછી મુબઇજ સીધી મળશ"

"વારૂ જેમ તમોને ફાવે તેમ જરાભી ઓસકાવો ના મીસ ગ્રાંટ મને તમારો એક ભાઇજ હવેથી ગણુજો હું આજે મારી કઝીન ઉપર લખશ અને આપણે આવતે અઠ વાડયે અહીંથી ઇડયા માટે ઉપડીશુ તેટલા તમો બહેન મીસીસ પાઓલી સાથેજ ઘણા કમફર્ટથી રહી શકશો ખરૂ ની ?"

"હાજી પણ તમે ધારોછ વારૂ કે મે આપઘાતની કોશેશ કરી તે જાણવા પછી તમારાં કઝીન મને પોતાને ત્યા રાખશે? હું એવણુને ગમશ?" તેણીએ અચકી અચકીને પુછ્યુ અને એ નીરદોશ સવાલ સાભળતાં ભલો સરદાર નોશીરવાન મોટે સાદે હસી પડયો

"આપણે એવણુને જાણવા દઇશુજ નહી કે તમે ઇટલીમાં એકવાર આપઘાતની કોશેશ જેવુ કરેલુ" તેણે હસીને કહયુ "અને તમે ગમશો કે નહી, તે માટે તો હું ખાત્રી આપુછ કે તમે એવણુને જરૂર ગમશોજ" અને હવે તે સઘળુ પકકુ કરી રજા ચાહતો ઉઠયો તેણે અતી માયાથી તે છોકરીનો હાથ પોતાનાં હાથમાં શેકહેડ માટે ઝાલ્યો.

"સરદાર નોશીરવાન" તેણી ધીમા મીઠા હલકે બોલી.

"તમારો ઉપકાર હું કદી વાળી શકવાની નથી હું એટલુજ કહું છ કે તમારી ભલાઇ માટે ખુદા તમોને દરેક વાતે સુખી કરે પણ મને એટલું કહેશો ભાઇ કે મારે ખાતર આટલુ કાળજીથી તમે કાય કરોછ? મારે ખાતર એટલી તકલીફ કાય લેઓછ?"

સરદાર નોશીરવાનના સોહામણા ખાનદાની ચેહરા ઉપર એક અજબ ફેરફાર થઇ ગયો જાણે ખુદાઇ રોશની જેવો ઝળકાટ તેની ચચળ ચળકતી આખ્યોમા ચમકી રહયો અને એક અશોાઇભર્યાં હસવાથી તે નુરમદ મુખડો બેવડો ઝળકી રહયો

"કેટલાકો મને ફાંટાબાજ ધારેછ" તેણે કહયુ "અને કેટલાક તો વળી મને અર્ધ ઘેલોજ માનેછ કારણ મારા વીચારો અજબ જેવા છે ખુદાની મરજીથી હુ એક પૈસા વાળો માણુસ છેઉ, મીસ ગ્રાટ—અને તેથી મને બસ એવોજ ખ્યાલ છે કે તે પૈસા મારા પોતાના નથી—માત્ર હુ તેનો રખેવાળ એક સ્ટુઅર્ડ જેવો છેઉ મારા પૈસાથી બીજા માણુ-સનુ ભલુ થઇ શકતુ હોય તો તેમ કરવા હુ સદા તઇઆર છેઉ, તેના જેવી બીજી મોજ આ દુન્યામા મારે મન એકે નથી દુન્યામાં આપણે કેટલા વખતના પરોણા છીયે એ ખ્યાલ મને હમેશા આવેછ—અને તેથી આપણી ટુક જીદગી દરમ્યાન જેટલુ ભલુ થઇ શકતુ હોય તેટલુ કરી લેવુ જોઇએ એજ મારો વીચાર છે તમારો જાન હુ બચાવી શકયો તે માટે હુ ખુશી છેઉ બહેન—અને આ દુન્યામાં પાછાં તમોને સુખી અને સતોશી થયલા જોવા હુ ઘણોજ

ખુશી થવશ. જો તમારી જગાએ બીજુ કોઇ હતે તોબી હુ આજ રીતે વરત્યો હોતે"

આહ કેટલો ફરક? બે મરદો વચ્ચે કેટલો ફરક! કયાં કેપટન સોહરાબના વીચારો અને કયા 'આ સરદાર નોશી રવાનના?

"માહારે લીધે તમોને ખરચ તો ઘણોજ થયોછ, અને તમે લીધેલી મહેનતની તો વાતજ પુછની નહી સરદાર દીવેચા" આલાએ હેરાનથી કહયુ પણ તુરત તે ભના જવાને તેણીને આગળ બોલતા અટકાવી અને સાડગજી કરતો તેણીની સામે આવી ઉભો

"એ બધી પચાતી તમારે કરવાની નથી તમારૂ કામ તો હવે વહેલા તદન સારૂ થઇ જવાનુ છ" તે હસ્યો અને હીમતના વ'ુ બે ચાર સખુના સાથે તે હવે તેણીને ત્યાજ છોડી ચાલી ગયે.

અને તેના ચાલી ગયા પછી ત્યાજ વીચાર કરતી આલા બેગી રહી ગઇ ગુજરી તમામ ભુલી જવુ અને હવે નવીજ જીદગીએ જીવવુ એવો તેણીએ ઠરાવ કર્યો શુ તે ઠરાવ તેણી પાળી શકરો?

તે કેટલો ભલો હતો! કેટલા મોટા ઉમરાવી દીલનો એ સરદાર નોશીરવાન હતો! આહ ત્યારે દુન્યામા બધા જ મરદો કાંઇ બુરા હતા નહી તેના જેવા ભલા માણુસોબી હતા ખરા!

તેણી કયા સુધી એમ વીચાર કરતી બેસી રહી તે

તેણીએ જાણ્યુ નહી આખરે મેડમ પાઓલીએ આવી તેણીને તે વીચારોમાંથી બીદાર કરી ત્યારેજ તે જાગી અને ચમકી ઉઠી

---

## પ્રકરણ ૨૦ મુ.

### અરે—અરે—જીદગી ત્યારે તદ્દન ફીકકી અને લુખ્ખી તો નથીજ'

એક અઠવાડયા પછી સરદાર નોશીરવાન આલા ગ્રાટ સાથે હીંદુસ્તાન માટે ઉપડી ગયો ને છોકરીએ તે આખી મુસાફરી દરમ્યાન જરાએ ઉલટ કે ખુશી બતાવી નહીં તેણીનુ તો જાણે દીલજ તુટી ગયુ હતુ

તેઓ મુ બઇ પુગ્યા—જ્યાર પછી સરદાર નોશીરવાન તેણીને કલકતા લઇ ગયો તે તેણીને લઇ સીધો પોતાને મકાનેજ ગયો અને તેના કારભારણ ઘરડા ચાદણુ ડોસાની કેરમા તેણીને સોપી દીધી તે એક પુરાણુ મોટુ મકાન હતુ. અને માઇનો સુધીની તેની જાગીરો લબાની હતી થોડેજ દુર તેનાથી, તેના કાકાને ટાઇમનુ બધાવેલુ કારભારણુ ચાદન ડોસાનુ નાહાનુ સાદુ સફાઇ ભર્યુ બેઠુ, ફુલપાન અને વેલાઓથી ઢકાઇ ગએલુ "ફર્ન કોટેજ" હતુ, જ્યા હવે પછી આલા પોતાની નવી નોકરીમા ઠર પડે તેટલા તેણીને રહેવાનુ સરદાર નોશીરવાને નકકી કર્યુ હતુ

તેનાથી છુટ્ટુ પડતી વખતે તેણીએ તેનો ઘણો ઘણો આભાર માન્યો અને પછી ચાદનમાય સાથે તેવણુને ઘરે ગઇ

અને ચાદણુ ડોસાને વટમાર્ગી આલુ ઘણીજ ગમી ગઇ તેવણુ તેણી ઉપર થોડા થોડા થઇ જતા રહયા

"તુ મને મારી પોતાની દીકરી જેવીજ વાહાલી લાગશે આલુમાય" તેવણે કહયુ "અને જયારે સરદાર નોશીરવાને તાહારે માટે મને બનતુ કરવા કહયુ છ, તાહારે તો હુ માહારો જીવની કાઢી આપશ એવણ માટે હુ શુ નહીં કરૂ ? માહારે ખાતર એવણે ઘણુ કરેલુ છે આલુમાય હુ જેટલી એવણુની ભલમનસાઇ અને લાએકીની તારીફ કરૂ તેટલી થોડી છે, એટલા ભલા છે એવણુ"

ચાદણુ ડોસા ઘર માપી રોજ, સવારના છ વાગ્યાથી સરદાર નોશીરવાનના મહેલ જેવા બગલાનો કારભાર કરવા "રૂસ્તમ બાગમા" જતા ત્યાથી અગ્યાર વાગે પાછા ફરતા, અને પાછા સાજે ચાર વાગામા ત્યા જતા, તે રાતે આવતા અને જયારે તેવણુ લેહરમા હોય ત્યારે સરદાર નોશીરવાનની ખુબ વાતો કરતા

"જી ભરૂ માહારા નસનાનની તો જેટલી તારીફ કરૂ તેટલી થોડી ! નાહ્લો બુચો ઉતો ત્યારનો મે તો રમાડેલો બેહસ્તી રૂસ્તમજી શેઠના વખતમા અહી કોઇવાર આવે ને એવી તો મસ્તી તોફાન કરે કે બેહસ્તી રૂસ્તમજી શેઠ તો ગભરાઇ ગભરાઇ જાય પછી બીચારાના બાપ ગુજરી ગીયા, અને એક વરસમા તો એની માયબી એની પાછળ ચાલી ગેઇ પછી એક વખત અહી આયો ને કોણ જાણે શુ થયુ

તે કાકા ભત્રીજા ખુબ મરાયા ને એ અહીથી ચાલી ગયો, કાકા કેહજે બધુ પરતુ મુકી મારી પાસે રેહ ને એ કેહેજે હુ તો શીખવા જાઉ પછી એ તો શીખી ભણીને મોટો પુરવીણ બન્યો ને પુનાના મોટા પ્રોફેસરના ઓખ્ખા ઉપર ઉતો અહી તો પછી આવ્યોજ નહીં ને કાકાભી એવા એનાપર ગુસ્સે થઇ ગએલા કે તેડાવેલી નહીં. આખરે ચાર વરસ ઉપર રૂસ્તમજી શેઠ બાચાના બેહેસ્તી થયા એટલે એને અહીં આવવુજ પડયુ અને આય મગલાવાડીનો માલેક થઇ રહેવુજ પડયુ પણ તેમા જીભર કાહ પુરો પાધરો રહેછે' વડીમા અહી તો ઘડીમા કાહ મુસાફરીએ નીકળી જાયછે"

અને એવી એકની એક તોડ!! ચાદન ડોસા પાછી બને પાછી આના આગળ ઘણીએક વાતો કરતા જે સમજી ત ખરાજ લાએક ભલા માણુસ માટે તેણીને માનની લાગણી પેદા થતી રહી

આલા ઘણીકવાર ગમે અના મકકમ ઠરાવ છતા પોતાની ગઇ ગુજરીના ખ્યાલમા મધડક ઉતરી જતી ઘણીકવાર ત્યા જઇ "રોઝ વીલા" જ્યા તે સુખમા કેપટન સારાબ સાથે રહી હતી, તે નજરો નજર જોઇ આવવુ, બસ એકજ વાર તે એક વારનુ વાહાલુ મકાન જોઇ આવવા તેનો જીવ તલ પાપડ થતો હતો—છતા તેણી કાઇમા નકકી ઠરાવ ઉપર આવી શકીજ નહી, અને એ રીતે મહીનો ઉપર પસાર થઇ ચુકયો

હતો અને એક દીવસ તેણી "ફર્ન કોટેજ"ના સુંદર બાગમાં ગુલાબના ફુલ કાપતી હતી, તે વખત સરદાર નોશીરવાન તેણીને મળવા આવી લાગ્યો.

"સાહેબજી, મીસ ગ્રાંટ" તે જવાને હસતે ચેહરે મીઠાસથી કહયું "હું તમારે માટે ખુશ ખબર લાયોછ. માહારી કઝીન હીલ્લા લખેછ કે તે ચાર દીવસ થયા મુંબઇ આવી ગેઇછ માટે મારે તમોને એકદમ મોકલી આપવા કેમ તમો તઇયાર છેઓ? માહારી કઝીન ઘણી મજાહની ભલી છોકરી છે અને મહારી ખાત્રી છે કે એની સાથે તમો સુખથી રહી શકશો."

તેણીની મધુર આંખો ઉપકારના આંસુઓથી ભરાઇ ગઇ. તેણીએ આભારથી તે ભલા જવાન ગમ જોયું. એક તદન પરાયો તેણી જેવી ત્રાહીત છોકરી ઉપર આ કેટનું હેશાન કરતો હતો! એ કેટલો ભલો ઉદાર દીલનો! કેટલો સાચા ભલા પવીત્ર મનનો? કેટલો તેણીના એકવારના વહાલા કેપ્ટન સોહરાબથી જુદીજ તરેહનો તે હતો!

"હું તમારો ઉપકાર શું રીતે વાળી શકશ, સરદાર નોશીરવાન!" આલાએ ખરાં દીલના ઉભરાથી કહયું.

"સુખી દેખાવાથી" તેણે હસીને જવાબ કર્યો, "તમારો ચેહરો સુખના કીરણોથી ખીલી રહેલો હમ્તો જોવાથી હું મારો બદલો વળી ગયલો સમજશ, મીસ ગ્રાંટ."

બીજે દીવસ મુંબઇ માટે ઉપડવાની તેણી સાથે ગોઠવણ કરી ને ત્યાથી ચાલી ગયો, અને આલાં તે કાલ કયારે પડે તેની રાહ જોતી તઇયાર થઇ રહી.

બીજે દીવસે સરદાર નોશીરવાન વખતસર તેણીને સ્ટેશન ઉપર મુકવા ગયો તે નરમીથી તેણી સાથ વાતો કરતો તેણીના કપાર્ટમેંટની બારી આગળ થોભ્યો ખુલ્લે માથે ઉભેલો કોઇને પણ પોતાના હેન્ડસમ દમામદાર દેખાવ તથા ચચગ આખો મીઠો મરદાનગીભર્યો ચેહેરો, તેમજ સુદર ઢપછપથી મોહ પમાડે તેવોજ લાગતો હતો

"સ્ટેશન ઉપર મારી કઝીન મીસીસ હીરજીભાઇ દાદી શેઠની કાર તમોને લેવા આવશે, મીસ ગ્રાંટ તેમા તમે દાદી શેઠ હાઉસમા જજો અને મે આપીછ તે ચીઠ્ઠી હીલ્લાને આપજો તમે સહી સલામત પુગ્યા અને ત્યા તમોને કેમ લાગેછ તે મને ફુરસદે લખી જણાવજો" તે ભલા જવાને છેવટે કહયુ અને પછી એક મીઠા ગભીર નમન સાથ જયારે ત્રેન ચાલી, એટલે તે ત્યાથી હઠી ગયો અને આલા હવે પછી તેનુ શુ થનાર હતુ તેના વીચાર કરતી પવન વેગે ઉડતી અગ્ની રથમા આગળ અને આગળ ચાલી

આહ ! આ નવજવાન પુરૂષ તે કરમાઇ જતા નાઝુક ફુલ ઉપર તાઝગીનુ નવુજ કાઇ પાણી છાટયુ હતુ ! દુન્યામા અને ત્યારે કાઇ હઇમા મોજ જેવુ હતુ ખરૂ !!



# પ્રકરણ ૨૧ મું.

---

## નવી શેઠાણી—હીલ્લાં દાદી શેઠ

કમનસીબ આલા! નસીબ શુ નથી કરતુ? તેણી કયાંથી કયા આવી હતી? એક ગરીબ વકીલ બાપની બેગલોર ખાતે વસ્તી નીરદોશ ભોલીભાલી છોકરીએ શુ શુ ખમ્યુ અને શુ અનુભવ્યુ હતુ? પોતાની જીદગીનો આ ચોથો ભાગ તેણી ભજવી રહી હતી સોલ વરસની ઉમર તક સાદાઇ અને નીરદોશતા સીવાય કશુ તેણીએ જાણ્યુ નહોતુ ત્યાર પછીની તેણીની કેપટન સોહરાબ સાથેની સુખી જીદગી અને તેની છેવટમા ખમવુ પડેલુ દુખ અને હાદેશાઓ, ત્યાર પછીની સરદાર નોશીરવાન દીવેચાની મહેરબાનીથી જરા રતી મળેલી શાતી, અને દુન્યાદારીથી વેગળી એકાત જીદગી! અને હવે પછી ફેશનેબલ દુન્યામા ચાલતા તરેહ તરેહના રગઢગ અનુભવવા તેણી મુબઇ આવતી હતી!! આહ શુ નસીબ!

તેણી બરાબર વખતસર મુબઇ આવી પુગી—પણ જરાએ ગભરાઇ નહી સરજત હવે તે છોકરીને હીમતવાન અને શાંત થતાં શીખાડતી હતી તેણીએ પોતાનો સામાન ઉતરાવ્યો અને પોતાને માટે આવેલી મોટરકારમા બેસી "દાદીશેઠ હાઉસમા" હકારી ગઇ

તે નેપીઅનસી રોડના ફેશનેબલ લતા તરફ આવેલુ એક અની સુદર મોટા બગીચા સાથનુ મહેલ જેવુ મકાન

હતુ તેનો ભવ્ય દમામદાર દેખાવ, અને મોટાઇ જોઇ એક પળ આઘા ગ્રાટ ખગ દીનથી અજબ થઇ ગઇ એનત્રનસ હોલ ઘણીજ રોભાયમાન રીતે શણગારેલો હતો ચમરાક દેખાવના નમનતાઇ ભર્યા માણસો એક સરખા નોકરીમા સજ થયેલા અદીંથી તદી ફરતા દેખાતા હતા

તેણીને વાજાજ માંથી અદર તેડી જવામા આવી—અને હુકમ મુજબ પહેલે તેણીને આસાએસ માટે માળ ઉપર તેણીના રૂમમા લઇ જવામા આવી મોટો મારબલનો દાદર ઉચામાની કારપેટ બાછાવેલો અને દેરેક શોભાયમાન પુતળા તથા ઉમદા પેનટીનસ ગોઠવેલા એ બધુ નદાનતા તેણી અતે ઉપર જવા લાગી

તેણીને માટે બી તેવાજ સુદર ખુલ્લા હવાવાળા ત્રણ મોટા ઓરડા અને એક મીટીગ રૂમ તઇયાર કરવામા અાવ્યા હતા ત્યાનો રમણ્ય દેખાવ અને પેસાા રેન ટેન જોઇ તેણી દનાઇજ ગઇ શું આટના વખા અને મોટાઇ સાથે નોકરીરવાન દીવેચાની આ પીતરાઇ બહેન હુતી હતે? નાદાન બાળા આલાએ હવે છદગીની "શીવી સુકકાનો" પુરતો અનુભવ મેળવ્યો હતો એટલે કે વીચારના જવાબમા શકમદ રીતે તે છોકરીએ ગભીરાઇથી માથુ ધુણાવ્યુ

અડધા કલાક પછી એક નરમાશભર્યા, પણ તમાર એસકી દેખાવની ઘરડી આયાએ આવી ખબર આપી કે બાઇ સાહબ તેણીને મળવા ચાહતા હતા એ હુકમ થતાજ તેણી તુરત તાબેદારીથી ઉઠી સાથે ચાલી ભલા નોશીરવાન દીવેચાની આ પીતરણ કેવીક હોશે તેનો ખ્યાલ તેણીને પુશ્કળ સતાપતો હતો

થોડીક પળમા તેણી ઘણુજ ટેસ્ટથી સણગારેલા મોટા ભવ્ય ડરોઇંગ રૂમમા આવી લાગી—જ્યા બેદરકાર ઢપે અડધી લેટેલી તે મોટા મકાનની એકલી માલેકણ સરદાર નોશીરવાનની જવાન પીતરાઇ મીસીસ હીરજી દાદી ગોડ—હાથમા એક ચોપડી પકડી બેઠી હતી

તેણી જવાન હતી ભાગ્યેજ છવીસેક વરસની હશે સુરત માજરા ડોળા અને ઘણો ખુબસુરત ચેહરો ધરાવની સાધારણ કદની તદન બેદરકાર કડી રીતભાતની તે એક સુદરી હતી તેણીએ ઘરમાથી ખુબ ભપકાથો પોશાક સજ્યો હતો અને જ્યારે તેણીએ ઉઠીને ઉભી થઇ આલાને આવકારના સખુનો કહયા, ત્યારે તેનો અવાજ અતી મીઠો અને એક વાજીત્ર જેટલોજ મધુર કાનોને અથડતો હતો તે છતા સાથે થાક અને કટાળાનો ભેળ તુરત તેમા જણાઇ આવતો હતો તે પહલીજ નજરે એક સુખી છોકરી દેખાતી હતી નહી

"તમેજ મીસ ગ્રાંટ કની !" તેણીએ સેહેજ ફીકકુ હસી મોઢાસથી આલાને આવકાર આપતા કહયુ " માદરો કઝીન નશરવાનનુ કાગળ મને મળ્યુ છ અને હજારો વેલકમથી તમો અહીં ભલે પધારયા એમ હુ ખરા દીલથી કેહુ છ બેસો મીસ ગ્રાંટ આપણે વાત કર્યે "

અને તેઓ બને જેઓ ભવીષ્યમા એક એકની સગ તમા આવનાર હતી, તેઓ આ રીતે જીદગીમાં પહેલીજવાર મળી બને એકમેકની ખુબસુરતીથી અજાઇ ગયથી અને એક-એકને પસદ પડેલી જાણાઇ

આલાએ નજર જતી ઉલટે હીંમ્લા દાદીગોડના ચેહેરા

તરફ જોયું એક જાતનો તુચ્છકાર અને બેદરકારી તે સુંદર મુખડામાં દેખાતો હતો પોતાના દીલનો એક આયનો હોય તેવોજ ચેહરો ધરાવતી તે જવાન બાનુ હતી જાણે હેત, આશા વીશ્વાસ અને દીલ તુટી ગયું હોય તેવોજ હાલ બતાવતો અને એક દુખભરી કાહાણી રજુ કરતો તે ચેહરો હતો

"હું આશા રાખુંછ કે આપણે બને એકમેકને સંતોશ આપી શકશું, મીસ ગ્રાટ" તે મ્યુઝીકલ સાદ પાછો આલાને કાને પડયો "માહારા કઝીન નસવાનમાં મને ઘણો વીશ્વાસ છે અને તેના કહયા મુજબ મને ખાતરીથી લાગેછ કે આપણે સાથે ઘણા સારી રીતે રહી શકશું તમે ધારોછ કે તમો અહીં સુખથી રહી શકગો મીસ ગ્રાટ?"

"માહારી ખાતરી છે કે હું અહી ઘણા સંતોશથી રહી શકશ મીસીસ દાદીશેઠ"

આલાના ગમગીન મીઠા પણ કડવાસથી ભરપુર સાદે ચોકી તે વડી છોકરીએ ઝટ તેના ચેહરામાં જોયું

"તમોને દરેક સુખ સગવડ આપવા હું માહારૂં બનતું કરશ મીસ ગ્રાટ." મીસીસ દાદીશેઠે આગળ ચલાવ્યું "અને હવે તમારા કમ માટે આપણે બોલ્યે માહારા કાગળો લખવા, માહરી સાથે ફરવા આવવું અને મને દરેક વાતે ખુશ રાખવી એજ તમારૂં કામ છે મીસ ગ્રાટ, મને કોઈ બી ચીજ સંતોશ આપી શકતી નથી હું એકદમ ચીરડાઉં બની ગયની છેઉં તેથી મને ખુશ સ્વભાવમાં રાખવી અને માહારૂં મન રીઝવવું, બસ એજ તમારે કરવાનું છ તમે ધારોછ કે તમારેથી એ બની શકશે?"

માટે શુ કરી શકુ ?" અને આલાએજ જબાન ખોની પુછ્યુ

' કાઇજ નહી, થેંકયુ મીસ ગ્રાટ હાલ તુરત તો તમો અહીજ બેસીને જરા આરામ લેઓ " ઠડા ધીમા સાદે હીલ્લાએ જવાબ કર્યો

પાછી તેવીજ ભયકર ચુપકીદી ત્યા પથરાઇ રહી જે આલા ખમી શકી નહીં, એટલે પાછુ તેણીએ કહયુ

"તમોને મ્યુઝીકનો શોખ છે મીમીસ દાદીશેઠ ? હુ તમારી પાસે કાઇ ગાઉ ?" અને મુગી ચુપકીદીમાં હાનુ ડોકુ ધુણાવતા તેણીને જોઇ આલા ઉઠી પ્યાના પાસે ગઇ અને એક અતી દીલગીરીભર્યુ મીઠુ ગાયન જે તેણી પોતાની વીલાતની મુસાફરી દરમ્યાન શીખી હતી, તે ગાવા પડી તે ગાયનમા જાણે બે ચાહતા જીગરને જુદા પડવાનો હેવાલ દરશાવતો હતો અર્ધુ એક સાભળી એકદમ વચ્ચારે ગાતા હીલ્લા દાદીશેઠે તેણીને અટકાવી દીધી

"બસ કરો મહેરબાની કરીને મીસ ગ્રાટ" તેણીએ માગી લીધુ "જો કે એ ઘણુજ મીઠુ, લાગણીભર્યુ અને નદન સાચ્ચુ છે છતા મને મુદલ રાહત આપી શકતુ નથી એવાદ હરવાનુ કે રમુજી ગાશો તો મને વધારે ગમત પડશે"

તેણીએ હુકમ મુજબ જીવ ઉપર જોરાવરીથી એક નાહાનુ રમુજી ગાયન ગાયુ ખરૂ—પણ તેણી બહુ અજબ થઇ એમ છતા તે મગરૂર ખુબસુરત ચહરા તરફ તેઇ પુછવાની હીંમત કરી શકી નહીં, કે કાય તે ગાયન મીઠુ અને ખરૂ હોવા છતા તેણીને ગમતુ નહાતુ ? તેજ ઘડીએ બારણુ

ખુલ્યુ અને એક ફુટમેન રૂપાની સાથવરમા એક કાર્ડ સાથે દાખલ થયો જે ઝટ વાંચી લઇ તેણીએ મોટા ખુલ્લા સાદે તુરત હુકમ આપ્યો "નવાબ સાહેબને અંદર લાઓ" અને પછી તે ચેહરામા જે ફેરફાર થયો તે આજ્ઞા પોતાની આખી જીંદગી દરમ્યાન ભુલી નહીં એ પળ ખરા સુખ અને આનંદથી હીલ્ના દાદીશેટનો ચેહરો ઝળકી રહયો જાણે તેણી મલ્લાઇજ ગઇ હોય તેમ લાગ્યુ

એકજ પળ, અને બારણુ ખોલ્યા એક જવાન દાખલ થયો



## પ્રકરણ ૨૨ મું

— o —

## પેલુ વીચીત્ર પ્રાણી "માટીડા"—બે વધુ નમુનાઓ !

આ નવા શેટજીની સાથે વાહાલા વાચનારને બરાબર ઓળખાણ કરાવવી પડશે નવાબ બહમન્યારજમ ઇરાની ઉંચો અને ખુબસુરત દેખાવનો હતો તે સીધો ટટાર અને નવાબી દેખાવનો આશરે પાતરીશેક વરસનો તીક્ષ્ણ બ્લુ આખો અને ગેરા ધપગીયા વાળનો એક પહેલવાન જેવો જવાન હતો. તે આ હીલ્લા દાદીશેટના ફુઇનો દીકરો અને તેણીનો સાચો દોસ્ત હતો તેને અંદર આવતો જોઇ તેણી હરખથી ઉઠી હેતમા લબાયલા હાથો સાથે તેનો સામે આવકાર આપતી ધસી ગઇ

"બોમ ? એ બોમી એમ કેમ ? હું તો જાણું કે તું સધાવ્યો હોશે ! તું હજી અહીં કેમ ?"

તેણી એક પળ આપણાં આનાની હાજરી તો વીસરી ગએલીજ માલમ પડતી હતી આસપાસનું તેણીને ભાગ્યેજ ધ્યાન હતું નરમારાની પોતાના કઝીનના હાથમાંથી તેણીએ પોતાના હાથો છોડાવ્યા અને પછી એક સોફા ઉપર તેણી પાસે પોતે જગ્યા લીધી

"હજી હેદરાબાદથી કાગળ આયું નથી, ટીકના નામ ને હજુર હજુ બે મહીના સુધી બોલાવાન જાય તેમ નથી— તેથી હાલ તુરત તો હું અહીંજ છેઉ

"એ કેવું સરસ, કેવી મજાહ, બોમ" તેણીએ સચ્ચા સહી ખુશાલીથી પોકાર્યું "તું અહીં હોશે તેટના કાળાગ મનેથી જરા મજેહનું લાગશે ને મોહલાઇ જશે"

આનાએ અજાયબીથી આ સઘું જોયા કર્યું આ કોણ હતો—કે જેની હાજરી એક સુરત અદાની ચીનડાકિ અબળાને આની રીતે એક હતનની ઉનટમક ઝોકગેમા ફેંકી નાખતી હતી ? ખચીત આ તેનો ઘણો તો નહીંજ હતા, એટલી તો આનાની પુરતી ખાતરી હતી ત્યારે તે હતો કોણ ? અને તેની સાથે આ માનતુજાર કાઈશે'ના મહારીને લાગતુ વળગતુ હતુજ શું ?

થોડી પળની ત્યાજ નાતી પથરાઇ જે દરમ્યાન જવાન નવાબ મહમનવારજંગે આસપાસ નજર કરી તેના આવ્યા પછી પહેલાજવાર આના તરફ તેની નજર ખેચાઇ અને તે તુરત પોતાના કઝીન તરફ ફર્યો

"તાહરા ફ્રેન્ડ સાથે તે મને હજી ઓલખાણ કરાવી નથી દીલ્વાં" તેણે કહયુ અને ત્યારે એ શબ્દો સાંભળતાજ તે મોટે ઘરની શેઠાંણી એકદમ ચમકી પોતાના દીલખુશ સ્વપ્નામાંથી બીદાગ થઇ

"એરણ માહારા કંપેનીઅન મીસ આલાં ગ્રાંટ છે, બોમ" તેણીએ ઓલખાણ કરાવી "અને હવેથી મને પોતાની કંપની આપવાનુ અને મારી સાથેજ રહેવાનુ એવણે ઘણી ભલમનસાઇથી કબુલ કર્યું છે"

વળી થોડી પળની ચુપકીદી અને વળી પાછાં પેલા બે તો પોતપોતાની વાતમા ઉતરી ગયા મહમનયાર ધરાનીએ વાકો વળી કાંઇ તે છોકરીને કહયુ, જેથી આલાએ જોયુ કે હીલ્લા દાદીશેઠનો સુંદર ચેહરો એકદમ લાલચોળ થઇ ગયો– અને જે મીઠાસથી તે હસી તેથી બમણી સુંદર દેખાવા લાગી.

"પણ હુ એમ પુછુ, હીલ્લા, કે તાહારા ધણી હીરજી ભાઇ કાહં છે? મે એમ સાંભળ્યુ હતુ કે પુના રેસ માટે એવણ ગએલા હજી પાછા ફર્યાં નથી એ શુ ખરી વાત છે, હીલ્લુ?"

અને તેના ધણીનુ નામ, જે તે પોતે ધરાવતી હતી તે સાંભળતા તે જવાન બાનુના ચેહરા ઉપર અજબ ફેરફાર થઇ ગયો તે ચેહરા ઉપરનુ આનંદી હસ્વુ અને સુખનો ચળકાટ એક પળવારમા ઝટ સમી ગયો અને તેની જગ્યાએ પાછો પેલો તુચ્છકારભર્યો ઠંડો ચીલ્લો ચઢી ગયો

"બલા જાણે મારી !! તેવણ અહીં નથી કાહં છે

અને કેમ છે–ને કયારે આવશે તે હું કાંઇજ જાણતી નથી આજે તો હવે તું આવ્યોછ ત્યારે અહીજ જમીને જશે કેની, ઓમ ?”

અને તેના પીતરાઇએ તે તુરત કબુલ કર્યું

ત્યાર પછી તેઓએ શું વાત કરી તે આલા કાંઇ સાંભળી શકી નહી ફકત છુટાછવાયા બોલો તેણીના કાને અથડતા રહયા આખરે થોડી પળે નવાબ બહમનયારજંગ તેણી જ્યાં બેઠી હતી ત્યા આવી બેઠા અને તેણી સાથે વાતો કરવા લાગ્યો

તે એક એવો જવાન હતો,—આ દાઇદરાબાદી નવાબ બહમનયાર જંગ ઇરાની–કે કોઇને પણ ગમ્યા વગર રહેજ નહી તેનો ચેહરો ખુબસુરત અને તેની મનુ આંખો ચંચળ અને માયાળુ હતી તેનું હસ્તુ ખુ'ના દીલનું આ મીઠાસ ભર્યું હતું તેનો રૂપ છપ અને બોલવાનું ત્રણ જ આકર્ષીત અને સાદ કાનોને દીનખુશ લાગતો હતો અને ત્યાર એવો એક જવાન કોઇનેબા ગમ્યા વગર રહેજ કેમ ? બહમનયાર ઇરાનીએ સેહજ અજાયબીથી પોતાના પાસે બેઠેલી તે ઝોક રાના સુંદર પણ દુખી મુખડા તરફ જેયુ

તેણે થાડીવાર માયાથી તે ઝોકરીને વાતો કરાવ્યા કરી, તેટલે પાછા બીજ નાકર્થી દીલના દાદાશેઠનો આનદી મીઠો બાદ નમન કાન પડયો

“ ઓમ અહી આ અને મારી સાથે કાંઇ સારી વાતો કર ”

થોડી મીનીટ આલા ત્યા થોભી અને પછી કાઇભી ગડ-બડ કર્યા વગર પોતાના રૂમમા ચાલી ગઇ—જે ઉપર ઘણે વારે નવાબ બહમન્યારનુ ધ્યાન ખેચાયુ

"મીસ આટ તો ચાલી ગયા, હીલા" તેણે કહયુ, "મજાહની છોકરી લાગે છ હુ આશા રાખુ છ એ અહીં સુખથી રહી શકશે"

"હા મજાહની છે!" મીસીસ દાદીશેઠે હસીને કહ્યુ "મનેબી ગમી ને તેથી હુ ધારૂ છ કે તે અહી મારી સાથે સુખમા રહી શકશે ખરી"

"તુ જાણતો નથી હાલ્ના" પાછુ બહમનયારે કહ્યુ તુ જાણતો નથી કે તુને મલ્યાથી હુ કેટલો સુખી થઇ શકુ છ" અને તે છોકરીનો હાથ તેણે પોતાના બને હાથોમા પકડી હેતથી તેણી તરફ જોયુ

પણ મીસીસ દાદીશેઠનો ચેહરો ગભીર બની ગયો તેણીએ પોતાનો હાથ નરમાશથી તેના હાથોમાથી છોડવી લીધો

"તુ એમ ના કર બોમ યાદ રાખ કે હુ એક પરણેલી ઓરત છેઉ, અને હીરજી શેઠની મગરૂર ધણીઆણી છેઉ આપણી વચ્ચે દોસ્તી સીવાય હવે બીજુ કાઇજ હોવુ જોઇએ નહી તે વખત હવે ગાયો, બોમ એ છતા તુ જ્યારે મારી પાસ હોયછ ત્યારે માહારી બધી ફીકરો, કટાલો, દુખ અને ઉદાસાઇ ઉડી જાયછ અને હુ જાણુ બેહસ્તમા વસ્તી હોઉ તેમજ મને લાગેછ! એ તો ખરૂ જ છે—પણ તુ મને વધારે સતાવ ના બોમી પણ એક ખરા દોસ્ત તરીકે માહારી બાજુએ રહી માહાર દુખ ખમવાની મને હીંમત આપતો રહ"

તે રાત્રે થાકેલી હોવાથી આવા જમવા નીચે આવી નહીં તેણીએ ખાણું પોતાના ઓરડામાજ લીધું અને નવાબ બહમન્યારજ ગને ઘર ફરતા, તેણીએ પોતાની બારીમાથી જોયો ત્યારે કાઇ ઘણું મોડુ થયુ હતુ નહીં

નવ વાગે ઘરડી આયા રોઝા તેણીને કપડા બદલાવા આવી ત્યારે તે આયા ગુસ્સામાજ હતી તેણીએ ફફડી ચટકી ખબર આપી કે "ધણી માહારા સાઇનો મીજાસ આજે ઠેકાણે નથી મને ઓરડામાથી કાઢી મુકી કે જા હુ માહારે હાથે કપડા બદલી લેવશ હીલ્લુબાઇ બધી વાતે સારી છે, મસ એક સ્વભાવજ બહુ ખરાબ, ને દાઢા બરીઓ છે"

શુ તેણીનો સ્વભાવ ખરાબ હતો ? તેણી એમ કાએ ચીરડાયા કરતી હતી ? ફક્ત ચીમાઇને જોતા તારાઓ અને ચદ્ર તેણીની ખાનગી વાત કહી શકતે કે પોતાના રૂમમા જતા તે જવાન બાનુએ કેવી રાત ગુજારી હતી આટલી જવાન છતા કેટલી દુખી ? જ્યારે બોમના તે રાત્રે તેણીને છોડી ગયા પછી હીલ્લા દાદીશેઠ પોતાના ઓરડામા ગઇ ત્યારે તેણીએ લાઇટ બુજવી નાખી અને બીછાણા ઉપર પડી એક દરીઆવ રડી અને જે કલ્પાત કર્યું, ને તેના સિવાય કોઇ જાણી શકયુ નહી

તેણીને એક મોટામા મોટુ દુખ હતુ તેણીનો ધણી ધ્રશોજ ચીરડાઉ ખરાબ સ્વભાવનો અને એક રદ બાતલ માણસ તરીકે જાહેર હતો પઇસા ખાતર પરણેલી આ જવાન સુદર છોકરીનો પરણ્યો સસાર કેમ ચાલતો હતો તે આપણે આગળ જોઇશુ

આશા પાછી પોતાની નવી 'માધ'ને મળી ત્યારે બીજે દહાડે સવારે દસ વાગી ગયા હતા આયા રોઝી આવી તેણીને પોતાની બાઇના ઓરડામા તેડી ગઇ હતી—જ્યાં હીલ્લાં દાદીશેઠ પોતાના નરના કઠેરામા અજબ સુદર દેખાતી, એક નીચી મોગી ખુરસી ઉપર વાચતી પડી હતી

"ગુડ મોર્નીંગ મીસ આટ" તેણીએ આશાને દાખલ થતા જોઇ તુરત ફીકકુ હસીને કહ્યુ "હવે મહેરબાની કરી મારા આ બધા કાગળોના જવાબ લખશો? દરેક જણને જણાવો કે દીલગીરી સાથે તેઓનુ ઇજન નાદુરસ્ત તબીયતને લીધે હુ કબુલ કરી શકતી નથી"

જવાબ દેવા વગર મુગી મુગી આશાએ લખ્યાજ કર્યું પાચેક મીનીટ પછી ઘરમા ઘણું ગડબડ થતી હોય એમ સભળાયુ આગલા હોલનો ઘટ ઘણા જોરમા વાગી રહ્યો હતો, અને નોકરોએ દોડાદોડી કરી મુકી હતી, બીજીજ પળે આયા રોઝીએ આવી ખબર આપી કે શેઠ સાહેબ પધાર્યા હતા

ત્રણે દીવસે પોતાના ધણીને પાછો ફરેલો જાણી એક પરણેતર જે ઉલટ બતાવે તેની ઉલટ "દાદીશેઠ હાઉસ"ની તે જવાન શેઠાણીએ બતાવી નહીં તેણી જરાબી ખુશી થયલી જણાઇ નહીં, કે જરાબી ફેરફાર તે સુદર ચેહરા ઉપર થયો નહી પોતે વાચતા હતા તે ચોપડી ઉપરજ આખો ઠરવેલી રાખી તેણીએ "વારૂ," કરીને આયાને જવાબ આપ્યો, એટલે તુરતજ તેણી ત્યાથી ચાલી ગઇ

વીસ મીનીટ પસાર થઇ ગઇ મીસીસ દાદીશેઠે પોતાની ચોપડી ઉપરજ આખો ચીટકેલી રાખી અને આના બીચારી

પોતાના લખવાના કામ સાથે ફાંફા મારતી રહી જ પછી બારણું જોરથી ઉઘાડયું અને તે ઘરનો માલેક હીરજીભાઇ દાદીશેઠ પોતે અંદર ચાલી આવ્યો તે ઉંચા ભરેલા કદનો, પણ રફ દેખાવનો, તવોજ રફ ચહરાનો, કરડી ઘુરકતી ભુરી આંખોનો અને મોટા થથરતી નખનારા ચોત્રાટ કાના સાદનો તદન રફીઅન જેવો દેખાતો લગભગ ચાલીસેકની ભરતીમાં આવેલો જવાન હતો તે ઘણો જોરેમંદ દેખાતો હતો તેના હાથો મોટા જાડા અને રાકોડી હતા હોઠો પણ તેવાજ જાડા અને ગુસ્સાથી વળી ગએલા જોવાતા હતા જ્યારે તેની ઝીણી ભુરી આંખોમાં હમેશ એક જાતનો લુચ્ચાઇનો ભાવ દેખાતો હતો એવો તે મબલખ દોલત ધરાવનાર હીલ્ડા દાદીશેઠ જેવી મીઠી મધુરીનો ભરથાર, અને "દાદીશેઠ હાઉસ"નો માલેક હતો

તે પોતાના જાહેલ, ખરાબ સ્વભાવ માટે એકદમ જાણીતો હતો છાકટો, લુચ્ચો, અને મીજાજી, તે આ ગરીબ, સુંદર બીલ્લાનો ભરથાર હતા તે વળી સાથે જીદ્દી અને ચીરડાઉ, તેમજ બૈરીને એક ગુલામ ગણનાર રશીઅન જેવો હતો તેને અંદર દાખલ થતા જોઇ તેની થડી મગરૂર ધણીઆણીએ બેદરકાર રૂપે તેની તરફ જોયું

"ઘણું સારૂં ! શું ખેર ચલાવોછ તમે વાહ !!" અંદર પેસતાજ મોટા ઘોઘારી સાદે હીરજીભાઇ દાદીશેઠ બોલી કહ્યું "ઘરનો માલેક હું અને માહારી ઉપરજ ધ્યાન નહી અપાય ! આ તાને જાઉં છ તો નાસ્તા કે ચાહ સફા થઇ ગયેલું !! ખાણાની હજી નામ નીસાન નહી, અને ખરી જોઉં તો વરની

દરકાર કરવાને બદલે અરકાઇને અહીં નોવેલ વાચ્યા કરેછ ! હું ધારૂછ કે હું નહીંજ આવ્યો હોતે"

"તેજ બેહતર થતે" ઠંડા બરફ જેવા ધીમા મીઠા હલકે હીંડના દાદીશેઠે તેને જવાબ દીધોં "જેવા અડવાડીયાથી તરમા કેટલી શાતી ઉતી ! પણ તે હવે જવનેજ જોવાશે"

અને એ સાભળી તે માણસે જ ધરાડ પાડી અને મોહામાથી ખરાબ ગલીચ બોલો ઉચ્ચારવા માડયા, તે સમજતા આલા ગ્રાટ અજાયબીથી ઉછળી ઉભી થઇ તેણીને જોતાજ આ મકાનનો ધણી પસદ આવ્યો નહોતો અને વળી પેલા વીચીત્ર પ્રાણી—(જેને દુન્યા "માટીડા'ના નામથી ઓળખે છે, અને જે દરેક વાતમા સ્ત્રી જાત કરતા પોતાને ચઢીયાતો માની લીયે છે તે—તેજ કહેવાતા "માટીડા")-નો એક બીજો નમુનો હતો !!!

"જવાની ગભરાવો ના મીસ ગ્રાટ જયા છેઓ ત્યાજ બેસી રેહો" મીસીસ દાદીશેઠ તેણીને ગભરાતી જોઇ ઠડે કલેજે કહયુ "આવો હુ તમોને ઓળખાણ કરાઉ ! એવણ મારા નવા કપેનીઅન મીસ ગ્રાટ આય એવણ માહારા ધણી હીરજીભાઇ દાદીશેઠ" તેણીએ ઠડી બેપરવાઇથી અને તુચ્છકારથી તેના ભરથારની ઓળખાણ કરાવી



## પ્રકરણ ૨૩ મુ.



## બ્યુટી એન્ડ ધી બીસ્ટ !!

થોડાંજ અઠવાડયાઓ ત્યાં પસાર કરવા પછી ચચળ આશાં તુરત હીરલા દાદીશેઠનો ભેદ ચેતી ગઇ તેણી કાએ એની કુંજરી અને ચીરડાઉ બની ગઇ હતી, તેણીં કાઇએ કથામા ઉલટ લેતી જણાતી નહોતી તે હવે સમજી જવુ મેહલ હતુ

જો હીરજીભાઇ દાદીશેઠને ફકત ચીરડાઉ કહીએ તો બરાબર વર્ણન કરેલુ કહેવાય નહી લોકો તેને ધાતકી કહેતા હતા અને હતુ પણ તેમજ જ્યારે તે નાહાનો હતો ત્યારથીજ ખરાબ મીજાજનો અને તોછડો તેમજ ધાતકી ઉછર્યો હતો તે લોકોની લાગણી દુખવવામા મજાહ લેતો, ટંટો કજ્યો, ફગ્વો અને પછી પોતાથી ગમે એવુ નબળુ હોય તેનેબી મારવુ અને ઠેકાણે લાવવુ એ તેનો ધારોજ હતો તે પોતાના કુતરાઓને, ઘોડાઓને ખુબ મારતો, અને લોકો તો એમબી કહેતા કે પોતાની બઇરી ઉપરબી તે હાથ ઉપાડવા કદી ચુકતો નહીં જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેનો સ્વભાવ બગડતોજ ચાલ્યો

સોસાયટીમાં લોકો તેને કદી ખુશીથી આવકાર આપતા નહીં—પણ તેના પઇસાનો ખ્યાલ કરી તેને વેઠી લેતા ખરા પઇસા શુ ચીજ છે ? તેના નોકરો અને તેની જાગીરો ઉપરના માણસો તને ધીકકારતા અને તેનાથી ડરતા હતા

અને તેના ગુસ્સાનુ મુળ બીચારી તેની ધણીઆણીજ હતી એક વખત એવો હતો જ્યારે તેણી પોતાના ધણી આગળ નેતરના ઝાડની માફક ધરૂજતી ઉભી રહેતી તેની ગાળો અને ખરાબ શબ્દો તેણીના ચેહરા ઉપરનો રંગ ઉડારી દઇ તેણીને ફીકકી મોહત જેવી કરી નાખતા તેનો મોટો ઘોઘાટયો સાદ સાભળી તે બાપડીનુ જીવતર ધાસ્તીથી થરથર થઇ જતુ હતુ મગર હવે તે વખત ગયો હતો—તે દાહાડાઓ પુરા થયા હતા, તેણીગી હવે ધડાઇને પુરતી હીંમતવાન થઇ હતી જરા પણ પોતાના ધણીથી તે હવે ડરી જતી નહીં મુગા ધીકકારથી તેની સામે થતા તે હવે શીખી ગઇ હતી અને એ જોઇ તે બમણો ગુસ્સે થતો, અને તેણી ઉપરનો પોતાનો કાબુ ખોઇ દેવા માટે તેણીને ધીકકારવા લાગ્યો

તેના કડવા સખુનો ને તેણી મુગા ધીકકારથી ચલાની લેતી યા કોઇવાર એવો થપકો મુકતી કે પેલો તો ગુસ્સાથી ઘેલોજ થઇ જતો માણસોના સામે તેણીને સુધારવા ખાતર તે જે બોલતો તેની તે નોટીસજ લેતી નહી તેણી કોઇ દીવસ પોતાની કાઇ ઇચ્છા જાહેર કરતી નહીં ! કે કશામા મરજી બતાવતી નહી ! કેમકે તેનુ પરીણામ તે બીચારી પહેલેથીજ જાણી લેતી અને ખુદરતી રીતે આમ થવાથી બનવુજ જોઇએ તેમ તેણીના પોતાના સ્વભાવ ઉપર પણ પુશકળ અસર થવા પામી તે એકવારની રંગીલી હસ્તી પુતળી ચીર-ડાઉ, ઠંડી, મગરૂર અને એકાંત સાધીને બેસનારી બની ગઇ

એ બધુ થોડાજ દહાડામા માજાએ તપાસતા આના જોઇ શકી હતી ફકત અજાયબી તેને એટલીજ લાગતી હતી

કે આવી જવાન ખુબસુરત છોકરી આવા એક ઘાતકી હેવાન જેવા માણસ સાથે શા માટે પરણી હશે? પણ તે વાતનોબી એકવાર છેડો આવી ગયો તેબી તેણી આખરે જાણી શકી એક દીવસ આલા બેસીને મીસીસ દાદીશેઠ સાથે તેણીના રૂમમા વાત કરતી હતી તેટલા તેના રીત મુજબ બારણુ અફાળીને હીરજીભાઇ દાદી શેઠ અંદર આવ્યા

"આય હુ શુ સાભળુછ હીલ્લા" તેવણે બુમ પાડી "મને ખબર પડી કે મારી ગેરહાજરીમા પેલો તારો સગો નવાબ છરાનો તુને અહી મળવા અને તારી સાથે આખી સાજ ગુજારવા આવ્યો હતો? તે કેમ મને કહયુ નહી? એ મારા ઘરમા શુ ઢોંગ માંડયાછ? બહુ સારૂ હુ તો જાણુ કે નવાબ સાહેબ હૈદરાબાદ સધાવ્યાબી હશે ત્યારે એનણુ સાહેબ તો તેને મદને અહીં આવી મારી બઇરી સાથે મજાહ કરતા દેખુ તે કેમ મારાથી એ બધુ છુપાવ્યુ હીરના?" અને તેણે આખુ ઘર સાભળે અને ધ્રુજી ઉઠે, તેવી એક બરાડ પાડી અને પાસેના ટેબલ ઉપર જોરથી મુકો અફાળો જે જોતા ગરીબ આલુ સખત ફાળ ખાઇ ધ્રુજતી ઉભી થઇ ગઇ હીલ્લાએ તે જોયુ, અને પાછી ત્યાજ બેસી જતા તેણીને હસાવત કરી

"તમારે જો અહી રહેનુજ હોય મીસ ગ્રાટ" તેણીએ ઠંડે સાદે કહયુ "તો મારી સલામણ છે કે રોજના આવા દેરતા જોવાની આદત, જેમ બને તેમ જલદી પાડો"

તેના ભરથારે કાઇ જવાબ વાળ્યો નહી પણ બારણુ અફાળી ત્યાથી ચાલી ગયો, અને હીલ્લા દાદીશેઠ તેના બચાવમા આલા આગળ કશુ બોલી નહી

ત્રણ મહીના એ રીતે પસાર થઇ ગયા હતા પાછો એકપણ વાર તે અરસામા નવાબ અહમદ્યાર ઇંગ્લંડમાં દેખાવ દીધો હતો નહીં અને આલા નો હવે ત્યા નવી જુ ગીથી થઇ ગઇ હતી તેણીની નવી શેઠાણી માટે તે બહુ જીવ બાળતી અને તેણીને ખુશ રાખવા અને ઉપયોગી થઇ પડવા પોતાથી બનતુ કરતી તેણીનામા તેણીએ ઘણા ઉમદા ગુણો જોયા જે બધા જાણે તે સાચવી રાખતી હોય તેમ ઉપરથી તો કરડી અને બીજાસીજ જણાતી રહેતી ગરીબ બીચારી તેનો શુ વાંક ? આટલી ખુબસુરતી અને પઇસા છતા જીદગીની એકજ જરૂરી ચીજથી તે બાકાત હતી, તો પછી બીજુ વધુ શુ કામનુ ?

એક દીવસ એક ઝળકતો તડકાવાળી ખુશનુમા સહવારે મીસીસ દાદીશેઠે આલાને પોતાની પાસે તેડી મગાવી તેણી તે વખતે ચીત્ર કામ કરવાના ઓરડામા એકલીજ હતી અને બારીએ ઉભી રહી તે તરફના બાગનો સુદર રગીયામણો દેખાવ વીચારવત રૂપે જોયા કરતી હતી

"મીસ આટ," તેણીએ આજે પહેલીજ વાર નગાર ઉલટમદ કહ્યુ "આજની સહવાર ઘણીજ રળીઆમણી છે તેથી તમોને મારી સાથે મોટર ડ્રાઇવે આવવા ગમશે ? શેહરમા નહીં, પણ દુર એકાતમા અંધેરી કે મનાડ તરફ આપણે જઇએ ?"

પણ આલાને જવાબ આપવાનો ભાગ્યેજ વખત મળ્યો તેજ ઘડીએ બારણુ ખોલી હીરજીભાઇ દાદીશેઠ પોતે અદર ચાલી આવ્યા

"મને તાહારૂ કામ છે, હીલ્ડા" તેવણે ગુસ્સાથી કહ્યુ "આ તારી નાફરમાનીનો બીજો દાખલો જો મને જણાવશે, કે તે મચી રારાફની બહેરીનુ તેડૂ નાકબુલ કર્યુંછ કે નહી ?"

તેણી બીલકુલ ગભરાયા વગર ધીમેથી આલા તરફ ફરી

"મીસ ગ્રાટ તમે માહારા કાગળોના જવાબો આપોછ તો તમે યાદ કરી શકશો, કે કોઇ ગીસીસ મેરી મચી શરોફને આપણે શુ જવાબ લખ્યો હતો નારૂ ?"

"મને તે બરાબર યાદ છેજી" આલાએ તુરત તાબેદારીથી કહયુ "તેનણના જમવાના તેડાના જવાબમા ના લખ્યુ હતુ" અને તેણીએ જવાબ કરતાં હીરજીભાઇ દાદી શેઠના ગભીર ચેહરા તરફ જોયુ—જ્યારે તેણી બહેરી તો તેની હાજરી ભુલીજ ગઇ હોય તેમ પાછી બારી આગળ બાહેર ડોકાવતી ઉભી

"અને શા માટે ના લખવુ પડયુ !" તેણે ચાન્ડાઇને વસારાબધ મીસીસ દાદીશેઠ આગળ ધસી જતા કહયુ "મને એકદમ જવાબ જોઇએછ, કે એ બાનુ સાથ માહરા કહયા પ્રમાણે તુ શા સારૂ ભેળાતી નથી ?"

આના તેના ગભડાટભર્યા સાદ અને ગુસ્સાભરી રીત ભાતથી હાડહાડ ધ્રુજી પણ મીસીસ દાદીશેઠના ચહરા ઉપર ના જ એ ફેરફાર થયો નહી ફકત તેણી વધારે તુચ્છકારથી નના દર્પણ ધણી તરફ જોઇ રહી

"જવાબ આપ મને એકદમ જવાબ આપ મચી

ઓફ મારો ખાસ ફ્રેંડ થાયછ તે તું જાણેછ; તો તેનીજ બહેરી સાથે તે શા સારૂ જમવા ના પાડી તે એકદમ મને કહે" તેવણે પાછો ગગડાટ કર્યો

"કારણ કે એવા માણસો સાથે હું ભેળાવા માગતીજ નથી" તેણીએ હીંમતની તુરત સાચો જવાબ કર્યો

"શા માટે નહી ? કાંય નહી ?" તેવણે થથડારીને પુછયું

"કારણ મચી ઓફ એક જુગારી, છાકટો, લુચ્ચો, અને મારા દરજ્જાથી ઉતરતો છે તેથી હું એની સાથે ભેળાવા ના પાડું છ" હીલ્લા દાદીશેઠે મોટા તુચ્છકારથી સમજાવ્યું "અને તેની બહેરી મેરી, એક છકેલ, બીનકુલ હલકા વીચારની, ચીબાવની, લોકોને આજી નાખવાના ફોકટના પછાડા મારનારી, બીલકુલ રદબાતલ છોકરી છે તેથી એની સાથે ભેળાવા હું ના પાડું છ હવે શું કેહોછ તમે, હીરજી ? વળી એટલુંજ નહી પણ હું જણાવી દેઉં છ તમોને કે હવેથી એ અહીં આવે નહી, અને હું ત્યાં જાઉં નહી તેવો મે પકો ઠરાવ કર્યો છે"

આવા તમામ થથરીજ ગઇ તેણીને કમકમાટની ધ્રુજરી લાગી અને હજી શું થાય છે તે તેણી સમજી શકે તે પહેલા તો તેણીએ જોયું કે હીરજીભાઇ દાદીશેઠે પોતાની બહેરીને શીક્ષા કરવા ખાતર પોતાના હાથમા પકડેલો હંટર ઉંહાચ્યો અને જોરથી તેણીના મોહડા ઉપર ફટકો લગાવી દીધો !!

પણ તે છોકરીનું તો પાપણુંઓ હાલ્યું નહી ના તો તેણીએ હાથ લાંબો કરી તે ફટકો પોતાના ચેહરા ઉપર પડતો

અટકાવ્યો કે ના તો તેણીએ ચીસ પાડી મુગે મોઢે તે કર પીણ ખવીસ જેવા ધણીનો માર ખમતી, લોહી ઝઝરતો મોટો ચીરો મોઢા ઉપર લઇ તેણી માર્બલના એક કોરી કાઢેલા પુતળા જેવી શાન્ત અને ચુપ ઉભી રહી

"ફરીથી મારા દોસ્તો સાથે કેમ વર્તવુ તે તુને બરાબર શીખાડીશ" તેવણે બુમ પાડી કહ્યુ અને પછી ત્યાથી સરજોગ ચાલી ગયો જ્યારે બીજીજ પળે તે ઘાતકીના ત્યાથી ચાલી જવા પછી દુખના એક ધીમા પોકાર સાથે આલા તે કમનસીબ જવાન પરણેતર ભણી દોડી ગઇ

"ઓ મીસીસ દાદીશેઠ" તેણીએ ઉતાવળે કહ્યુ "હુ તમારે માટે શુ કરૂ તે મને કહો થોડુ ઠડુ પાણી લાવી તમારૂ મોઢુ ધોઇ નાખુ ? ઓ હુ કેટલી દીલગીર છેઉ હુ ખરેખર કેટલી દીલગીર છેઉ તમારે માટે ?"

તેણીની પોતાની આખોમાથી એ બોલતા આસુઓ વહેતા હતા પણ જવાન મીસીસ દાદીશેઠ તો તદ્દન શાત હતી તેણીએ સમજતા દીલ તુટી જાય તેવા એક કડવામભર્યા હસ્વા સાથે પોતાની હેતવતી કપેન્યન તરફ જોયુ તે ફટકાનુ દુખ ખમતા જો કે તેણીનો ચેહરો તમામ ફીકો મારી ગયો હતો, છતા તેનો એક સસારોબી તેણી માલમ પડતા દેતી હતી નહીં

"મારે માટે એકગી આસુ પાડો ના, મીસ ગ્રાટ" તેણીએ કહ્યુ "મે પોતે મારે માટે રડવાનુ અને હાય બોસારા કરવાનુ ઘણા વખતથી છોડી દીધુ છ કેમકે હુ જોઉં, કે તે ફોકટ છે હુ નહી ધારતી કે જેથી બીજી છોકરીઓ

-હેલાંથી રડી શકેછ તેમ, હુ મારો જીવ બચાવા ખાતરબી હવે રડી શકુ "

એટલી વારમા તો દયાળુ દીલની આલા તેણી આગળ ગુડણે પડી ચુકી હતી, અને પોતાના નાના સુવાળા હાથો વડે ને મોટા લાંબો કાપો ધીમેથી ધોઇ કાઢતી હતી

"ઓ ખુદાય, એ તમોને કેટલુ દુખતુ હશે મીસીસ ફાર્દીશેઠ" તેણીએ દયાથી દાઝો જતાં કહયુ "જુઓ લાલ ઉપરથી હવે એ કાથો કાળો પડતો જાયછ"

તે બીજી છોકરી તો પાછી ઘણા કડનાસનુ ધીમુ હસી

"મારા ભરથારનો હાથ ઘણો મજબુત છે મીસ આટ" નનાએ કહયુ "મારી ખાતરી છે કે તે એક ફટકામા મારો હાથ તોડી નાખી શકે, કે એકજ ઝટકામા મારી મુડી મરડી નાખી શકે, એટલા એવણુ જોરેમદ છે પણ ચાલોની આપણે હવે જઇએ કે ફરવા, મીસ આટ ?"

"ઓ હુ ઇચ્છુછ કે તમારે બદલે હુ ખમી શકુ બાઇજી" આલાએ પાછુ અને પાછુ દયાથી કહયુ "હુ અજબ થાઉછ કે તમો કેમ આટલી શાત રૂપે આમ ખમી શકતા હશો ?"

"બસ હવે ચુપ કરી જાઓ મીસ આટ" તે શેઠાણીએ ઘણીજ નરમાશથી કહયુ "આવી જાતની જીદગીએ જીવવાની મે તએહ પાડી છે મીસ આટ, જીનતી કરતા હુ મુએલી વધારે છેઉ તેથી મને કશુ લાગતુ જ નથી હેત કે સુખની હુ કદી આશા કરતી નથી હુ જેમ છેઉ તેમ સતોશી

છેઉ, માટે તમો માહરે માટે એમ દનગીર થાઓ ના અને માહારીજ માફક શાંત હપે બધુ જોતા અને ખામોશી કરતા શીખો ચાલો હવે લેટ થાયછ આપણે જઈએ !"

"પણ–પણ, તમારા ચેહરા ઉપરનો કાપ ખુલ્લો દેખાયછ મીસીસ દાદીશેઠ તમે એ મોઢા પર લઇ બાહેર કેમ જઇ શકશો ?" આલાએ કહેવાની હીમત કરી "બધા એ જોશે તો !"

"તેની મને જરાબી પરવાહ નથી મીસ ગ્રાંટ સારી દુન્યા તે જોય યા તેનુ કારણબી પારખે તેનો મને એક રતી ભારબી પરવાહ નથી માહરા નોકરોની સામે વટીક મને ત્રણીકવાર અપમાન કરવામા આવ્યુ છે અને તેથી એવી જીંદગીએ જીવવાની મને આદતજ પડી ગઇ છે તેની તેથી તમારે ફીકર કરવાની નથી હુ તો તદન જીનપર આવેલી બેદરકાર બેપરવાહ અને નફકરી છોકરી છેઉ હવે ચાલશો મીસ ગ્રાંટ ?"



## પ્રકરણ ૨૪ સુ

— ૦ —

## એવા હર્ઇયાંકુટા હીચકારા હેવાનોને તો બસ ડોગ–વ્હીપ કરવા જોઇયે !

દસ મીનોટ પછી તેણી નઇયાર થઇ પોતાની નાહાની દુ સીટરકારમા આલા સાથે ચઢી બેઠી પેલો ચાબુકનો ફટકો હજીએ તે સુંદર સુવાળી સફેદ અને ગુલાબી ચામડી ઉપર કાળો થઇ જઇ દેખાતો હતો

"આપણે ઠેઠ શહેરની બાહેર, આઉટ ઓફ બોમબે જઇએછ" મીસીસ દાદી શેઠે કહયુ "ત્યા કોઇબી ઓળખીતુ મળે તો હુ અજબ થાઉ નહી એવુ રળીયામણુ તે તરફ લાગેછ કે ઘણા શોખીનો રજાના દીવસનો લાભ લઇ એમજ લાંબી ડરાઇવે નીકળી પડેછ"

તે એક ઘણોજ સરસ રળીઆમણો દીવસ હતો અને મુબઇથી ઠેઠ દુર નીકળી જતા અનેક ઘણા સુદર અને આખોને ટાઢક આપે તેવા દેખાવો નજરે પડતા હતા જેમ જેમ તેઓ દુર જવા લાગ્યાં તેમ તેમ આસપાસની કુદરતી ખુબસુરતી જોતી અને વખાણતી આનાં ગ્રાટ ગચ્ચા સહી ખુશાલી મેળવતી રહી મીસીસ હીરજીભાઇ દાદીશેઠ તો જેવી અને તેવીજ શાત હતો તેણીની માજરી આખો એકજ તરફ તે મોટર સ્ટીઅર કરતી હતી ત્યાજ ચીટકી બેઠી હતી

જ્યારે નાહાની આનુ છેકજ તારીફ કરતો અને બીજી તરફ તેણીનુ ધ્યાન ખેચતી, ત્યારે બહુ થતુ તો તે ઠડી સુરત આંખો એક પળ તેની તરફ ફરતી અને તે મીઠા મગરૂર હોઠો હસતા જણાતા મગર તેથી વધારે કાઇજ નહી

"હુ કુદરતી ખુબસુરતી જોવા માટે આટલી બેદરકાર અને સુસ્ત છેઉ તેથી તમો અજબ થના લાગોછ મીસ ગ્રાટ" આખરે હીલ્લા દાદીશેઠે ફીકકુ હસીને કહયુ "દરીઓ અને ઝાડપાન મને ખાસ કરી જરાબી મોજ આપી શકતા નથી હુ જ્યારે ત્યારે આ તરફ ફરવા આઉછ, તે એટલાજ માટે કે અહીંનો ઠડો પવન અને જરાબી ગડબડ વગરની શાની મને પસદ છે તે માહારા દીલને રાહત આપેછ"

બસ વળી પાછુ એટલુ બોલી તેણી ચુપ થઇ ગઇ અને નાહાની આલુએ ત્યારે વીચાર કર્યો કે શુ તેણીને પાછી આનદી ખુશાલ સુખી અને હસી રમતી કરવાનો એકે ઉપાય બાકી હશે નહી ?

તેઓ અતે, એક એકાત ઝાડોથી ભરેલી ગીચ જગ્યા આગળ, જયા સઘળુ શાંત અને 'શેડી" હતુ ત્યાં આવી લાગ્યાં પાસેજ દરીઓ પુર જોશમા વહી રહયો હતો, અને આલાને લાગ્યુ કે તેઓ મુબઇની છેક આટલી નજીકમાંજ નહી, પણ ઇટલીના એકાદ રસ્તા ઉપર હોય એટલુ સુદર ત્યા લાગતુ હતુ

"હવે આપણે અહી થોભીશુ મીસ ગ્રાટ' મીસીસ દાદીશેઠે મોટર એકદમ થબ કરી નાખતા કહયુ "આ ઝાડો જોયા કે કેટલાં પુરાણા અને મોટા છે આપણે અહીંજ થોડી વાર ફરીશુ અને પછી ઘર જઇશુ તેટલીવાર ગ્રાહામ મોટર તપાસશે" અને તેઓ શોફરને ત્યાજ થોભવા કહી બને જણા પાસેની નાહાની ટેકડી ચઢી અદર ઠડક પાથરનારા મોટા દરખતો અને ખજુરાના ઝાડોના છાયામા ફરવા લાગ્યા

આલાએ જોયુ કે એ દરમ્યાન વારે ઘડીએ ઘણી અધી રાઇથી તેની જવાન શેઠાણી પોતાનુ ઘડીયાળ જોયા કરતી હતી અને જાણે કટાળીજ ગઇ હોય તેમ ઘર પાછુ ફરવાનુ મન કરતી હતી તેટલા સામેથી પેલાજ તેના કઝીન (ફુઇનો દીકરો) નવાબ બોમ ઇરાનીને આલાએ આવતો દીઠો અને તેને જોતા એક અજબ જાતનો ઝળકાટ સુદર મીસીસ દાદી શેઠના ચેહરા ઉપર ફેલાઇ રહયો તે મીઠા હોઠો મલકાઇને

હસ્યા અને તે મનોહર ચેહરો લાલચોળ થઇ ગયો જ્યારે તે મધુર ચસ્મોનુ તેજ વધારે ઉંડુ થયુ

"ઓ આ શુ સામેથી નવાબ ઇરાનીજ આવેછ ! જોયા કે મીસ ગ્રાટ ? હુ જાણુ છ કે એનણુ આ તરફ અવારનવાર આવે છે તેથી આજેમી એનણુને અહીજ મળી જવાની હુ બીલકુલ વકકી રાખતીજ હતી એનણુ કેટલા ચીઅરફુલ દેખાયછ નહી ?"

તે જવાન તેઓ પાસેજ સીધો ચાલી આવ્યો તેણે માયાથી આલાને શેકહેન્ડમા પોતાનો હાથ આપ્યો અને પછી એક પળ તેની ચળકતી બ્લુ આખો પોતાની પીત્રણુની આનન્દથી ચમકી રહેની આખો સાથે મળી

"આ કેટલો સરસ દેખાવ છે" તેણે કહયુ "હીલ્લા તે કદીબી આવી રળીઆમણી જગ્યા જોઇ હતી ? ચાલ આપણે પેલી તરફ ફરીયાના મોજા બરાબર દેખાયછ તે તરફ બેસી વાત કરીએ તમેબી આવોની મીસ ગ્રાટ ?"

તેઓ ત્યા ગયા અને બેઠા હીલ્લાં દાદીશેઠ એક ઉચા ઝાડનાં થડ ઉપર ચઢી જઇ બેઠી જે જોઇ નવાબ ઇરાની ખુશ સ્વભાવે હસ્યો

"તુ જાણે આ જગ્યાની રાણી હોયની તેવીજ દેખાયછ હીલ્લા" તેણે કહયુ "બાપરે આય ઝાડનુ થડ જોયુ કે, કેટલુ મોહટુ છે તે જાણે ખાસ તાહારે ખાતરજ એમ એક તખ્ત તરીકે બન્યુ હોય તેવુજ લાગેછ હીલ્લુ" અને તે પાછો રમુજથી હસ્યો

"તુને તો બધામાજ મજાહ પડેછ બોમી" મીસીસ દાદીશેઠે હેતથી હસીને કહયુ અને તે આનદમા ચમકી રહેલી આખો અને હસ્તો ચેહરો જોતાં આલા બે પળ અજબ થઇ ગઇ શુ આજ હસ્તી રમતી તેની ગભીર એકમાર્ગી ચીરડાઉ, થડી શેઠાણી હતી ?

"તુને તો બધામાજ મજાહ પડેછ બોમી" તેણીએ કહયુ "એમ નજીવી ચીજોમાબી મોજ લેવી એ તાહરી આદત હુ કેવી એનવી કરૂછ બોમ" અને એમ બોલતા અણુજાણુપણે તેણીએ પોતાનો ચેહરો તેની તરફ ફેરવ્યો જે ઉપરનો પેલો તેના ભરથારે સહવારે ચાબુકથી કરેલો ચીરો સ્પષ્ટ દેખાતો હતો નવાબ ઇરાનીએ તે જોયો અને તેણે તુરત બુમ પાડી

"હીલ્લા" તેણે ચમકીને કહયુ "તાહારા ચેહરા ઉપર આ મોટો ડાઘ શાનો છે ? એ તુને શુ થયુછ ?"

તેણી એ વાત તો ભુલીજ ગઇ હતી મોહામણા બોમને મળવાની ઉલટમા તેણી બધુજ ભુલી ગઇ હતી મગર તે નાપસદ ગઇ ગુજરીની તેને હવે પાછી એકદમ યાદ થઇ

"મને-સવારે જરા વાગ્યુ હતુ બોમ." તેણીએ અચકાઇને કહયુ પણ તેણે તે માન્યુ નહી. તે હેતથી વીહલા પડતા પીતરાઇએ વધારે બારીકીથી તેણીનો ચેહરો તપાસ્યો અને પછી કન્ડા સાદે બોલ્યો "તુ કહેછ તે હુ માનતોજ નથી હીલ્ના આ કાઇ વાગેલાનો ડામ છેજ નહી એકાદ ચાબુકનો ફટકો પડયો હોય તેવોજ આ ખુલ્લો કાપો છે માહરી ખાત્રી છે. મને ખરુ કેહ હીલ્ના"

બધી તેના ચેહરા ઉપરની ખુશાલી એક તડાકે સમી ગઇ હતી અને સવાલો પછી સવાલો તે પુછતો હતો ત્યારે તેનો ચેહરો ગભીર અને કરડો નજરે આવતો હતો

"મને કહે હીલ્લા કે એ શાનો ચીરો પડયોછ બોલ મને ખરૂજ કહે. આઇ ઇનસીસ્ટ અપોન નોઇગ"

"બસરે બોમ એ શુ ચેરા" તેણીએ ખોટુ ખોટુ હસીને કહયુ "આવ તાહરા એકના એક સવાલથી મીસ આ્રાટબી કયારના હસ્તા હોશે" એ સાભળતા તે તુરતજ આલા તરફ ફર્યો

"મીસ આ્રાટ," તેણે નરમાશથી પણ ઉતાવળે કહયુ 'તમો માહરી ઉપર દયા કરી કહી શકશો કે એ બધી ગડબડ શુ છે, માહારી કઝીનના ચેહરા ઉપર એ મોટો કાપ શાનો છે?'

"મને માફ કરો નનાબ બહમનયાર" આલાએ હીલ્લા તરફ જોઇ ધીમેથી કહયુ "મીસીસ દાદીશેઠના હુકમ વગર તેવણુની વાતની વચ્ચે હુ પડી શકતી નથીજી"

તેણે હવે નાચારીથી પાછુ હીલ્લા ભણી જોયુ "તુ મને કેહતી નથી હીલ્લા," તેણે કહયુ "પણ હુ કાઇ બચ્ચુ નથી કે નહી સમજી શકુ તાહારા ધણીએ આજે પાછો તાહારી ઉપર હાથ ઉપાડયોછ તે તુ ના કહી શકશે?"

તેણીએ કશો જવાબ કર્યો, નહી હા—કે ના—વટીક તે બોલી શકી નહી

"આહ–એ લુચ્ચો બદમાશ, જો હાલ મારી સામે હતે તો હુ બરાબર સ્વાદ ચખાડતે" નવાબ ઇરાનીએ એકદમ તપી જઇ કહયુ, "પોતાથી નબળા ઉપર અને એક લેડી ઉપર હાથ ઉપાડવો હીચકારાનુ કામ છે અને તેબી વળી પોતાનીજ બઇરી ઉપર હાથ ચાલાકી કરવી એ તેથીઆ શરમભર્યુ છે"

ત્યાં થોડી પળની શાંતી પથરાઇ આખરે બહમનયાર ઇરાનીનાજ ધાડા પણ મીઠા મર્દાનગીભર્યા સાદે તોડી

"હીલ્લા જો ફક્ત તુ મને એનો બદલો લેવા દેતી હોય. એ હીચકારા સાથે મને ખુલ્લે ખુલી લડાઇ કરવા દેતી હોય, તો હુ એને બરાબર શીખવુ કે એક લેડી સાથે કેમ વરતવુ"

"બસ એમ કેટલુ બોલશે?" આખરે ધીમે સાદે મીસીસ દાદીશેઠે તેને અટકાવ્યો "એનો બદલો લેવા અને એની ફરજ શીખવાનુ કહેવા માટે તુ દુન્યામા સર્વથી છેલ્લોજ માણુસ હોવો જોઇએ"

"એટલે, તુ શુ એમ કહેવા માગેછ હીલ્ના કે, તે તુને મારે, ગીબાવે ને તે હુ બેસીને જોયા કરૂ? માહારેથી તે કેમ બને? એવા હીચકારા હેવાનને તો બરાબર ડોગ–વ્હીપ કરવો જોઇએ"

"હા એમજ હુ કહેવા માગુછ બોમ તાહારે કે કોઇએ બી વચ્ચે આવવાનુ કાઇ કામજ નથી" તે બાહાદુર છોકરીએ શાંત દીલે કહયુ "બી એ ગુડ બોય બોમી. અને હવે જવા દે એ વાત જ્યા સુધી માહારાથી ખમાશે ત્યા સુધી હુ

ખમશ ને પછી જ્યારે હજ્જ થશે ત્યારે તુને માહરૂ વચન છે બોમ, કે હુ તાહારી મદદ માગની જરૂર આવશ"

અને એના જવાબમા, "માહારી સ્વીટ કઝીન, માહારી ગરીબ હીલ્ડા' એ સીવાય વધારે તે કશુંજ બોલી શકયો નહી

તેઓને ત્યા આવ્યાને નજદીક બે કલાક પસાર થઇ ગયા હતા અને એ ટાઇમ કયા ઉડી ગયો તે તે ત્રણુમાથી કોઇએ જાણ્યો નહી અને ઘણાજ બેદીલે અને નાચારીએ હીલ્ડા જવા માટે ઉઠી ઉભી થઇ

'હવે મારે જવુ' જોઇએ ઘણુ લેટ થઇ ગયુ છ કેમ ચાલશો મીસ ગ્રાંટ" તેણીએ કહયુ અને જ્યારે તે નવાબ ઇરાની સાથે આગળ આગળ ચાલી જ્યારે આલા વીચારવત કદમે ધીમેથી તેઓ પાછળ આવી

તેણી અલબત એ બે જણા શુ વાતો કરતા હતા તે સાભળી શકી નહી પણ નવાબ ઇરાની ધીમે સાદે ઘણા ઉલટ ભર્યા સાદે કાઇ તેણીને કહેતો હતો, જે સાભળતા વળી એકવાર તે સુદર ચેહેરો ચદ્રસમ ખીલી નીકળ્યો હતો, એટ-લુજ તેણી જોઇ શકી

"ચાલ સાહેબજી બોમ" આખરે હી'ના દાદીશેઠે કહ્યુ "તારી કપનીથી અમોને ઘણુ મજાહનુ લાગ્યુ અને અમે ઘણીજ ખુશનુમાં સવાર ગુજારી છે"

"જો તારા ધણીને ફટકાવાનો મને ચાન્સ તુ આપે તો આથીબી દસ ઘણી ખુશનુમા સવાર ગુજારી શકાય'

નવાબ એમ ઇરાનીએ હજી ઘણા તીખાશથી કહયુ અને પછી એક ઉતાવળી સાહેબજી સાથે તે પોતે પોતાની મોટર બાઇક ઉપર સ્વાર થઇ ચાલ્યો ગયો જ્યારે જવાન હીલ્લા દારીશેઠ વીચારવત અને ચુપ પાછી એકદમ ટ ડી અને બેદર-કાર થઇ જતા, આલ્લુ ગ્રાન્ટ સાથે પોતાને મકાને હ કારી ગઇ



## પ્રકરણ ૨૫ મુ.



### મીસીસ દાદીશેઠનુ દાસતાને દીલરૂબા!

"મીસ ગ્રાટ તમારા વીચારો હુ વાચી શકુ છ" બપોરે લગાર મોડેથી તેઓ પાછા મળ્યાં ત્યારે મીસીસ દાદીશેઠે કહયુ "તમે એમ વીચાર કરતા હોશો કે જે રીતે હુ મારા કઝી-નને વારવાર મલુ છ તેમ મારે નહી કરવુ જોઇએ-ખરૂ ની?"

આલા ખુબ ચોકી હા તે ખરી વાત હતી તેણી હાલ હીલ્લા દાદીશેઠ અને જવાન નવાબ બહમનયાર જગ ઇરા-નીનોજ વીચાર કરતી બેઠી હતી અને તેણીને એમ પોતાના વીચારો વચ્ચે, તેજ બુદ્ધીની હીરના દાદીશેઠે પકડી કાઢી તે માટે તે ઘણી અજાયબ થઇ

"હ-હાજી-હુ તેવોજ કાઇ વીચાર કરતી'તી ખરી" તેણીએ રીકડુ હસતા કહયુ

"અને તમે એમ ધારનામા તદન વાજબી છેઓ મીસ ગ્રાટ" મીસીસ દાદાશેઠે સમજાવ્યુ "પણ તમારે કબુલ કરવુ

જોઇએ કે હું ભી જવાન છું તે કોઇ વખત માહરોથી છુ ગભરાઇ આવેછ—અને એ ચાર કલાક એવી નીરદોશ મોજ મજાહમાં ગાળવાનુ મન હુ રોકી શકતી નથી તેમાં ખાસ કરી જયારે હુ કોઇ ઘણુજ હેતવતા માણુસને જોઉછ ત્યારે માહારૂ દીલ હેત વાસ્તે—અરે કોઇનાથી એકજ મીઠા માયાલુ સખુન માટે વળ્ળુ તરસેછ"

દયાના આસુઓ આલાની આખમા તગી આવ્યા ખચીત કોઇનાથી હેત વગરની આવી સુકકી જીદગી તે બીચારીને કેવી કરડવા આવતી હશે તેનો પુરેપુરો ખ્યાલ તેણીને આવી શકયો

પણ ઓ ! એ મીસીસ દાદીશેઠને એકાએક શુ થઇ આવ્યુ હતુ ? ઉઠીને તેણી અચળુચ આલાની અડોઅડ આવી ઉભી ! અત્યાર તુલીક તે શેઠાણીબાઇ આલા સાથ "તમે—અમે"થી વાત કરતી હતી હવે અજબ કાઇ જુસ્સાથી તેણી આલાના ખભાપર હાથ મેલી "તુ—ના"થી વાત કરવા મડી ગઇ !

"તુ માહારે માટે દલગીર થાયછ છોકરી ?" મીસીસ દાદીશેઠે અજાયબીથી પણ અતત નરમ અવાજે પુછ્યુ, "તારો દુખી નીરદોશ બચ્ચા જેવો ચેહરો નીશ્વાસ અને હેતજ ખેચી શકેછ જાણે ખુદરતી રીતે તારી ઉપર ભરોસો રાખવાનુ મન થાયછ અને તેથી હુ તુને આજે માહારી કાહાણી કહેવશ"

આલાએ કાઇ જવાબ દીધો નહી તેણી વીચારવત ઢપે તે શેઠાણીના મોહક ચેહરા તરફ જોતી અને તેને માટે જીવ બાળતી બેસી રહી

"હા હુ તુને માહારી કહાણી કહેવશ આલા અને ત્યારેજ તુ ખરૂ ખોટુ જાણી શકશે સાભળ"—હવે એકદમ તેણીએ આલુ સાથે મળી જતા ઘણી હેતવતી અદાથી તેણીની પાસે બેસી કહયુ

"માહરા પીતા એડનના એક મોટા વેપારી હતા આલા તેઓનો લખોથીજ વેપાર ચાલતો'તો. અને અમે ઘણા સુખ સગવડથી પેસાની રેલછેલમા રહેતા હતા માહરા માયજી એક ઘણાજ લોભી અને પૈસા માટે કાઇપણ કરવા ચુકે નહી તેમાના એક ખુબસુરત બાનુ હતા અને હુ તેમની એકપુરી લાડકી દીકરી હતી જ્યા સુધી મારા પપા જીવ્યા ત્યા સુધી તો બધુ ઠીકાઠીક ચા યુ—પણ ત્યાર પછી મારી કમનસીબીની શરૂઆત થઇ એમ કહે તો ચાલે મને ઘણી નાહાની દસબાર વરસની ઉમરની મુકી મારા પપા બીચારા ઘણીજ જવાન વયે બેહસ્ત પામ્યા જો એવણ જીવ્યા હોતે તો આગળ ચાલતા મારા માય પોતાના લોભ પ્રમાણે પુરતા દોન તમદ અને મોટા લોક ગણાતે કમનસીએ તેમ બન્યુ નહી, અને ઘણી જવાન વયે માહારા પપા એડનમા એક નાહાનો બગલો અને એકાદ લાખ જેટલો પેમો છોડી ચાલી ગયા

"પણુ ને મારા માતાજીને સતોષી રાખવા બસ હતુ નહી તેઓ જયારથી હુ સમજુ થઇ ત્યારથી મારી આગળ બગડના અને પેતાની ગરીબી માટે બળાપો કરી રડતાજ રહયા હતા અને હુ સાવ નગસની થઇ ત્યારે મારી જીદ-ગીમા એક એવો સુભાગ્ય મનાવ બન્યો આલા, જેનુ સુખ હુ બ્યાન કરી શકતી નથી માહારો કઝીન, માહારો ફુઇનો

દીકરો બોમ જેને હુ વરસોથી મળી નહી હતી, અને જે વેપારી ત્રેનીંગ માટે ઘણા વખતનો વીલાયત ગએલો તેને હુ મળવા પામી મે જોયુ કે તે એક છોકરામાથી ઉધરીને હવે મોટો માટીડો થયો હતો અને ઘણોજ હેડસમ લાગતો હતો જેમ એને જોઇ હુ ખુશ થઇ તેજ પ્રમાણે એની મને મલ્યાથી ઘેલો દીવાનો જેવા થઇ ગયો અને અમે જલદીજ મોટાં દોસ્ત થયા

"બીચારાં મારા પુઇ તો એને નાહાનો મુકીનેજ બેહસ્ત પામ્યા હતા, અને એના પીતા હતા તેઓબી છેલ્લા ચાર વરસ થયાં ઝેરી જાતની તાવથી થોડા દીવસની માદગીમા જવાન બોમને એકલો છોડી ચાલી ગયા હતા એટલે બોમ તે વખતે જરાબી પઇસાવાલો કે લાગવગ ધરાવતો હતો નહી હતે, તો આજે આ રીતે હુ દીલગીર જીવે મારી કહાણી તુને કહેતા બેઠીબી હતે નહીં આલા

"પણ બોમ પાસે કેળવણી હતી. તે જાતી હુશ્યારી ધરાવનાર ઘણી ચચણુ એણુનો જવાન હતો અને દુન્યામા પોતાનો રસ્તો ખોળી કાઢી જલદીજ નામ કાઢવાની તેનામા કુનેહ હતી

" થોડાજ વખતમા બોમે મારા હાથની માગણી કરી. અને આલા, હુ તુને કહીબા શકતી નથી કે તે કેટલી ખુશાલી અને હરખથી વધાવી લઇ મે કબુલ કરી દીધી

"ત્યાર પછી તેણે માહારા માયજી પાસે એ વાત કરી, અને એમની બાહાલી માગી જે ઘણાજ કચવાયલા દીલથી નારાજ થઇ અને તેવણે આપી અને હુ માહારા ખુબસુરત પીતરાઇ જોડે અદરાઇ

"૭ મહીના કેવા બેહસ્તના સુખમા ગમડી ગયા તેની અમને ખબર પડી નહી અમે તો સુખી ઉતા—પણ મારા માય વારવાર બળાપો કરતા

"હરવઇ જાયરે તુ ડીલ્લા" તેવણ રડીને મને વારવાર કહેતા "તારા આવા ચહેરાએ અને દેખાવે તો તારે કોઇ મોટે ઘેરેજ જવુ ઉતુ તેને બદલે વીરમા પડી અત્યારથીજ, કોઇ ગામમા મલવાનુ નહી હોય તેમ મોભતા બોમને પસદ કરી લીધો"'

"એ ઉપરથી મે જોયુ, આલા, કે જો લાગ મળે અને હજી મી માગે મારે કોઇ સારી જેગી ઓફર થાય તો મારા લાલચુ માયજી બોમ સાથનુ મારૂ કારજ તોડી નાખી બીજા સાથે પરણવાની ફરજ પાડે તેમા જરામી નવાઇ જેવ હતુ નહીં

"મારો બોમ નીઝામ સરકારની નોકરીમા હોવાથી તેને થોડાક દહાડાની નોટીસમા એકદમ ઉપડી જવુ પડયુ તે હૈદ્રાબાદ કાઇ સારા આબકારી ઓધ્ધા ઉપર હતો—અને હઇદ્રાબાદી ટોપીમા તેમજ લાબા હઇદ્રાબાદી નવાબના લેબા-સમા મારી આખોમા તો કાઇ એટલો શોભઇતો ને સરસ દેખાતો હતો કે જાણે બોલ્યાની વાતજ નહી

"અમે ઘણાજ દુખી દીલે છુટા પડયા બોમને નીઝામના કામ માટે ખાસ ઇજીપ્ટ જવાનુ હતુ અને તેણે જતી વખતે મને વચન આપ્યુ કે ત્રણ વરસ પછી પાછો ફરતા તે મને જરૂર પરણી સુખી કરશે પછી એટલા અરસામા ન

પૈસાવાળો થયો હોય કે નહી તોપી અને એ વચન ઉપર ત્યાર પછીથી હુ જીવવા લાગી

"તેના ગયા પછી થોડે મહીને મારા માય મને મુબઇ લઇને ગયા ત્યા તેવણુના એક ઘણાજ અનલગના ફ્રેન્ડ અને ફેશનેબલ સોસાયટીના એક લખપતી બાનુ મેહેરબાઇ ખાન મોટા દોગદમામથી દરીયા તરફ રહેતા હતા અમે એકાદ બે મહીના માટે ત્યા ગયા

"મહેરબાઇ ખાન અને તેઓના ધણી તેમજ મોટી ઉમરના બચ્ચાઓ ઘણાજ શોખીન અને ફરવાવાળાં હતા તેઓ મને બધેબધ સાથે નસડતા, અને તેમની સોસાયટીમા ભેળાવાની ફરજ પાડતાં રહયા"

"તે વખતે બસ જયાપી જતી ત્યા એકજ માણસની જ ખુબ વાત સાભળતી લોકે લોક અને ખાસ કરી જવાન રૂપાળી કુવારીકાઓ, કાજ કરનાર ડોમીઓ તેમજ મોટી ઉમરની છોકરીઓ ની માતાઓ, એ ચોકકસ નામ ઉપરથી જાણે ઓવરાઇ પોવરાઇ જતા તે કોઇ લખ્ખો રૂપીઆ વરાવનાર મોટી જાગીરો અને ગામેગામ વાડી બગનાનો માલેક મીo હીરજીભાઇ દાદાગેઠ હતો અને લોકો તેને મળવા તેની તરફથી એક હસવુ કે એક સલામ મેળવવા જાણે જીવ કાઢી નાખતા !"

"અને તે જવાનને જોવા હુ એક દીવસ ભાગ્યશાળી (?) થઇ અને મને તો જોતાજ તે ગમ્યો નહી જયારે તેથી ઉલટુ જ મને જોતા તે મારી ઉપર દીવાનો થઇ મારી પરથી થોડો થોડો થઇ જવા લાગ્યો

"થોડાજ દીવસ ગયા હશે તેટલા તેણે મારા હાથની પહેલીવારની માગણી કરી જે મોટા ઉપકાર સાથે મે રીફ્યુઝ કરી વળી થોડા દીવસ વીત્યા નહી તેટલા તે પાછો પોતાની તેજ માગણી સાથે હાજર થયો જે મે પાછી નહી સ્વીકારતાં ખુલ્લે ખુલ્લુ તેને જણાવી દીધુ કે, મને કોઇ બીજાની એટલી દરકાર હતી કે તેને માટે હુ વીચારથી કરી શકતી નહીં હતી

"ત્યાર પછી તે (હીરજીભાઇ દાદીશેઠ) રજીદા થઇ ચાલી ગયો અને મે જોયુ કે મારા માયજી તેથી ઘણા દીલગીર થઇ ગીયા'તાં. તેઓ વળી પાછા પોતાની ગરીબી મારી આગળ રડતા અને પોતાના જીવને હઝારો કહુવા માગતા જયારે મીસીસ ખાન (તેવણુની પોતાની મોટી ઉમરની દીકરીઓ પરણી ગએલી હોવાથી મારે માટે જરાબી અદેખાં થતા નહી) નારાજ જેવા દેખાતા ! અને લક્ષ્મી ચાહલો કરવા આવે ત્યારે મોહુ ધોવા જાય એવા માણુસો માટે ટીકા કરવા લાગ્યા ! અને થોડા દીવસ પછી મારી ખરી કમભાગની શરૂઆત થઇ તે દીવસે મેલ ડે હતો, અને મારો બોમ કે જે મારી ઉપર હમેશા લખવા ચુકતો નહી તેનુ તે મેલમા માહારી ઉપર કાગળ આવ્યુ નહીં બીજી મેલે પણુ તેમજ અને ત્રીજે અઠવાડયે પણુ તેમજ થયુ ઓ બાલા હુ કહી શકતી નથી કે હજારો અદેશા અને ફીકરો વચ્ચે હુ કેમ જીવી શકી હોવશ ! મારા બોમને શુ થયુ હશે ? તે રોજ લખનારો આજે ચાર ચાર અઠવાડયાથી કેમ મને વીસારી બેઠો હતો ?

' અને એક દીવસ હુ ન્યુસ વાચતો બેઠી હતી ત્યારે

ભડકો ફુટી ગયો મોટા પપરડા જેવા અક્ષરે ઇજીપ્તની ખબરમાં મે માહારા ઓમના મોહતના સમાચાર ફાટફાટ થતા દીલે વાચ્યા બસ ખલાસ, ત્યાર પછી જીદગી મને અકારી લાગવા માડી મને સઘળે ઠેકાણે અધકારજ દેખાતો ઓમ વગર જીવવુ મને રદ લાગ્યુ

"ત્યાર પછી થોડેજ દીવસે અમે મુબઇ છોડી ગયા મે અજબ થતા જોયુ, કે મારા માયજી એક ઠેકાણે જપીને રહેતાજ નહી થોડા મહીના સુધી તેઓ મને લઇને માલેગામ, પુના, સતારા, બેગલોર, ઉટી, સઘળે ઠેકાણે ફરતા અને બનતા સુધી જુના દોસ્તો સાથેની મળતા નહીં કે મને એક પાચ મીનીટબો વીહલી મુકતા ન હતા વળી જો હુ ન્યુસ હાથમા લઇ વાચનામા મન રોકતી તો તેઓ ઝટ મારા હાથ માથી ખેચી લેતા કે 'તારૂ માથુ દુખશે બહુ વાચ ના' અફસોસ તે વખતે હુ એમજ સમજી કે મારા માયે આ બધુ હેતથી કરતા હતા

"અને ૬ મહીના એ રીતે પસાર થઇ ગયા વળી એકવાર અમે રગીલી મુબઇ નગરીમા મીસીસ ખાનને ત્યા આવી રહયા જ્યા થોડાજ દીવસ પછી પાછા મે હીરજી દાદીશેઠને જોયા તેવણે મને જોતાજ પાછી એવણુની પેલી માગણી રજુ કરી મારા માય ખુબ કગલ્યા, રડયા અને કાલાવાલા કયા મીસીસ ખાને મને બહુ પટાવી સમજાવી કે અને હવે ઓમને તો મે સદા માટે ખોહયો હતો તે વહાલો જીવ તો બહેસતમા જઇ ચુકયો હતો એમ માનતા મે ધાર્યું કે મારી જીદગીની મને હવે ભલ ફીકર હતી. મારૂ હવે

ગમે એ થાય તેની મને દરકાર હતીજ નહી, તો કાય નહી જો મારા એ લગનથી મારા માયને સ તોશ અને સુખ મળતુ હોય તો તે આપવુ ?

મે અ તે કબુલ કર્યુ અને ૫ દરજ દીવસ પછી પરણી, હુ મીસીસ હીરજી દાદીશેઠ મુ બઇની લખપતી ગણાતી અને હજારો માનપામતી બાનુ ગણાવા લાગી "

## પ્રકરણ ૨૬ મુ.

— o —

### દગો !—અને તેબી સગી મા તરફથી !!

એકાદ મીનીટ મીસીસ દાદીશેઠે પોતાનાં બે નાજુક હાથોમા પોતીકુ મોહડુ ઢાકી દીધુ કાઇ બાતેનના જબર દસ્ત જુસ્સાથી તેણીની છાતી ઉહલાતો હતી દુ ખનુ એક ડચકુ ખાઇ તેણીએ પોતાની ગમખાર કાંહણી પાછો આગળ ચલાવી આલા તો ભખરાઇને એકકી ટગરે તેણીની ગમ ટીકયા કરતી એક પુતલાની માફક બેસીજ રહી હતી !

" દીવસો કેમ પસાર થયા તે મને યાદ નથી—આલા-પણ મારા લગનનો બીજે દીવસનો તે કમભાગ્ય દીવસ મને બરાબર યાદ રહી ગીયોછ અમારા લગન ગુપચુપ મુ બઇમા થયા હતા, અને બીજે દીવસે હુ મારા ધણી સાથે કેશ્મીર તરફ ફરવા માટે ઉપડી જનાર હતી

" હુ મારા ધણીના ઘરમાં મારા આરાસ્તે સુ દર ઓર-ડામા મુસાફરી માટે કપડા પહેરતી હતી, તેવામાં મારા માય

અંદર આવ્યા અને ડેસીંગ ટેબલ ઉપર પડેલી મારી કેટલીક જણસો જોવા લાગ્યા પણ મે જોયુ કે તેનણુ આજે કાંઇક સુરત અને ગભરાયલા જેવા લાગતા હતાં તેવણુને જાણે કાંઇક અગતનુ મને જણાવવુ હોય તેમ લાગતુ હતુ એ શુ હોશે તે માટે હુ સેહેજ અજબ થઇ

' મારા માયજી ફીકડુ ફ્જેત જેવુ હસતાં મારી પાસે આવ્યાં અને માયાથી મહારૂ માથુ પસવાર્યું.

"વારે મારી દીકરી આજે હસ્તી રમતી સાસરે સધાવેછ કે ? ખુબ મજાહ કરીને આવજે ! પણ ગરીબ માયને ભુલતી ના હ મરૂ"

"નહી મમા" મે કહ્યુ "હુ કદી તમોને ભુલશ નહી"

"પણ હુ એમ કેહુ હીલ્લા, કે તુ જાણેછ કેની દીકરી કે લડાઇ અને પ્યારમા તો બધુ માફ હોયછ અને પ્યારને ખાતર મે જે તાગડો રચી તુને એક સુખવાસી ઘર મેળવી આપ્યુછ તે માટે મને ખાતરી આપ કે તુ જરાબી ગુસ્સે થશે નહી હીલ્લા"

"હુ તો કાંઇ એ ગોળગોળ બોલેનુ સમજી નહી, તેથી તુરત એવણુને સધ્યારો આપ્યો.

"કાંઇ નહીં મમા હુ બધુ જાણુ છ" મે કહયું.

"તેવણે એવી તો ઢપે મારી સામે જોયુ કે હુ તદન ગુચવાઇ ગઇ

"એવુ તે શુ હતુ જે તેનણુ કહેવા માગતા હતા ?"

"ભવીષ્યમા પઇસાની રેલછેલ સાથે રહેવા માટે તુ મને આશીશ આપશે લીલા" તેવણે કહયુ "પઇસાથી તુ સુખીજ થશે હવે મારે કહેવુ છે તે એજ દીકરી, કે તુ માનેછ તેમ તારો પ્રુઇનો દીકરો ઓમ ઇરાની કાઇ મરણ પામ્યો નથી તે તો તારા અને મારા જેવોજ જીવતો છે મને કબુલ કરવા દે દીકરી કે તારી ઉપર આવેલા એના કાગળો મે તફડાવેલા અને પછી એના મરણની ખોટી જાહેર ખબરગી મેજ છપાવેલી અલબત એ વાતની બહુ ચકચાર થઇ અને એ વાત ખોટી ઉતી એમ પાછુ ન્યુસમા જાહેર થયુ હતુ—પણ તે "કોનત્રડીકશન" મે તારા જોવામા આવેજ નહીં તેની પુરની સભાળ લીધી'તી અને અતે તેમા ફાવી ને હુ મારી દીકરીને આવુ સરસ સાસરૂ અપાવા ભાગ્યશાળી થઇ તુ ગુસ્સે તો નથીની લીલા? યાદ રાખ બેટા કે મે એ બધુ તારૂ સુખ વાચીનેજ કર્યું, બાકી મને એમા શુ લાભ? મારા હવે કેટલા વરસ બાકી રહયાછ જે તેની વાત?"

"હુ ગુસ્સે થઇ શકીજ નહી, આલા! ફકત દુખથી કચડાઇ જઇ હુ ગાડી થઇ જતી હોઉં તેમજ મને લાગ્યુ અને મે ચીસ પાડીને તેવણને કહયુ, કે ગમે તે થતા હુ હવે એકદમ પાછી ઓમ પાસે ચાલી જનશ!!

"તમે પઇસાપર મને વેચીછ, મમા! પઇસા ખાતર ગમે ત્યા ઉંચકી મને અફાળી મુકીછ મારી તમામ જીદગી તમે કચડી નાખી છે તો યાદ રાખજો કે સુખ શુ છે તે હવે પછી હુ જાણનાર નથી અરે અરે મે આય શુ કીધુ? ઓ હુ મુઇ-હુ મુઇ! ઓમ—ઓમી ને મારે માટે શુ ધાર્યું

હોશે ? પણ મમા હુ એમ પુછુ કે રહી રહીને આજેજ મને કાય તમો એ વાત કહેવા આવ્યા ?"

"કારણ બોમ પાછો હીદુસ્તાન ફર્યોછ એમ મને ખબર મળીછ, અને તેને તુ કદી પાછી મળે તો હસતીને મરી નહી જાય તે માટે મે તુને આય જણાવ્યુ છ"

"તેજ ઘડીએ બારણા ઉપર ટકોરા મારી, મહારી આયા અદર આવી અને શેઠ મારે માટે નીચે થોભેલા હતા, તેમજ મોટર કયારની બારણામા આની તઇયાર હતી, એમ તેણીએ મને જણાવ્યુ

"હવે ઉપાય શુ હતો ? કોણને માહરૂ દુખ કહેવા જાઉ આલા ! દુખનુ એક મોટુ ડચકુ મહા જેહમતે મે ગુગલાવી નાખ્યુ પણ કાંઇ બોલી નહી મારા માય હવે મારી પાસે આવ્યા તેવણે પોતાના હાથો મારા ગળા આસપાસ લપેટયા અને જોરથી મને કોટી કરી પણ બીજીજ પળે એક ધાતકી અજાતથી હુ છુટી થઇ ગઇ તેવણે જે રીને દગો કરી મને દુખમા નાખી હતી, તેનો વીચાર કરતા હુ તે ઘડીએ માયા કે નરમી બતાવી શકીજ નહી

"બીજી થોડી પળમા તો મારા ભરથાર પોતેજ અધીરા થતા ઉપર દોડી આવ્યા તે વખત એવણ મારી સાથે સાધારણ સારી રીતે ચાલતા'તા લગાર માયાથી મારો હાથ ઝાલી તેવણ મને પોતાની સાથે નીચે તેડી લઇ ગીયા, અને અમો સ્ટેશન તરફ હકારી ગીયાં"

"બે મહીના પછી હુ રૂરકી તરફ મારી મુસાફરી કર-

મ્યાન ઓમને મળી. મે તેને જે શરમભરેલા તાગડાએ અમો બનેને જુદા પડયા હતા તે વાત કહી મે તેને એટલો ફેર દાઇ ગયલો જોયો આલા કે બોલ્યાની વાત નહી તેનો ખુશ મીજાજી હસ્તો રમનો સ્વભાવ જાણે બદલાઇજ ગયો હતો મારીજ માફક તેણે કેટલુ ખમ્યુ હશે તેનો મને બરાબર ખ્યાલ આવી શકયો પણ તે કેટલો બધો નોબલ અને સાચો પુરવાર થયો પોતાના આટના અથાગ હેત છતા તે એક પળબી ભુલી ગયો નહી કે હુ હવે એકબીજાની મોહર-દાર થઇ હતી તે એકબી એવો વાધાભરેલો શબ્દ બોલ્યો નહી કે મારા ધણીની સામે બોલતા અચકાતે

"આપણે મોહત સુધી દોસ્ત રહીશુ" તે વાહલા જવાને મને કહયુ "આપણી દોસ્તીની વચ્ચે કોઇની મકદુર નથી કે આવી શકે આપણે સદા સાચા અને વાહાલા દોસ્ત રહીશુ, દીલ્લા અને એક એકનુ દુખ ભુલાવાની કોશેશ કરશુ"

"બસ હવે કહેવાનુ થોડુજ છે આલા બહેન ત્યાર પછી અમે વારવાર મળતા રહયા મે થોડાજ દહાડામા જોઇ લીધુ હતુ કે માહારો ધણી કઇ જાતનો કમજાત માણુસ હતો તેનુ કહેવાનુ માહારે માટેનુ હેત એક સપાટે ઉડી ગયુ હતુ, અને તે ખરાબ, રખડેલ, જીદગીએ જીવતો તથા મને હેરાન કરતો હતો પહેલે તો મે મુગે મોટ ઘણુ ખમ્યુ, પણ અને નહીજ સહન થતા આ રીતે તેની સામે થવાનુ અને તેને દડાઇથી ત્રોટ કરવાનુ મે શરૂ કર્યુ

"એ દરમ્યાન ઓમને વારવાર હુ મળતી રેહી. અને

એ સાચા દોસ્તો કે ભાઇ બેહનની માફકજ હવે મળતાં ભેટતા હતા છતા તેબી મારો ખાવીંદ જોઇ શકતો નહી. અને તે માટે બી મારી ઉપર હઝાર વીપતી પાડનો

"ત્રણ મહીના પછી એમ અમોને ગુડબાઇ કરી હેદરા બાદ ચાલી ગયો તે છેક તમો બેહેન મારે ત્યા રહેવા આવ્યા ત્યારે તરતનોજ પાછો ફરેલો હતો હવે બોલો આલા કે એમ અવારનવાર તેને મળવામા ખોટુ શુ કહેવાય ?"

આલા નાહાની હતી, પણ પોતાના અનુભવે ખુબ ઘડાઇ હતી તેણી ડાહપણુ જાણુતા શીખી હતી, એટલે આ દુખ પેદા કરતી પોતાની શેઠાણીની કહાણી સાભળી તેણીએ ગભી રાઇથી માથુ ધુણાવ્યુ

"ખોટુ તો નહી કહેવાય" તેણીએ તે શેઠાણીના જવાબમા કહયુ "તોપણ તમારા ધણીની મરજી ઉપરાત અને તેમની જાણુ વગર એમ મળતુ રહેવુ, એ માહરા વીચાર પ્રમાણે ઠીક તો નહીજ કહેવાય બાઇ"

"તુ તો સમજતી નથી, આલા," હોરજી શેઠની ધણી-આણીએ દુખી અદાથી કહયુ "એમા ખોટુ છેજ શુ !"

દાનાઇથી હાલ તુરત તો આલા ચુપજ કરી ગઇ જયારે વખત આવ્યો ત્યારે હીંઝા દાદીશેઠે બરાબર નાહાની આલાના બોલો યાદ કર્યા.

જયારે રાત પડી ત્યારે તેઓ નાચે ડાઇનીગ રૂમમા ગયા તે એક ભપકાભરેલો મોટો ઓરડો હતો, જયા તેનીજ દમામદાર રવેસે સરસમા સરસ ખાણુ અને ઉચામાના વાઇન

પીરસાતા હતા પણ તે વખત જાણે એક દુખભરેલો ફાર્સ હોય તેમજ હમેશ પસાર થતો હાલ મામલો લગાર જુદો જોવાનો હતો સવારે રેસીંગમા હીરજીભાઇ ખુબ જીત્યા હતા, તેમજ તેઓનો બ્લુબર્ડ ઘોડો ઘણીજ સારી આશા આપતો હતો, એવી ખબર તેમને મળી હતી, તેથી હાલતુરત તેવણ જરાક ઠીક મીજાજમા હતા

તેવણની ખુબસુરત ધણીયાણી હમેશ મુજબ આજેબી ખુબ હેરાથી ડરેસ કરી ટેબલના હેડ ઉપર બેઠી હતી ડાર્ક બ્લુ રંગની મોઘામાની સુઇસતી ફોરની સાડી, તથા તેને મેચ થતુ બ્લાઉઝ, અને ઝીણા ખાખા મોતીમા પરોવેલુ એક નાનુ સુદર તરાહનુ પેનડટ તેણીએ પહેર્યુ હતુ કાનમા મુનુસ્ટોનના લાંબા લટકતાં યરીંગ્સ હતા અને ખુલ્લા હાથો ઉપર એક એક ચીનલ ઉપરાત ત્રણ ત્રણ ઝીણી તરાહની સોનાની બાંગડીઓ જોવાતી હતી વળી તેણીના ભરાવદાર બ્રાઉન બાલ તદન અપ-ટુ-ડેટ રીતે બાધી લઇ તેમા હીરાનો સ્ટાર ખોસ્યો હતો—તેમજ આગળાઓ ચકચકતી વીંટીઓથી દીપી રહ્યા હતાં કુદરતી અને ડરેસની ખુબસુરતી તેણીને જેટલી બનાવે એટલી સુદર તે આજે લાગતી હતી તે સુદર ચેહરો લગાર ફીકકો હતો છતા, તે મધુર આખોનુ તેજ વધારે ઉંડુ થયલુ જોવાતુ હતુ

પણ તે ધણીને પોતાની એ ખુબસુરત મહેરદારની સુદરતા જોવાનુ ભાગ્યેજ ધ્યાન હતુ ! તેણીએ શુ પહેર્યુ હતુ કે તે કેવી લાગતી હતી તેની તેને ભલ પરવાહ હતી ! જરા આંખ ઉઘાડી તેણે તે તરફ જોયુબી નહીં

ખાણુ અધુ'એક પુરૂ થવા બાદ હીરજી શેઠે કાંઇ કહેના માટે હીલ્લા તરફ જોયુ, અને ત્યારે મોહક મીઠા ચેહરા ઉપર જણાતો એક લાલ અને કાળો લીસોટો જોઇ તેણે ભવાનો ચીલ્લો ચઢાવ્યો

"એ આય અગત્રી જેવો ડાઘ શુ તારા મોઢા ઉપર પડયોછ હીલા?" તેવણે પુછયુ

"જે આજે સવારે ઘણી મહેરબાનીથી તમે પાડી ગીયા'તા તેજ એ ડાઘ છે, હીરજી" તેણીએ પુરતી બેપરવા-હીથી થડી રીતે કહયુ

તે સહેજ ખસીયાણો પડેથો લાગ્યો

"એમ એક માણુસને ઉશ્કેરવા પહેલા તારે વીચાર રાખવો જોઇયે હીલા." તેવણે કહ્યુ "બઇરાઓમા અકકલજ નહી એટલે આપણે શુ વધારે બોલ્યે? એમ છતા આય ડાઘ વણો ખરાબ લાગેછ તારા ચેહરાની બધી બ્યુટી અને ચમક તે મારી નાખેછ—માટે કાંઇ લગાડીને એ કાઢી નાખની?" તેવણે લગાર તુચ્છકારથી હસતા કહ્યુ

"એની એક હેતની નીશાણીથી મને છુટુ પડવા ગમતુ નથી હીરજી" તેણીએ હસીને કહયુ "એ જેમ છે તેમજ ઠીક છે"

"ટેક કેર" વળી એકદમ ઉશ્કેરાઇ જતા અને બુમ પાડતા તે ખવીસે કહયુ "મારી સામે બોલવા અને મારી સાથે મશ્કેરી કરવા પહેલા સો વાર વીચાર કરજે મારી આગળ એ ચાલવાનુ નથી, સમજી? અને હા એક બીજી

વાત, મારો એક ઘણો પુરાણો ઘરડો ફ્રેંડ અને તેની બઇરી ત્રણે વરસે પેરીસથી પાછા ફરેછ તેના માનમા આવતી તા૦ ૧૦ મીએ મારે એક મોટુ ડીનર અને પછી રીસેપસનનો મેળાવડો કરવો છે બધુ ઘણુ ઉચામાનુ અને ભપકાભરેલુ થવુ જોઇએ માટે વ્હાલને કાલ તેડાનુ એક લીસ્ટ તઇયાર કરી મને આપજે, ઇજનો જલદી મોકલવા પડશે શુ સમજી ?"

અને ત્યાર પછી ખાણુ પાછુ એકદમ ચુપચાપ ચાલ્યુ બધુ ગભીર અને શાત હતુ જો આ વખતે તેણીના માતા, જેવણે પઇસા ખાતર પોતાની બેટીને પરણાવી–હતી તેને આમ દુખ ખમતી અને આટલી દોલત છતા આ રીતે બળાપો કરતી જોતે તો શુ ધારતે ?

## પ્રકરણ ૨૭ મુ.

—o—

### ધણી કે ઢોર ?

"પરોણાનુ લીસ્ટ તઇયાર કર્યુ કે હીલ્ના ?" બે દીવસ પછી એકદમ પોતાની ધણીયાણીના ઓરડામા ધસી જતાં હીરજી શેઠે દમામથી પુછ્યુ જ્યા હીલ્ના દાદીશેઠ આરામથી એક નાફા ઉપર લેટેલી કાંઇ ફ્રેનચી મીવણ કરી રહી હતી અને આવા સામેનીજ રાઇટીંગ ડેસ્ક આગળ બેસી લખતી હતી

"નહી હજી બરાબર પુરૂ લખાયુ નથી" હીરજી શેઠના ધણીઆણીએ પોતાના કામમાથી ડોકુ ઉચકવા વગર જવાબ કર્યો

"મને પહેલાં લીસ્ટ જોઇ જવા દે" અને તે રાઇટીંગ ટેબલ આગળ ગયો જયાંથી કેટલાક કાગળ્યા ખોળતાં તુરત તેને તે કાગળ્યુ મળ્યુ

"તે જીમી મેહેતાનુ નામ લખ્યુ છ કે? એ ઘોડાઓ પારખવાની બાબદમા ઘણો હુશ્યાર છે અને એની મને કોઇ વખત જરૂર પડશે તેથી યાદ રાખી જરૂર એક કાડ એની ઉપરબી મોકલજે"

મીસીસ દાદીશેઠે જવાબમા ડોકુ નમાવ્યુ તેના ધણીએ તે લીસ્ટ બારીકીથી તપાસીને જોયુ પણ તે વાંચતો હતો ત્યારે તેનાં ચેહેરા ઉપર ગુસ્સાનો ચીલ્લો ચઢી ગયો અને તે એકદમ પોતાની મોહરદાર તરફ ગુસ્સાનુ ધ્રુરકતો જઇ ઉભો

"આય હુ શુ જોઉંછ' હજી તમે કજ્યાથી ધરાયા હોવ એમ લાગતુ નથી કેમ બીજુ રોખડુ જગાડવુ છ શુ? લીસ્ટમાં મચી સરાફ અને તેની બઇરીનુ નામ કાંહ છે? તુ જાણેછ કે તે લોકને તો તેડુ હોવુજ જોઇએ"

"નહી," મીસીસ હીરજીભાઇએ મીજાસથી કહ્યુ "તે લોકને મારી તરફથી તેડુ જશે નહીં"

"મોકલવુજ પડશે," હીરજી શેઠે વધારે ગરમ થતા કહ્યુ.

"હુ કોઇ દીવસબી એ માણસો ઉપર તેડુ મોકલવાની નથી, સમજ્યા'" તેની બઇરીએ ઠરાવથી અને હીંમતથી કહ્યુ "જો મારી મરજી ઉપરાંત એ લોક અહીં આવશે તો તેજ વખતે હું તે હોલ છોડી જવશ"

"તમોને જેમ ગમે તેમ કરજો" તેણે ધી ઠંડાવથી કહ્યું "તમુને ફાવે તેમ કરજો ! પણ તેવે વખતે હુ મીસીસ શરોફને પરોણાં રીસીવ કરવાનુ અને તમારી જગ્યા રાખવાનુ માન આપશ"

"અને જો તમે તેવુ કાઇ કરશો તો ખાતરી રાખજો હીરજી કે હુ તમારૂ ઘર છોડીને ચાલી જવશ મે બધુ મુગે મોં ખમી લીધુ છે—પણ આ બાબદમા હૂં શાખનાની નથી"

"તુ મારૂ ઘર છોડીને ચાલી જશે બેવકુફ છોકરી, તો કાયદો તુને પાછી મારે ત્યા ફરવાની ફરજ પાડશે હુ જાણુ છ કે તુ એક બોલની છે, પણ તેમ યાદ રાખ કે તેથીબી ફર્મ માઇન્ડનો અહીં આણી ગમ હુ છેઉ ! બોલ હવે શુ કહેછ ?"

"નવુ કાંઇજ નહી" હીલ્લા દાદીશેઠે તોરથી કહયુ "કેરેકટર વગરનો એવો એક માણુસ મારા ઘરના છાપરા હેઠળ જોઇએ નહી અને મેરી શરોફ જેવી ખરાબ ઓરત જેને તમારી તરફથી જે માન અને હેત મળેછ તેની રકમની એક બદરી મારા ઘરમા આવેલી હુ જોઇ શકુજ નહી"

હીરજી શેઠ મોટા ખુલ્લા ગોધારી સાદે હસી પડયો

"ઓહ ત્યારે એમ કહેવોની બાઇ સાહેબ કે તમે તો કેથા અદેખા થાઓછ ? તાહરા એમ બોલનાથી હુ મને માન મળેલુ સમજુ છ, હીલ્લા મને નહી ખબર હતી કે તુને મારી એટલી બધી દરકાર છે કે તુ અદેખી વટીક થઇ શકેછ"

"મને મારા સેલ્ફ રીસપેકટની દરકાર છે—બીજા

કશાની નહી મહેરબાની કરી, તમારે માટે મને હેત છે અને તેથી અદેખી થાઉછ એવો વાહીઆત ખ્યાલ તમારા ભેજામા આવવા દેઓ ના" હીલ્લાએ ધીમે સાદે કહ્યુ

"એટલે તુ શુ એમ કહેવા માગેછ કે તુને મારી દરકાર નથી? ત્યારે મને પરણી શુ ધુર મુકવા? માહરા પૈસા માટે ખરૂની? તમે ઓરત જાત દુન્યામા કેટલા કગાન હદ સુધી હલકત રેહોછ! એક માણસને તેના પૈસા ખાતર પરણવુ અને તેની પાસેથી લેવાય એટલુ મેળવી લેવુ પછી તે બીચારો કોઇક વખત ગમે એવી નજીવી માંગણી કરે તેબી તેને ખાતર કબુલ કરવુ નહી, એવો તમારા બઇરાંઓનો કાયદોજ છે"

તેણી, ગભીર દમામથી પણ ઘણી ગ્રેસફુલ રીતે ઉઠીને ઉભી થઇ

"તમે ભુલી જાઓછ" તેણીએ કહ્યુ "કે આપણે અહી એકલા નથી"

"નહીં હુ કશુ ભુલી જતો નથી જો મીસ ગ્રાટને હવેથી આપણી સાથેજ રહવુ પડશે તો તેવણે આવા વારવારના તારા ફજેતા જોવાની આદત પાડવી પડશે ને તેબી જેમ બને તેમ જલદીજ કેમ હવે શુ કેહેછ તું? હજીમી રીખ્યે સીધ્ધુ માનવુછ કે નહી? જો વધારે પચાતી નહીં કરવા તુ ચાહાતી હોય તો શ્રરાફને ત્યા તેડાના કાર્ડઝ મોકલી આપજે"

અને એ બોલતા એવા તો જોરથી તેણે પોતાની મુક્કી પાસેની નાની ટીપૉય ઉપર અફાળી કે તે ઉપરનુ સુદર કીંમતી નાઝ ભાગીને કટકા ભુકલા થઇ ગયુ

' હીરજી," એ જોતા તેની મધરીએ અને ધીરજ ખોઇ દઇ બુમ પાડી "તમે કોઇ દીવસની તમારો ખોટો ગુસ્સો કાબુમા રાખતા સીખશો નહી ?"

"નહી કોઇ દીવસ નહીં ! અને જો હવે યાદ રાખી તેડાના કાર્ડસ મે કહયા તેમ મોકલી દેજે, નહીં તો તારોબી હાલ આ નાજુક ફ્લાવરવાઝ જેવો નહી થાય"

તે હવે છેડાયલો ભખી ખાધેલો જેવો પોતાની પાછળ જોરથી બારણુ અફાળો ચાલી ગયો એટલે હીલ્લા દાદીશેડે જાણે કાઇ બન્યુજ નહી હોય તેમ પોતાની જગ્યા પાછી લીધા અને કામે વળગી"

"પરોણાઓનુ લીસ્ટ પુરૂ થયુ કે આલાં ?" તેણીએ થોડીકવાર પછી પુછ્યુ "હુ ઇચ્છુ છ કે મારો કઝીન નથવાન દીવેચા હાલ અહીં હોતે તો તેનેબી હુ બોલાવતે તમોને મને મેળવી આપવાનો એનો ઉપકાર હુ કદી ભુલવાની નથી પણ હુ એમ પુછુ આલા, કે તમે મારા મમાનુ અને મીસીસ ખાનનુ નામ લીસ્ટમા લખ્યુ છ કે ?" અને આલાને ના કહેતાં સાભળી તેણીએ તરત હસીને વધાર્યું "નહીં ? શા માટે નહી ? જરૂર એ લોક ઉપર એકએકો કાર્ડ મોકલવાનો યાદ ગખજો હાલ મારા મમાબી અહીજ છે એવણ અવાર નવાર મને મળેછ અને હુ ખાસ એવણને બનેછ એટલુ તેડુ છ કે મને કેવી રીતે તેવણે સુખી કીધીછ તે એવણ પોતે પોતાની નજરે જોય અને ખાત્રી કરે અરે હા પણ હુ તમુને એક વાન તો કહેતા ભુલીજ ગેઇછ, આલા મારી સાથનુ

ફારજ તુટી ગયા પછી બીજેજ વરસે મારા કઝીન બોમને મોટો વારસો મળ્યો એના બાપના કોઇ ઘરડા કાકા ઘણા વરસોથી ચોન ગયલાને લખ્ખો રૂપીઆ એકઠા કરી ત્યાંજ મરણ પામ્યા અને બોમને પોતાનો વારેસ ઠેરવી ગયા અને ત્યાર પછી જયારે મારા માયજીએ એ વાત જાણી ત્યારે તેઓ શુ બોલ્યાં તે તમો જાણોછ આલા ? મારા મમા મને કહેવા લાગ્યાં કે તુ કેટલી નાદાન ઠરીછ હીલા તારૂં પોતાનુ કામ તુ જરાબી સાચવી શકી નથી આવો સરસ હીરા જેવો બોમને તે કેવી નાદાન્યતથી ખોહયો" અલબત મે કશો જવાબ કર્યાં નહી"

થોડી પળની ત્યા ચુપકીદી ફેલાઇ જે દરમ્યાન આલા નચી મુડીએ લખ્યાજ કરતી હતી, અ તે કામ પુરૂ કરી તેણીએ ઉપર જેયુ

" મીસીસ દાદીશેઠ," તેણીએ કહયુ " શેઠ સાહેબ જે ચીઠી માટે કહી ગયા તેબી મારે લખની કે નહી ?"

" નહી " હીલ્ના દાદીશેઠે ઠરાવથી કહયુ " તુ એમા સમજે નહી છોકરી તુ હજી બચ્ચા જેવી નાની અને નાદાન છે તુ શુ જાણે કે તે ઔરત જો મારા ઘરમા આવે તો મને કેઇ જાતનુ મોટામા મોટુ અપમાન કહેવાય તે ખરાબ ચાલની વલવળતી વાદગી જેવી અબળાને મારે ત્યા આવેલી જેઇ આખુ મુબઇ મારી હસી કરે હુ બ ની વાતે તાબે થવા પણ આલા, આવ બાબદમા નહીજ. તમારે એ ચીઠીઓ મોકલવાની કાંઇ જરૂર નથી."

"ખુદા ખબર એનુ છેવટ શુ આવશે" આલા વીચા રવત મનમા બબડી

તે સાજે બીજા ઘણા મળવા આવનારા બેગો નવાબ બોમ પઇરાનીબી એક હતો જ્યારે બધા ગેસ્ટ વીખરાઇ ગયાં ત્યારે તે તો હજીએ ત્યા વાત કરતો બેસીજ રહયો અને થોભ્યો અલબત રાબેતા મુજબ ઘરના માલેક મી૦ હીરજીભાઇ દાદીશેઠ "નોટ એટ હોમ" હતા

"તારો ચેહરો હજી બરાબર લાગતો નથી હીલા" અહમનયાર પઇરાનીએ વીચારવત ઢપે કહયુ "ચાબુક વડે મારેલો ફટકો ઘણોજ જોરમા અને ઘાતકી રીતે તારી ઉપર પડયો હશે, કે આટલા દીવસ થયા તોબી હજી તેનો ડાઘ જતો નથી"

હી'લા દાદીશેઠ ફીક્કુ હસી

"અરે એતો કાઇજ નથી બોમી" તેણીએ હસીને કહયુ "એથીબી વધારે મારની મને હજી તો ધમકી થએલી છે નહી બેસી રેહો મીસ ગ્રાટ તમારેથી મારી હવે કાઇબી વાત જુદી નથી" તેણીએ આથા જે ઉઠવાનુ કરતી હતી, તેને અસારતથી પાછી બેસાડી દેતા કહયુ

"બોમ" તેણીએ ત્યાર પછી દીલગીર સાદે કહયુ "બોમ, તુ આય બોહળી દુન્યામા મારો એકજ સાચ્ચો દોસ્ત છે અને તુ ઘણો સમજુ છે તો મને એડવાઇસ આપ, ભાઇ, કે મારે શુ કરવુ હમણા તું મુબઇમા રહેવાથી તુ તો બધુ જાણતો હશેજ કે મારા ધણી અને પેલી મેરી શરાફ મારે શુ શુ બોનાયછે?"

તેણીનો ચેહરો એ બોલના શરમથી તપી લાલચોળ થઇ ગયો અને બહમનયાર ઇરાનીએ ગંભીરાઇથી ડોકું નમાવ્યું

"હીરજીશેઠ એ મધરીને મારે ત્યાંના તા૦ ૧૦ મીના ડીનર ઉપર તેડવાની બોહોંશ કરેછ, અને હું ના કેહું છ, તો કહે મને બાની કે હું એમ હઠ કરવામાં ખરી છેઉં કે નહી?"

બોમ ઇરાનીનો જવાબ શું હતો તે કાંઇ કહી શકાતું નથી કેમકે તેજ વડીએ બારણું ઉઘડયું, અને તે ઘરનો માલેક અંદર ચાલી આવ્યો તેણે દરેક તરફ મોટા તુચ્છ-કારનું હસતા જોયું, પણ મીસીસ દાદીશેઠ તો જાણે તેણે જોયોજ નહી હોય તેમ મુંગી બેસી રહી નવાબ બોમ ઇરા નીએ થોડા શબ્દોથી તેની સાથે વાત કરવા માંડી

"તમો ત્રણ જાણે 'કોન્સ્પીરેટર્સ' હોવની તેવાજ લાગોછ! શું છે મારી સામે કાંઇ પ્લોટ ઘડોછ કે?" હીરજી શેઠે હસીને કહયું. "પણ હું એમ પુછું હી'ના કે પેલા તેડાની ચીઠીઓ પછી ગઇ કે?"

"નહી," તેણીએ ધીમે ધ્રાવતે સાદે કહયું "નહી અને કોઇ દીવસમી મારી રજાથી જશે નહીજ"

"ત્યારે તે તારી રજા વગરજ જશે હું પોતે તે મારે નામથી મોકલી આપશ હવે કેમ ત્યારે?" તેણે ચેરડાથી તેણીનું પાકવી નાખતા કહયું

પણ જાણે સાંભળ્યુંજ નહી હોય તેમ હીલ્લા દાદીશેઠ ઉઠી ઉભી થઇ અને પોતાનો હાથ શેકહેન્ડ માટે નવાબ બોમ ઇરાની તરફ લાંબો કર્યો

"ગુડ નાઇટ એમ આપણે પાછા દશમીએ મળશુ કેની?" અને એ સાભળતા માઠુ લાગે તેમ તેણીનો ઘણી મોટા તુચ્છકારનુ હસ્યો

"કાએ, કાએ એવણુને કાઢી કાએ મુકેછ હીલ્લા?" તેવણે કહયુ," હા પણ હુ ધારૂછ કે તુ વાજબીજ છે સાહેબજી નવાબ સાહેબ, દીલગીર છેઉં, મે આની તમોને મીઠી મીઠી વાતોમાંથી રોકયા કાંએ જાઓછ? થોભતા નહી કે?"

"નહીં—મને લેટ થાયછ" એમ ઇરાનીએ દમામથી કહયુ અને હીલ્લાએ જોયુ કે તે પોતાનો ગુસ્સો મોટી જેહમતેજ રોકી શકતો હતો બીજીજ પળે પોતાની ટોપી લઇ એક ગભીર નમન સાથે તે તે ઓરડો છોડી ગયો

---

## પ્રકરણ ૨૮ સું.

### ડીનર અને રીસેપ્શનનો મેળાવડો.

તે મોટા યાદગાર ડીનરને થોડાજ દીવસ પહેલા, એક દાહાડો સ્ટડી રૂમ આગળથી પસાર થતાં હીરજી શેઠે આલાંને ત્યાં એકલી બેઠેલી જોઇ અદર ગયા

"આફ્રને ત્યાંનુ તેડુ ગયુ કે?" તેવણે ટુકમાજ પુછયુ,

અને ત્યારે "નહીંજી" કરી જવાબ આપતા બાપડી આલાંના હાસકોસ લેવાઇ ગયા કે રખે તે તેણી ઉપર છેડાય!

"નહી ?" હીરજી શેઠે થથરાવીને તે બાપડીને ગભરાવી નાખતા કહયુ "હજી ત્યારે એ પોતાની હઠ છોડતી નથી કે? ઠીક છે હુ બી જોઉંછ કે એ કેમ ઠેકાણે આવતી નથી મારી ફરજ છે કે એને એકવાર ધણીઆણી દાખલની એની ફરજ એને શીખાડવી જોઇએ" અને તે આવ્યો હતો તેમજ સર-ભોગ ત્યાથી પાછો ચાલી ગયો

આલાએ એ બનાવની વાત પોતાની જવાન શેઠાણી આગળ કરીજ નહીં નકામુ તે બાપડીનુ દુ ખ તે વધારવા ચાહતી હતી નહીં

તે મોટા ભપકા ભરેલા ડીનર માટે દીવસો અગાઉથી તઇયારીઓ ચાલી રહી હતી અલબત તે બધુ હીરજી શેઠ પોતેજ કરાવતો અને તેના હઝારો રૂપીઆ વેરતો હતો. "હાદીશેઠ હાઉસ"ના મોટા રીસેપશન રૂમ્સ ખોલી નાખી જાણે બેહસ્તખાનામા ફેરવી નાખ્યા હતા સુદરમા સુદર ફુલો અને ઉમદા ટેસ્ટથી ગોઠવેલી ચીજો અતી રમણુય દેખાવ રજુ કરતો હતો વચમા એક નાનો ફુવારો ઉભો કર્યો હતો, જેનુ ધીમુ નીરમળ પાણી આસપાસ ઝીણા ટીપા ઉરાડી ફુલોને તાજગી બખશતા, અને વધુ ખુશબોદાર બના-વતા હતાં સાઇડમા બેઠકો બનાવી તે ફુલપાનથી એવી સફા-ઇથી ઢાકી લીધી હતી કે અદર બેઠેલુ માણુસ બાહેર શુ થતુ તે બધુ જોઇ શકે, જ્યારે બાહેરના માણુસને તો ખ્યા-લબી નહીં જાય કે અદર કોઇ હશે ફુલના મોટા કટેરાઓ ઉભા કર્યા હતા અને રંગબેરગી વીજળીક લાઇટથી તે એક પરીઆના માળા જેટલાજ સુદર રૂમ્સ બનાવ્યા હતા

પાલનજી શેઠના અને તેમના ધણીઆણી બચુબાઇ જેમને માટે આ બધી તઇયારીઓ અને ધધુખર થઇ રહી હતી, તેઓ જાથુકનાં, વરસો થયા પેરીસ રહેતા હતા અને હમણા થોડાક મહીના માટેજ મુબઇ આવ્યા હતા તેઓ ઘરડા પણ ઘણાજ સુધરેલા વીચારના હતા અને વરસો ઉપર હીરજી શેઠના બાપ સાથ ઘણુ સારૂ હોવાથી તેણે આ તકે પાછી તે પુરાણી દોસ્તી સજીવન કરવાની તક હાથ ધરી હતી કદાચ તે એક બહાણુ ણી હોય, કેમકે એવી પારટી અને ડીનરો તો તે વારવાર કરતો હતો

અને મોટી ધામધુમથી થતી એ તઇયારીમા સઘળા જણા ઘણાજ ઉત્સાહથી ભાગ લેતા હતા. સિવાય મીસીસ દાદીશેઠ તેણી જરાઓ ઉલટ બતાવતી હતી નહી અને છેક તે પારટીની સવારે આલાએ વણીજ બોહસ કરી ત્યારે કચ વાયસે મને તે જરા ઉપર ટપકેથી બધો સણગાર જોઇ લેવા અને આલાને ખુશી કરવા ખાતરજ નીચે આવી

તે આખો દીવસ હીરજી શેઠ ઘરમાં રહયા નહી તેવણ છેક સાંજે મોડેથી પાછા ફર્યા અને આવ્યા તેવાજ પોતાના રૂમમા તઇયાર થવા ગયા

જયારે આલા પોતાના રૂમમા તઇયાર થવા ગઇ ત્યારે તેને માટે એક મોટો કાડ બોડનો બોકસ ખોટી થઇ રહયો હતો જે અજબ થતા તેણીએ ખોલ્યો તો અદરથી એક અતી સુદર ક્રીમ કલરની "નીનોન"ની સાડી, જેની ઉપર તાસની કોર ઝલકી રહી હતી, અને તેનુજ એક ઘણુજ મોવામાનુ પણ ખરા ઉમદા ટેસ્ટથી સીવેલુ અને ઝીણા નકેદ

મોતી ટાંકેલુ બ્લાઉઝ હતુ વળી તે સાથે એક સરખા નાના ગોળીબધ મોતીની એક સેરી માળા અને લટકતા તેવાંજ સુદર એક જોડ યરીંગસ હતાં અને તેમા સાથે એક નાની ચીઠી એટલી તો મીઠાસથી એટલી ઓજરખ્વાઇથી અને લાગ ણીથી ભરપુર લખાયલી હીલ્લા દાદી શેઠ તરફથી તેણીને મળી કે જે વાંચતા તેની આખોમા ખરી લાગણીના આંસુ આવી ગયા

અને જ્યારે ઘણે વખતે પાછી સુદર આલા એ મોહક ઠેરામા તઇયાર થઇ, ત્યારે એક સુશોભીત પીકચરજ લાગતી હતી કોમ સાડીમા તેણીનો ઘટમારો ચેહરો દીપી રહયો હતો અને તે લાબી હાસ જેવી ઉચી દમામદાર મરોડ દેખા-ડતી ગરદન ઉપર મોતીની માળા અજબ આબ આપતી હતી અને તેણી જયારે તઇયાર થઇ નીચે ગઇ ત્યારે આગલાજ મોટા હોલના પોખાળ બારણા આગળ તેની જવાન શેઠાણીને ઉભેલી જોઇ બેઘડી આલા તો જાણે દમ લેવાનુ ચટીક ભુલી ગઇ તેણી ટટાર ડોક રાખી ત્યા ઉભેલી રાણી જેટલીજ દમા-મદાર અને મગરૂર જણાતી હતી ઘેરા ગ્રે કલરની તાસની ઝળકતી સાડી, અને કાળુ બ્લાઉઝ તેણીએ આજને માટે પસદ કર્યું હતુ હીરાના નકલના સુશોભીત શુઝ, અને ગળામા પહેરેલો એક કીમતી હીરાનો હાર, તેમજ કાનો અને હાથો ઉપર હીરા દીપક મારતા હતા હીરાનો એક ઘણી સરસ તરાહની પોહચી તેણીના ગુલાબી બાજુ શોભાવી રહી હતી અને એ બધા દાલકસ ઠેરા વચ્ચે પોતાની અપાર ખુબસુરતી સાથે તે જવાન શેઠાણી આજે "રાણીઓની રાણી," જેવી સઘળાંને પોતાની

પાસે ઝુકાવતી અને વખાણ મેળવતી ગભીર ચેહરે દમામથી પોતાના ધણીની બાજુમા ઉભી હતી

તેજ વખતે આલાએ સેહજ તે મગરૂર મીઠો ચેહરો મલકાઇને હસતા દીઠો અને તેણીએ ધાર્યું તેમ નવાબ બહ મન્યારજગ ઇરાનીજ બીજીજ પળે ત્યા આવી લાગ્યો

બાહેર બાગમા સરવથી સરસમા સરસ બેન્ડ વાગી રહયુ હતુ અદર બધી જાતના ઇન્સ્ટરૂમેન્ટસ તઇયાર ટયુન થઇ પડયા હતા, અને વળી ખાસ ઇટેલ્યન ગાનાર મેડમ પીટર્સ અને સીનોર પીટર્સ આવનાર હતા બધી વાતનો બદોબસ્ત એકદમ ઉત્તમ હતો એમા તો જરાબી શક નહી

એમ ઇરાની આજે ઇવનીંગ ડરેસમા બીલકુલ સામાને આજી નાખના જેટલો ખુબસુરત અને દમામદાર લાગતો હતો તે અદર આવ્યો અને હસીને નમ્યો

તે આખી સાજ કોઇએ તે વર બઇરી મી० અને મીસીસ હીરજીભાઇ દાદીશેઠને એકમેક સાથે એક બોલબી વાત કરતા દીઠા નહી કે ના તો તેઓ સાથે ફરતા દેખાયા અને હીરજી શેઠના લુચ્ચા ચેહરા ઉપર એક એવો પકકો છાપ દેખાતો હતો, જે ખુલ્લુ બતાવા બસ હતુ કે કાઇબી જાણવાજોગ બન્યા વગર આજની સાજ જશે નહીંજ

ત્યાના આજના ખાસ પરોણા મી० ને મીસીસ શેઠનાબા આવી લાગ્યા હતા અને સઘળુ જેવુ જોઇએ તેવુ હસી ખુશીથી પસાર થતુ હતુ ધરડા મીસીસ દાવર જેનણુ મુબ ઇના ઘણા મોટા લોક અને આગેવાન સરકલના ગણાતા

હતા, તેવણે ખુદરતી રીતેજ આલાના મીઠા સુંદર પણ દુખી ચેહરાથી ખેંચાઇ તેની સાથે ઓળખાણ પાડવા માગી અને તેડીને હેતથી પોતાની પાસે જગ્યા કરી બેસાડી

"અહીં બેસ દીકરી, મારી પાસે" તેવણે માયાથી કહ્યું "મારીબી એક બેહન ઉતી, ઘણીજ જવાન અને રૂપાળી ઉતી ! તેબી તારાજ જેવી લાગતી'તી અને તેની તુ મને ઘણી જોરાવર યાદ આપેછ, તેથી ખુદરતી રીતે તારી ઉપર મને હેત આવેછ આજે હીંર્ના દાદીશેઠ કેવી સુંદર લાગેછ નહી ? કોઇ દીવસ મે એને આટલી તોરવતી અને મગરૂર દેખાતા જોઇ નથી

બાહેર એક તુરતનુજ જરા ચુપ પડયુ હતુ, અને પરોણાઓ આપસ આપસમા હસતા, અને એકએક સાથે મળતા અને વાત કરતા હતા જેવામા બારણા તરફ સરવેની નજર ખેંચાઇ

"આહ, આય લોકોનેબી આજે તેડુ છે શુ ?" મીસીસ દાવરે ટીચકુ ચઢાવી આનાને પુછ્યુ "હીલ્લુ દાદીશેઠ કેમ એટલી નાદાન થઇ શકી ?"

"એ લોકો પેલા શરોફવાલાજ કે કે મીસીસ દાવર ?" આલાએ હદ બાહેર ધમકાવી તે તરફ જોતા અને અજબ થતા પુછ્યુ

"હુ કહેવા દીલગીર છેઉ કે હા" મીસીસ દાવરે કહ્યુ અને ધીમે સાદે વધાર્યું "એ લોકો સારી કંપનીમા ભેળાવા લાએક માણસોજ નથી માટીડો જોવ તો છાકટો, લુચ્ચો, જુગારી, અને બીલકુલ રદમાતલ અને બહરી જુઓ તો

તેવીજ રીતભાતની બીલકુલ છકેલ છે એ લોકો સાથે તુબી મેહજથી મળતી ના મારી દીકરી”

આલાંએ ફેરવી તે તરફ જોયુ તો બારણામાથી એક ઉચો ભરેલો અને ખુબસુરત પણ લુચ્ચાઇથી ભરપુર દેખાવનો માણસ એક જવાન અબળા સાથે દાખલ થતો હતો તેણીબી ઉંચી ભરેલી, ગોરા ચેહરાની, અને મોટી લીલી આખો અને સોનેરી વાળવાળી સારા દેખાવની બાનુ હતી તેણીએ ઘણોજ મોંઘામાંનો પણ બીલકુલ ટેસ્ટ વગરનો લાલ રંગનો પોશાક અને ઝગઝગ થતા હીરાઓ પહેર્યાં હતા તે ખુબસુરત તો હતીજ મગર એક ઓરત જાતમા જોઇએ તેવી ગ્રેસ અને માયાળુ ચેહરો તેનો હતો નહીં તે બીલકુલ “બોલ્ડ” ચેહરો અને લુચ્ચાઇ ભરી આખો હતી જાણે બારીકીથી તપાસતા તે આપણને બીલકુલ ગમેજ નહીં અને એવી એ મીસીસ મેરી મચી શરાફ હતી

હીરજીભાઇ દાદીશડે ખુબ હસી હસીને તે નવા આવનારને આવકાર આપ્યો અને પછી તે તેમને લઇ પોતાની મહેરદાર પાસે તેડી ગયો તેણી તે વખતે તેના ખાસ પરોણા ઘરડા મી૦ પાદલનજી શેઠના જોડે એક નીચી ખુરસી ઉપર બેસી, ભભુકદાર ઇલેકત્રીક લાઇટની વચ્ચે, હસીને મીઠાસથી વાત કરતી, ત્યારે ઘણીજ મનોહર લાગતી હતી. તેણીએ તેજ ઘડીએ પોતાની આખો ઉઠાની ઉપર જોયુ, તો સામેથી પોતાના ધણીને પેલાજ અણગમતા પરોણા જોડે ચાલી આવતા દીઠો, હવે શુ કરવુ? તેઓ તો બહુજ પાસે આવી લાગ્યા હતા, અને એકદમ ચાલી જવુ તો વણ અસભ્ય લાગે તેણી તથા ઘણા

દમામથી ઉડી પોતાની બેઠકમાથી ઉભી થઇ,—જ્યારે તેણીનુ મીઠુ હસવુ તેણીના હોઠો ઉપરજ મરણ પામ્યુ અને તે સુદર ચેહરો જોતજોતામા ગભરાટ અને કરડો બન્યો તેણી ટટાર સીધ્ધી અને પોતાની પુર ઉંચાઇએ, ગુસ્સા અને ગભીરાઇનુ એક પીકચરજ રજુ કરતી ઉભી હીરજીભાઇ દાદીશેઠ તેમને લઇ પોતાની ધણીઆણી આગળ આવ્યો પણ તેણીએ તો જરાબી પોતાની આખો ઉઠાવી તેઓ તરફ જોયુ વટીક નહી અને પછી દુરથી એક ઘણુજ ઠડા ગભીર નમનમા મેહુજ પોતાનુ ડોકુ નમાવી તેણી તુરત પાસે ઉભેલા એક ગ્રહસ્થ સાથે વાત કરતી ત્યાથી ચાલી ગઇ તેણીએ જે મગરૂરીથા અને દડાઇથી પોતાનો ટેક સાચવી જે રીતે "નો કોહા" કર્યુ તેથી બહેતર કોઇબી રીતે તેણી પોતાનો ધીકકાર અને તેઓ તેણીના પરોણા નહી હતા, તેમ, બતાવી શકી હોતે નહી આસપાસના ઘણાક જણાઓએ આ બીલકુલ ઠડો આવ કાર જોયો હતો, અને તેઓ બધા તેથી એટલા ખુશી થઇ ગયા કે જો તેઓનુ ચાલતે તો ત્યાને ત્યાજ પોતાની ખુશાલી પોકારીને તેમજ તાલી પાડીને જાહેર કરતે

"આહ જે રીતે હીલ્લુએ એ લોકને આવકાર આપ્યો તે જોઇ હુ કેવી ખુશી થઇછ !" મીસીસ દાવર ધીમેથી બબડયા "હીલ્લુમાબી એમ તો પાણી છે ખરૂ ! મારી ખાત્રી છે કે હીરજીભાઇએ આ લોકને તેણીની જાણ વગરજ બોલા વેલા હોશે"

પોતાની બઇરીની આવી ઠડી વરતણુક થી હીરજી શેઠનો ચેહરો ગુસ્સાથી લાલ અને સફેદ બન્યો તેની આખોમા જાણે ખુનજ વરસી રહયુ પછી બીજીજ પળે તેણીને દુખ દેવા

ખાતર હસી હસીને પોતાની પાસે ઉભેલી ખુબસુરત મેરી સરોફ સાથે વાતો ચલાવી પણ હીલ્ડા ત્યા થોભી નહીં તે ઓરતના દાખલ થવા સાથેજ તેણી તે હોલ છોડી બીજીજ પળે ત્યાથી ચાલી ગઇ તેણીએ પોતાનો બોલ પાળ્યો હતો મેરી શરોફના આવવા સાથે તે રૂમ તેણી છોડી ગઇ હતી

હીરજી શેઠ ખુબ વાતો મેરી સાથ કરતાજ રહયા તેવણે મરજી ઉપરાતમી ગુસ્સાને લીધે તેણી સાથે ખુબ ઘેલા ચેડા કાઢી ખીખી ખાખા કર્યા કર્યુ મગર તેણે જોયુ કે ત્યાં એકઠુ થએલુ લોક તેનો આ વર્તણુક પસદ કરતુ હોય એમ લાગતુ હતુ નહીં વળી કોઇબી ઘરડ કે જુવાન, બઇરી કે માટીડો મેરી સરોફ અને તેના ધણી સાથે ભેળાવા જરાબી આતુર દેખાયા નહીં, તેનુ કારણે હતુ. ત્યા જે લોકો સઘળા એકઠા થયલા હતા, તેઓ સરવે ઘણાજ આબરૂદાર, અને પોતાનો સેલ્ફ રીસપેકટ સમજનારા હતા જો હાલ મેરી શરોફ બીજીજ જાતની કપનીમા હતે, તો ખચીત તેણીને વખાણનારાઓ અને તેણી પરથી ઓઢાઇ પથરાઇ જનારા ઘણા મળતે—કેમકે તેણી દેખાવળી બોલકણી હતી, અને સામા માણસને આજી નાખવાની તેણીનામા કુનેહ હતી પણ સારા નસીબે અહીં એક એવા માણસનો જમેલો હાજર થયો હતો, કે જેમાથી મોટે ભાગે તેણીને કોઇબી ઉત્તેજન આપી શકયુ નહીં

હવેજ હીરજીભાઇ દાદીશેઠે પોતાના ભુલ જેઇ હીલ્ડાને નીચાં પાડવા અને ચાનક આપવા તેવણે ધાર્યુ હતુ —છતા આનો સામી ઓરમાં તેણી લોકની નજરમા ચઢયાતીજ થઇ અને તેવણને પોતાનેજ મેરી ઉપરના પોતાના દેખાઇના ઘરા-

પરાને લીધે લોકહાસીમા આવી પડવુ પડયુ તે છતા જાણે તેવણને કોઇની પરવાહજ નહી હોય તેમ બધો વખત તેવણ તે છોકરી સાથેજ ફર્યા કર્યા તેણીની ખુબસુરતીના વખાણ ગાર્યા, તેણીની સેવા કરવામા માન સમજ્યા અને તેણીનો પડયો બોલ ઉપાડી લીધો જેમ કરતા પોતાના ગુસ્સાથી ધગધગી જતા દીલને કાંઇક રાહત આપવાની કોશેશ કરી. તેની જવાન મગરૂર ધણીઆણીને કેમ ઠેકાણે લાવવી તેનો તેવણ અત્યારથીજ વીચાર કરવા લાગ્યા અને અતે એક ઠરાવ ઉપર આવ્યા

પેલી તરફ મીસીસ દાદીશેઠ, તોરવતી અદાથી ચાલી ગએલી સીધી પોતાના રૂમમા ગઇ અને જાણે કાંઇ બન્યુજ નહી હોય તેવા દેખાવે એક સોફા ઉપર પડી ચોપડી વાંચવા લાગી થોડી મીનીટ એ રીતે પસાર થઇ ગઇ પછી બારણા ઉપર ટકોરા મારી એક જણ જે અદર આવ્યુ તે કોઇજ નહી પણ આલા પોતેજ હતી

તેણી તુરતજ ધસી જઇ તે વાહાની શેઠાણીનાં પગ પાસે એક નીચા સ્ટુલ ઉપર બેસી ગઇ અને તેણીનો હાથ માયાથી પોતાના હાથમા લીધો

"ઓ મીસીસ દાદીશેઠ, વાહાલા બાઇ," તેણીએ કહયુ," તમારે માટે મને કેવી બીક લાગી"

"બીક" મીસીસ દાદીશેઠે પાગે પડેલો પખો ઉપાડી લઇ નાજુક અદાઓથી તેની સાથે રમત કરતા કહયુ "મને મારે પોતાને માટે એક જરાક જેટલીબી બીક લાગતી નથી, ત્યારે તુને કેમ લાગેછ, આલા! પણ જવા દે, એવી નાપસદ

વાત આવી રળીઆમણી રાતે. અને કેહ મને કે તુને મીસીસ દાવર ગમ્યાં કે? એવણ મારા ઘણા શુભેચ્છક અને ભલા દોસ્ત છે"

વળી પાછી થોડી મીનીટની શાંતી પથરાઇ. રાત હવે બહુ વહી ગઇ હતી અને સઘળા પરોણાંઓ ઘર જતા હોય, એવી ગડગડ ઉપરથી માલમ પડતુ હતુ મીસીસ દાદીશેઠે ચમકી આલાં તરફ ફરી જોયુ.

"મારૂ એક કામ કરશે, ડીયર?" તેણીએ કહ્યુ "તુ પાછી રીસેપશન રૂમમાં જા અને મીસીસ દાવરને મળી ને કહે કે મારી તમીયત એકાએક બગડવાથી હુ પાછી ત્યા આવી શકતી નથી—માટે બધા પરોણા પાસે મારી વતી માફી માગી લેય."

આલા તુરત તે હુકમ બજાવા ઉઠી અને ત્યાથી બાહેર પડી, એટલે બારણુ પાછુ અંદરથી બરાબર બંધ કરી લઇ ત્યાર પછીની બાકીની રાત તે કમનસીબ છોકરીએ કેવી કાઢી તે લખવા કરતા કલ્પી લેવુ સેહેલ થઇ પડશે

જ્યારે મોડેથી બધા પરોણાઓ વીખરાયા અને આલા પોતાના રૂમમા જવા ફરી, ત્યારે ઉપર જતા દાદર આગળજ તેણીને ઓચીંતા હીરજી શેઠ મળી ગયા તેણીએ જોયુ કે તે ખુબ પીધેલો હતા ભાગ્યેજ તે ઉભો વટીક રહી શકતો હતા, એટલા બધા તેના પગો ધરૂજતા અને લપેરા ખાતા હતા તેની આંખો લાલ લોહી જેવી થઇ ગઇ હતી, તેમજ ચેહરો ગુસ્સાબાજ અને ભીકાળ લાગતો હતો

આલાને જોઇ તે કદર બીહામણુ જેવુ હસ્યો, બીજીજ પળે કાંઇ યાદ આવ્યુ હોય તેમ ગુસ્સાથી તેણે બરાડ પાડી

"પેલી કાહ છે?" તેણે ગુસ્સાથી બુમ પાડી "હુ એનો મીજાજ અને મગરૂરી તોડુ તોજ ખરો એ ગેઇ કાંહ?" અને તે લપેડા ખાતો એકદમ ઉપર દોડયો અને હીલ્લાનાં ઓરડાનુ બારણુ અફાળી નાખ્યુ ત્યાંથી કાંઇ જવાબ મલ્યો નહીં, કે ના તો તે બારણુ ઉઘડયુ ત્યા સઘળુ શાંત અને ચુપ હતુ વળી પાછુ કાંઇ યાદ આવ્યુ હોય તેમ હાન તુરત તો તે ચાનો ગયો, અને પોતાના રૂમમા જઇ ભરાયો ત્યારેજ ગરીબ આલાને નીરાત થઇ, અને ત્યારેજ તે પણ ધ્રુજતી, ગભરાતી, એક હરણીની ચપળતાથી દોડી જઇ પોતાના ઓરડામા નાહઠી



## પ્રકરણ ૨૯ મું.



### "બરી ગીયુ મુવુ પણવાનુ!!"

બીજી સવારે નાસ્તા માટે તઇયાર થઇ આલા ડાઇનીંગ રૂમમા ગઇ ત્યારે તેણીએ હીલ્લા દાદીશેઠને જાણે રાત્રે કાંઇ બન્યુ જ નહી હોય તેવા શાંત ચેહરાએ હમેશ મુજબ ગભીર અદાથી ત્યા ટેબલ આગળ ન્યુસ વાંચતી બેઠેલી દીઠી થોડીજ પળમા તો હીરજી શેઠ પોતે ત્યા આવી લાગ્યા તેવણુનો ગુસ્સાનો ચીલ્યો તો હમેશ મુજબ ચઢેલોજ હતો, અને જયારે

ચુરકીને તેનણે પોતાની ધણીયાણી ગમ જોયુ, ત્યારે કપટ બરાબર તે લુચ્ચી ભુરી આખોમા દેખાતુ હતુ

"પછી કાલે શુ વલ્યુ તારૂ હીલ્ના ? આખરે મારીજ જીત પુરી થઇ કેની ? શરોફવાળા કેવા આવ્યા તે તે જોયા કે ?" હીરજીશેઠે ચેરટાથી લડાઇ શરૂ કરતા કહયુ

કાઇ પણ ઉત્તર વાળવાને બદલે હીલ્નાએ પોતાના હાથ માહેલા પેપર માહે ડોકયુ ખોસી રાખીને ગુપચુપ વાચ્યાજ કર્યુ વળી થોડી પળ સઘળુ શાત થયુ અને આલા શુક શુક્રાર થઇ કે આજે આટલાથી પતી ગયુ હતુ પણ હીલ્નાની ટેકાવદાર ચુપકીદીથી ઓરમી તેણીના ભરથારનુ ઉભાઇ આવતુ હતુ ગુસ્સાથી ઉકળાતી છાતી સાથે ફરી પાછુ હીર-જીભાઇએ પોતાની મહોરદારના શાત ગભીર પણ મીઠા અને મગરૂર ચેહરા ભણી જોયુ

"હુ તુને બરાબર બતાવશ હીલ્ના" તેવણે પાછુ જોરથી કહયુ "ગઇ કાલે રાત્રે મેરી શરોફ સાથે બતાવેલી તારી હલકટ વરતણુક અને ઇનસલ્ટ હુ કાઇ ભુલ્યો નથી અને તેનો સ્વાદ હુ તુને બરાબર ચખાડશ આખુ મુબઇ તુને હસતુ થશે એવુ હુ કરશ ને યાદ ગખજે હુ ફકત તેની એક તકની રાહ જોઇ બેઠેલો છેઉ !"

તેણીએ હજીબી કસોજ જવાબ કયો નહી પણ મુગે મોટે પોતાની કોફીનુ "કપ" સીપ કર્યાજ કર્યુ

"તુ એમ ધારતી હશે કે કાલે રાત્રે તે મને ખુબ ફજેત કીધો" તેવણે ગુસ્સાથી તપી જતા કહયુ "પણ તેમા

તારી ભુલ છે મેરીએ કાલની સાંજ ઘણીજ દીલખુશ રીતે પસાર કરી અને તારા ચાલી જવા પછી એજ હોસટેસની જગ્યાએ "પ્રીસાઇડ" થઇ-અને એટલી લાયકાતથી એ કામ સફાઇદાર રવેસે બજાવી લીધુ, કે તુ તો એની જુતી બરાબરબી આવી શકે નહી"

હજી કશો જવાબ નહી ! હીલ્ડા ન્યુદીશેઠના મગરૂર હોઠો જાણે સીવાઇજ ગયા હતા

"હુ શુ બોલુછ તે તુ સમજેછ કે હીલ્ડા?" હીરજી-ભાઇએ આખુ ઘર સાભળે તેવા મોટા ઘોઘાગી સાદે બુમ પાડી પુછ્યુ "શુ હુ બોલુ છ ને હુજ ઘાસ કાપુ છ કે?"

"હુ બધુ સમજુ છ." તેણીએ ધીમેથી હજીએ નરમી જાળવી રાખતા શાંત દેખાવે કહ્યુ

"અને તુ શુ ધારેછ, કાલના એ બધા બનાવો માટે ' શુ? જવાબ આપવોછ કે નહીં? હવે તારી એ ખોટી મગ રૂરીને મીજાસ મારી સાથે કરવાનો બાજુએ મુક ને મને સીધો પાધરો જવાબ આપ કે કાલને માટે શુ ધાર્યું તે?"

"શુ ધાર્યું?" તેણીએ અજાયબીથી પોતાના નાજુક ભવાઓ ચઢાવી પ્રતીઉતર કર્યો "મે એટલુ ધાર્યું, કે તમે અને મીસીસ શરોફ એકજ મળતા વીચારોના હોવાથી ખુદ-રતી રીતે એકમેકની કંપનીમા મજાહ મેળવવાનુ મળ્યુ, એમા જરાબી અજબ થવા જેવુ નથીજ"

"તુ એ ટોકારથી બોલેછ નહી?" તેવણે તુચ્છકારનુ હસતાં કહ્યુ.

"તમોને ગમે તેમ સમજો તમારે જોઇયે તે લાઇટમા મારો બોલવાનો અર્થ લેઓ" હીલ્લાએ ઠંડે કલેજે કહયુ "તમે ને પેલી બાઇરી એકજ ટાઇપના માણસો છેઓ, એટલે પછી વધારે બોલવાનુ મારે વાસ્તે કઇજ રહેલુ નથી ?"

પણ ભાગ્યેજ તે શબ્દો તેણીના મોઢામાથી બાહેર પડયા હશે જેવામા મોટા ગભરાટથી આલા પોતાની બેઠકમાથી ચમકી ઉઠી તેણીએ જોયુ કે હીરજીભાઇ દાદીશેઠે પાસે પડેલુ દુધનુ જગ ઉપાડયુ અને તે છુટુ પોતાની ધણીયાણી ગમ ફેંકયુ સારા નસીબે તે સહેજ અથડી નીચે પડી કકડેકકડા થઇ ગયા પણ તેમાનુ બધુ દુધ અને મલાહી ગરીબ હીલ્લાના માથા ઉપર, મોઢા ઉપર, અને છેવટે બધા કપડા ઉપર પડી તે ખરાબ કરી નાખ્યા પણ તેણી સ્થીર બેસી રહી એક ચીસ કે એક પોકાર વટીક તેણીના હોઠોમાથી બાહેર પડયો નહી ધીમેથી નેપકીન ઉપાડી તેણીએ પોતાનુ મોઢુ અને વાળ લુછી નાખ્યા, અને પછી ગભીરાઇથી આલાને પાછી બેસી જવા ઇશારત આપી

"જરાબી ગડબડ કરવાની કાઇંજ જરૂર નથી." તેણીએ તેવીજ શાન્ત ઢપે આલાને કહયુ "તમે મુગા મુગા બેમીને જોયા કરો કદાચ પાછી આ જાનની હેતવની રમત કરવાનુ મી૦ દાદીશેઠને મન થઇબી આવે"

અને તેણી જેવી અને તેવીજ શાંત અને ચુપ બેસી રહી. ખરડાયલા બીના પોશાક સાથે નાસતો પુરો થયો ત્યા સુધી તેણી ચુપ મેમીજ રહી અને તેણી ઉઠી, અને પોતાના રૂમમા જતા આલા પાસેથી પસાર થતા તેણીએ એવા તો

શોકાતુર મીઠા સાદે અને ગમીથી ઘેરાયલી આખોએ તેને જે શબ્દો કહયા, તે આલા પોતાની છેક મોતની ઘડી સુધી ભુલી નહી

"પેસા ખાતર પરણુવા માટેની આ શીક્ષા મને વાજબી છે જીદગીમા તમોનેગી કોઇનાર એવો ચાન્સ મળે તો આ કીમતી લેસન યાદ કરી કરી તેરી લાલચને વશ થના ના મીસ ગ્રાટ"

હીરજી દાદીશેઠ પોતાની પરણેતરને દુખ દેવાના સોગદ લીધા હતા—અને તે તેણે બરાબર પાલ્યા પહેલે એવા ટટા થોડેક અતરે થતા હતા–પણ હવે તે એકદમ વધી ગયા પહેલે હીરજી દાદીશેઠ અઠવાડયા સુધી પોતાનુ ઘર છોડી ચાલી જતો મગર હવે તે ઘરમાજ ઠરીઠામ થઇ રહયો, કેમકે તે જાણુતો હતો કે તેની હાજરી ઘરમા કેટલી કટાળા ભરી થઇ પડતી હતી અને તે દર દીનમે એટલો ઝગડનો ચાલ્યો કે આલા ઘણીકવાર વીચારોના વમળમા ઉતરી જતી તથા હીલ્તા કેમ તે ખમી શકતી હતી તે માટે અજબ થતી

નવાબ બહમનયાર ઇરાની ત્યા ઘણુજ થોડો આવતો હતો તે પોતે પોતાની આ વ્હાલી માનીતી પીતરાઇનુ દુખ જોઇ શકતો નહોતો. અને તેથી તે જોઇને બળવુ તેના કરતા તે મોટે ભાગે દુરજ રહેવાનુ પસદ કરતો

એક દીવસ નહી ધારેલા હીરજી શેઠ બપોરના જમવાને ટાઇમે ઘર આવી લાગ્યા અને જમતી વખત પોતાની ધણી યાણીને ઘોઘારી અવાજે જણાવ્યુ

"આજે મને નહી ધારેલો પેલો નવાબ એમ ઇશાની મળી ગયો–પેલો તારો સગો, હીરવા અને આજે મે તેને રાત્રે આપણે ત્યાં જમવા બોલાવ્યોછ કોઇ બીજુ મી આવવાનુ છે શુ ?

"નહી," તેવણુની જવાન ધણીયાણીએ જવાબ કર્યો

"ત્યારે તો આજે એને આપણો સુખી સસાર જોવાનો બરાબર લાગ મળી જશે પણ હુ તો ધારતો'તો હીલ્લા કે આજે રાતે સરદાર પેશોતન પોતાના ધણીઆણી અને પેલી એવણુની જવાન ખુબસુરત બેટી ઝીનોબીઆ સાથે આવવાનાં ઉતાં ?"

"નહી—મે નથી બોલાવ્યા તે લોકને પછીથી મે મારો વીચાર માડી વાળ્યો"

"હા—તુ કયાથી બોલાવે ? હુ જે લોકને ખાસ મળવા ચાહુ અને મને જે લોકોની કપની સઉથી વધારે ગમે તેને તુ કયાંથીજ તેડે ?" તેવણે ફફડાટથી કહયુ "તુ આખી દુન્યામા સર્વથી એકલપેટી બઇરી છે હીલા"

તે રાતનાં કગાળ ડીનરનો વખત સુદર આલાં પોતાની જીદગી સુધી ભુલી જઇ શકી નહી તે રાત્રેબી બસ તે વગર કારણે ગુસ્સાથી ધેલોજ થઇ ગયો અને તેનો બધો ખાર પોતાની જવાન ધણીઆણી ઉપરજ કાઢતો રહયો એક એકથી સરસ ઉમદા ડીશ બનાવેલા હતાં, જેમાનુ એકબી તેને પસદ આવી શકયુ નહીં કાઇ કાંઇ ખામી કાઢી તે માટેબી તે હીલ્લાનોજ કસુર કાઢતો રહયો તેણીને તે દીવસે કેટલી હદ

સુધી દુઃખ દેવું તેનો તેણે બરાબર વીચાર કરી રાખ્યો હતો એમ જણાતું હતું તે છતા ગમે એવો કડક જવાબ કે ઘાત ફીમા વાતકી ટીકા, ધીરજવતી હીલ્લામાં જરાબી ફેર પાડી શકયો નહીં તેણીનું તો પાપણુબી હાલ્યું નહીં તે મગરૂર ચેહરામા જરાબી ફેરફાર પડેલો જણાયો નહીં ઘણીક વેળા તો તે એવું બોલતો કે સામે બેઠેલા બોમનો મીજાસ ભાગ્યેજ તેના કાબુમા રહી શકતો હતો એકથી વધારે વાર તેણે હીંમત કરી તેને કહયુબી ખરૂ કે એક લેડીને અપમાન કરવાનું ઘણું હીચકારાભર્યું કહેવાય અને ખાસ કરીને તે તેની પોતાની બઇરી હોય ત્યારે તો તે બેવડું શરમભરેલું હતું મગર તેનો જવાબ હીરજી શેઠે ઠડે કલેજે વાલ્યો, કે જ્યારે એક ચીજ માટે તેવણે મોટી રકમ આપી હોય, એક ચીજ તેવણે પુરતા દામે ખરીદી લીધી હોય, તેને તેઓ પોતે ગમે તે કરી નાખે વચ્ચે કોઇથી પડાય નહી ! અને તેજ પ્રમાણે તેની બાઇડીનો હાલ હતો ! તેણી તેવણના પઇસાથી ખરીદેલી બઇરી હતી આવા જવાબથી હીલાએ જોયુ કે બોમ ઇરાનીનો ચેહરો એકદમ ગુસ્સાથી તપી આવ્યો હવે હદ થઇ ગઇ હતી અને ત્યા જરૂર બોલાચાલી ઉપરથી હાથ ચાલાકી થઇ જતે કેમકે તેણીએ જોયુ કે નવાબ ઇરાનીએ પોતાની બાંહે ચઢાવી પોતાનો જોરાવર જમણો હાથ ઉગામી ઉભો થવા જતો હતો, પણ તેજ વખતે સમયસુચકતા રાખી તેણી પોતેજ જાણે કશું બન્યુજ નહીં હોય તેમ ફીકકુ હસતી ઉઠીને ઉભી થઇ

"ચાલો હવે આપણે ડરોઇંગ રૂમમાં જઇશું ?" તેણીએ કહ્યું, "મીસ ઑાટ મ્યુઝીક સારૂં જાણેછ અને એવણ પોતાના મધુર ઇટાલ્યન ગાયન પ્યાના ઉપર આપણને સુણાવશે તેમજ દીલરૂબા સાથે ઘણું મીઠું હીંદુસ્તાનીગી ગાઇ આપણને રીઝવશે ચાલશે ઓમ ?"

અને તેણી આગળ ચાલી, એટલે આલા અને બહમન ઇરાનીએ તુરત તેની પાછળ ચાલુ મુકયું તેઓએ હીરજી શેઠને વીહસ્કી ચુસ્યા કરતો, અને ગાળો બોલતો ત્યાંજ એકલો રહેવા દીધો

"હીલ્લા," બોમ ઇરાનીએ તેઓ ડરોઇંગ રૂમમા જેવા એકલાં પડયા કે તુરતજ કહ્યુ "તે કાય નહી મને મારી મરજી માફક કરવા દીધુ ? હુ ઇચ્છુછ કે હુ એને એવો સવાદ ચખાડુ મને એને બરાબર શીખાડવા દે હીલ્લા કે તુંને રીસપેકટ કેમ આપવી તે એ જાણે"

"એવા માણુસ ઉપર હાથ ઉંચકી તે ખરડવા લાયકનો એ નથી બોમી" મીસીસ દાદીશેઠે કહ્યું. "એ એક એવી તરાહનો હલકટ માણુસ છે કે જેને કશુબી કદી શીખવી શકાયજ નહીં. હવે બસ કર એ વાત બોમ તું ભુલી જા જો બાહેર ચાદરણી કેવી સરસ પડેછ આપણે બાગમાં જઇએ ? ચાલો મીસ ઑાટ તમેબી સાથેજ આવો"

અને તેઓ તે ભભુકદાર રોશનીવાળો મોટો ભપકાદાર ડરોઇંગ રૂમ છોડી બાહેર ચાદરણીની ઠંડી રોશનીમા ફુલો અને ખુશબોદાર હવામા નીકળ્યા તેઓ આગળ ચાલતા હતા,

અને આલાં ધીમે કદમે જાણી જોઇ પાછળ રહી ગઇ તે લોકો શું બોલતા હતા, તે તેણી સાભળી શકી નહીં પણ નવાબ ઇરાનીએ એકદમ ઉભો રહી જઇ હીલ્લાની આખોના ઉંડાણમા ઘણા હેતથી જોયુ તેમજ જુસ્સાથી તેણીનો હાથ જાણે તે કદી પાછો છોડવાજ નહીં માગતો હોય તેમ પકડી લેતા જોયો અને તે અજબ થઇ એવુ તે તે શુ કહેતો હતો? એમ છતા કુદરતીજ તેણીને લાગ્યુ કે હાલ તેણીની ત્યા જરૂર હતી નહી, તેથી તે, તે બેને એકલા છોડી બીજીજ પળે પાછી અંદર ચાની ગઇ, અને ડરોઇંગ રૂમની બારી આગળ દુરથી તેમને જોતી હાથમા એક ચોપડી ધરી વીચાર ન્ત બેસી રહી

તેઓ શુ વાત કરતા હતા તે તેણી સાભળી શકતી નહોતી કોઇવાર નવાબ ઇરાનીનો ધીમે ધાડો જીદ કરતો અને તેને સમજાવનો સાદ તેણીને કાને અથડનો તો કોઇ વેળા ડાઇનીંગ રૂમમાથી હીરજીશેઠ દારૂની ઝુમમાં નોકરોને ધમકાવતા હતા, તેમનો સાદ તેણીને કાને પડતો રહયો

અને અરધા કલાક પછી નવાબ ઇરાની અને હીલ્લા અંદર આવ્યા અને બીજી થોડીક મીનીટમા તો તે જવાન "ગુડ નાઇટ" કરતો ત્યાથી ચાલીબો ગયો



## પ્રકરણ ૩૦ મુ

—०—

### ઓરતની એક ભુલ તે જીદગીની બસ ધુળ !

તે રાત્રે આલાં જ્યારે પોતાના રૂમમા સુવા જતી હતી ત્યારે હીલ્લા દાદીશેઠે તેણીનો હાથ પોતાના હાથમાં લઇ એવા તો દુખી સાદે અને ફીક્કા ગભરાયલા ચેહરાએ તેણીને જે કાઇ કહયુ તે તેણી પોતાની પાછલી જીદગીમા કદી ભુલી નહી

"આલા," તેણીએ ધીમેથી કહયુ "તુ રોજ રાતે ભણેછ કેની ? ખુદાની બદગી કરેછ કેની ? તો આજે કરે ત્યારે મારે માટે દુવા માગજે કે ખુદા મને ઘણુ જોર બક્ષ, અને મારી સામે જે એક મોટી લાલચ આવી ઉભીછ, તેની સામે થવા હુ હીમતવાન થઇ શકુ "

થોડી પળ તેણી જેમની તેમ દુખી અદાઓ વચ્ચે ઉભીજ રહી અને પડોશના રૂમમાથી પોતાના ભુડા ભરથારનો ચીરડાવાનો મોટો ગોધારી અવાજ સાભળી તેણી પોતાના નીચારોમાથી એકદમ જાગી ઉઠી અને ડાલાનાલાથી કેહતી હોય તેમ પાછુ આલા તરફ જોયુ

"ભુલતી ના વ્હાલી આલાં" તેણીએ પાછુ કહ્યુ "ભુલતી ના ! અને મારે માટે જરૂર બદગી કરજે કે હીંમતથી એ લાલચ સામે હુ ટકી શકુ" અને તેણી બીજીજ પળે આલને અજાયબીમા એકલી છોડી ત્યાથી ચાલી ગઇ .

તે રાત્ર આલા ઓાટ ઉઘી શકી નહી હીલ્ના દાદીગાડના

કડવાસથી બોલાયલા બોલ 'ભુલતી ના આલા અને મારે માટે જરૂર બદગી કરજે કે હીમતથી એ લાલચ સામે હુ ટકી શકુ " તેણીના કાનોમા પાછા અને પાછા વાગ્યાજ કર્યા એક લાલચ ? તે શુ હોવી જોઇયે ? એક લાલચ સામે ટકી રહેવુ કેટનુ અઘરૂ હતુ તેની ગરીબ આલાને બરાબર ખબર હતી તેણી પોતે એકવાર એક લાલચ—તેણીની નાની જીદગી દરમ્યાનની એકજ મોટી લાલચ—અને કેપટન સોહરાબ તેણીને આ તકે યાદ આવ્યા એ લાલચ સામે ટકી નહી શકતા, ભોળાઇથી તેણી જે રીતે ખરાબીના ખાડમા ઢળી પડી હતી, અને પછીથી તે એકજ ભુલને લીધેજ જે દુ ખ તેણીએ વેઠયુ હતુ, તે યાદ કરતા તેણીએ પસતાવાથી પોતાનુ સોહામણુ માથુ નમાવ્યુ

તેણી બીછાના ઉપરથી સુધ્ધ ઉઠીજ નહી અને તેથી કપડા બદલ્યા વગરજ બારી બાહેર જોતી, અને વીચાર કરતી થોભી બાહેર ચાદરણી ઘણીજ રળીઆમણી પડતી હતી અને સઘળે ઠેકાણે શાતીજ રાજ ચલાવી રહી હતી આલાએ ત્યાંને ત્યાજ સોગદ લીધા કે ગમે એ થઇ જતા પોતાની જવાન ગરીબડી શેઠાણીને તે જેબી લાલચ હોય તેની સામે ટકી રહેતા શીખાડવુ, અને બને એટલુ તેણીનુ દુ ખ ઓછુ કરવુ.

તેનામા તેણીના બારણાનુ કડુ 'ધીમેથી ફર્યું', અને એમ પુછયા વગર કોણ અદર આવ્યુ હતુ, તે જોવા તેણીએ ડોકુ ફેરવ્યુ, તો ફીકકે ચેહરે અને લેવાયલે તુટાયલે હાલે તેણીએ હાલ્લા દાદીશેઠનેજ પોતાની સામે ઉભેલી જોઇ

" હુ અદર આઉં આલા ? તેણીએ ધીમે સાદે ફીકકુ

હસીને પુછયુ અને જવાબમાં ભલી આલાએ તુરત માથાથી તેણીનો હાથ પકડી એક નરમ નીચી ખુરસી ઉપર તેણીને લઇ જઇ આરામથી બેસાડી દીધી પછી તેણીનાં પગ પાસે એક નાના સ્ટુલ ઉપર તે પોતે ગોઠવાઇને બેઠી

"એમ અરધી રાતે તુને અડચણ કરતી આવવા માટે માફ કરજે આલા" મીસીસ દાદીશેઠે કહયુ "પણ હુ મારા રૂમમા રહી શકીજ નહી, એટલે બે ઘડી તારી સાથે વાત કરવા અને મારા જીવને ખુલાસી આપવા હુ અહીં આવીછ"

"ઘણુ સારૂ કીધુ." આલાએ તુરત કહ્યુ "હુ પોતેબી અહીં આય બારી આગળ ઉભી રહીને તારા અને ચદ્રને જોતી તમારોજ વીચાર કરતી'તી"

"હુ તારી પાસે આવી આલા, કેમકે મારા રૂમમા એકલી રહેતા, આજે મને કાંઇ અજબ બીક લાગેછ બસ હુ એકલી પડુ છ, કે ગાડા ઘેલા વીચારોથી હુ એકદમ ડરીજ જાઉંછ ઓ આલા આલા,"—તેણીએ હવે એકદમ પોતાની ઉપરનો કાબુ ખોઇ દેતા અને રડી પડતા સતાપથી કહ્યુ "ઓ આલા, આલા, મારાજ નસીબમા કાએ એવુ દુખ હોશે? વરસો અગાઉ જયારે હુ નાનાં ઉતી, ત્યારે કોણે આલાં આવા એક ભવાઇનની વકકી રાખી'તી? એક છાકટા લુચ્ચા ધણીની હુ ધીકકાર પામેલી હડધુત અને હેરાન થતી ધણી-આણી? ખુદા મદદ કરે—આલા—મારેથી હવે વધારેવાર ખમી શકાતુ જ નથી હુ હવે વધારેવાર કેમ ખમુ અને કેમ ટકુ તેજ મને સમજ પડતી નથી. તુ ધારેછ તેવી હુ સખત મનની મધુ ખમી શકુ તેવી નથી, આલા—હુ તો ફકત એક

નબળા મનની હેત અને શાતી માટે તરસી રહેલી છોકરી છઉં"

"તે છતા હવે દુખ પડયુ તો તે ખમ્યા વગર છુટ-કોજ કયા છે બહેન ?" આલાએ કહ્યુ "ખુદા હજીબી સારૂજ કરશે તમે હીંમત રાખો અને જેમ સહન કરોછ તેમજ કરો તેમાંજ ફાયદો છે એમ જીવ બાળ્યાથી શુ થવાનુ છે ?"

"નહી બસ, હવે હુ વધારે વાર ખમી શકવાનીજ નથી, આલા ! પઇસા અને સમવડ વગર હુ રહી શકશ, પણ હેત વગર હવે મને જીવવુ રદ લાગેછ મારા ભવીશની મને ઘણી ધાસ્તી લાગેછ શુ થશે તેની રાત દીવસ મને ફકર લાગીયા કરેછ આલા," તેણીએ આગળ ચલાવ્યુ

"હીલ્લા ! મારા બહેન-જરા ધીરજ ધરો-હીમત પકડો ! આપણે માથેબી એક ખોદાય છે !"—આલાએ ડગ-મગતે દીલે દીલાસો દીધો

"ઘણીક વાર હુ મારા મનને પુછુછુ કે મારાથી હજીબી આ ખમાશે કે નહીં, અને મારા દીલનો જવાબ મને મળેછ કે—'નહી' ઓ ખુદા મે શુ કીધુ કે આ રીતે મારે આવી શીક્ષા ખમવી પડેછ ? બીજી છોકરીઓ કેવી સુખી ધણીઆણી દાખલ રહે છે, ત્યારે મારોજ કાએ આવો હાલ ? બીજી છોકરીઓના નસીબમા કેવા સારા ભરથારો મલ્યા છે, ત્યારે મનેજ કાએ એમ ?

"દુન્યાના ઘણાક મોટામા મોટા અને નામાકીત માણસોએ પોતાનો પરણ્યો સસાર ઘણા દુખમા કાઢેલો છે તે યાદ રાખો

ભલાં મીસીસ દાદીશેઠ" આલાએ તેણીને પટાવતા અને હીંમત આપતા કહ્યું "એ તો જેનું જેનું નસીબ હીંમત રાખો બહેન, અને હજીબી ખુદા સારૂં જ કરશે એમ મારી ખાત્રી છે"

"મે મારી જીંદગીભરમાં થોડાક હેત અને શાંતી સીવાય કશાની આશા કરી નથી, આલા બહેન" હીલ્ડા દાદી શેઠે ગમખ્વાર અદાઓથી આગળ ચલાવ્યું "પણ એટલુંબી હું મેળવી શકી નથી જો મારી જગ્યાએ કોઇ બીજી છોકરી હોય, તો આવા દુખને કદાચ ઝાઝું વજન આપે નહીં, અને બીજી રીતે મોજ મજાહથી પોતાની જીંદગી પસાર કરે કદાચ છુટા છેડાબી લે પણ આટલીવાર હું મારી આબરૂનો ખ્યાલ કરી ચુપ બેઠીછ! હું કેટલું દુખ ખમુંછ તે એકલા મારા ખુદાનેજ રોશન છે આલા, હું ઇચ્છુંછ કે દરેક માતા પોતાની દીકરીને ફકત પઇસા ખાતર જ પરણાવા ચાહતી હોય તે મારો દાખલો લે, અને હું કેવી સુખી થઇ શકીછ તે જોય"

બાહેરથી ચંદ્રનો પ્રકાશ તેણીના ચેહરા ઉપર પડી તે મીઠા ગમગીન ચેહરાને બેવડો ફીકકો અને દુખી બનાવતો હતો તેણીની આંખો તમામ આસુઓથી ભરાઇ ગઇ હતી અને તે ઘેરા બ્રાઉન રંગના સુંદર કસબ જેવા વાળો એક ડગલો થઇ વેરવીખેર તેણીના ખભા ઉપર પડયા હતા જેવો દેખાવે, અને પોશાકની બેહાદો નચ્ચે તેણી એક ગમગીન પુતળાનેજ ખ્યાલ આપી રહી હતી

આલા ઉઠી તેણીની વધારે નજીક ગઇ અને હેતથી તે ચેહરા સામે જોયું

"વાહાલા મીસીસ દાદીશેઠ," તેણીએ કહ્યુ, 'રાત્રે સુવા જવા પહેલાં તમે એક લાલચ સામે ટકી રહેવાનું બોલ્યા હતા, તે કઇ જાતની લાલચ તે મને નહીં કહો ?"

"હા હુ કહેનશ, હુ તુને બધુ કહેવશ આલાં, કેમકે તેથી મને નીરાંત મળેછ સમજ, મારા દુખથી હવે એકદમ દાઝી જતા અને નહીંજ સહન કરી શકાતુ હોવાથી આજે મને બોમે, એક અજબ જાતની માંગણી કરી એણે મને પોતાની સાથે લઇ જવા કહયુ. અને પછી મારા ભરથાર સામે દાવો માડી છુટા છેડા લેવાનો વિચાર કર્યો એટલો વખત અહીંથી હુ એની સાથે નાહાસી જઇ કેથેબી કાઇ ગવરનેસ કે કંપેનીઅનની નોકરી કરૂ, અને જેવુ મને માલમ પડે કે કોર્ટે મને છુટા છેડા આપ્યાછ—એટલે તુરત બોમને, એ જયાંબી હોય ત્યાંથી તેડાવી મગાવી, અમે લગન કરી સુખી થઇશુ

આલાં એકદમ ચમકી ખડી બેઠી

"વાહલાં મીસીસ દાદીશેઠ!" તેણીએ એકદમ ગભીર થઇ જતાં કહયુ." "હુ જો કે તમારાથી નાની છેઉ, છતાં એવી બાબદમા થોડાક એડવાઇસના શબ્દો હુ બરાબરજ કહી શકશ તેમ છે તમે જે પગલુ લેવા તઇયાર થયાછ, તે માટે પહેલે સો વાર વીચાર કરજો તમારૂ ખાનદાન, તમારી આબરૂ અને તમારી પોતાની "સેલ્ફ રીસપેકટ" એમ કરી તમે ખોશો લોકો હજાર ટીકા કરવા પડી જશે તમારૂ માન પામેલુ પવીત્ર નામ, તમો એમ કરી નકામું ધુળમાં નાંખશો અને પછી વળી પસ્તાવો અને શીક્ષા ખમવી પડશે તે તો

જુદી મારૂ માનો બહેન, તો હરગીઝ એવા ખ્યાલની તમારા મગજમા દાખલ થવા દેતા ના તમારા ધણીનુ ઘર એમ એવી રીતે છોડી જવા કરતા અહીંજ મુગે મોઢે રહેવામાજ તમારી શોભા છે ”

હીરના દાદીશેઠ અજબ થતી આ નાની છોકરીના ઉશકેરાટથી રાતા બનેલા મીઠા દુ ખી ચેહરા ભણી જોઇ રહી તેણી આટલી નાની છતાં કેટલા કડવાસથી આ શીખામણના વચનો કહી રહી હતી

‘ આલા,” તણીએ એકદમ પુછ્યુ “તુ આટલી નાની છતા આવુ બોધદાયક અને ઉડુ નશીઅત આપનારૂ ડહાપણ ક્યાથી શીખી ‘ મને કહે, આલા, કે તુ એમ કેમ બોલી શકે છે ?”

તેણીનો ચેહરો લાલચોળ બની ગયો તે મીઠી ચશ્મો નીચે ઝુખી પડી. અને પછી ધીમા નરમ સાદે,-તે સાદ કે જેમા દુન્યાભરનો પસ્તાવો અને દુ ખ સભળાતુ હતુ - તેણી બોલી

“મારી સામેની એકવાર લાલચ મને લલચાવતી, અને મુજ નાદીંશ ગરીબને ફસાવતી મારી સામે આવી ઉભી હતી” તેણીએ કહયુ, “અને તે વખતે હુ એટલી નબળી બની શકી, મીસીસ દાદીશેઠ, કે મારાથી એ લાલચ સામે ટકી શકાયુ નહીં ખુદા સાહેદ છે, બેન કે તેના પરીણામમા મે કેટલુ ખમ્યુ છ જબુન દુ ખ, ત્યાર પછીનો પસ્તાવો, અને દુ ખના દહાડા મે કેમ કાઢયાછ તે હુ એકલીજ જાણુ છ અને હુ તે જાણુ છ અને સમજુ છ તેથીજ તો તમોને અરજ કરૂ છ કે

ગમે એવી લાલચ, પછી ને ગમે તેવી નાની કે નીર્દોશથી હોય- તોપણ તેની અડાસે જવુ નહી, તેને વશ થવુ નહી તમારૂ નામ અને તમારી આબરૂ જે તમને આખી દુન્યામાં સર્વથી વાહલી હોવી જોઇએ, તેને ખાતર કાઇની વેહી એવી લાલચને કદી વશ થતા ના મને વચન આપો બેહેન કે કાઇની નાદાન ઉછાછળુ પગલુ ભરવા પહેલા તમો સો વાર વીચાર કરશો ”

હીલ્લા દાદીશેડે કશોજ જવાબ કર્યો નહી તે કાંઇ નહી સમજ પડતુ અમડી, પછી પોતાના ઓરડામા ચાની ગઇ, પણ તે આખી રાત-સવાર પડી ત્યાં સુધી તેણીએ આલ્લાના શબ્દો યાદ કરી તે ઉપરજ વીચાર કર્યા કીધો



## પ્રકરણ ૩૧ મુ.

— o —

### “અહો! સુરજ આજે કેની મેર ઉગ્યોછ. મેમ સાહેબ ?”

બીજી સહવારે રાબેતા કરતા જલદીજ ઉઠી આલ્લા આટ નીચે ડાઇનીંગ રૂમમા ગઇ તેણી પાછી હીલ્લા દાદીશેઠને મળવા આતુર થઇ રહી હતી, અને પોતાનાં રાતના બોલોએ તેણી ઉપર શુ અસર કરી હશે તે જોવા તે માગતી હતી તેણી ત્યાં ગઇ ત્યારે, હીલ્લા તો કયારની આવીની ચુકી હતી અને સામેથી આલુને આવતા જોઇ તેણીનો મગરૂર ચેહરો એક મીઠાં હસવામાં ખીલી રહયો હેતથી લબાયલા હાથો સહીત તેણી તેની પાસે દોડી આવી

"મારે તારો ઉપકાર માનવાનો છે આલા" તેણીએ કહયુ "અંતે સારી સમજ અને સારી શકતી મારી ઉપર ફાવી શકી છે અને મે ધીરજથી જે થાય તે ખમવાનોજ વીચાર કીધોછ!"

"ખુદાનો કેવો આભાર" આલાએ સંતોશનાં આસુઓ સાથે હસીને કહયુ "મે એ બાબદમા મોજેજાઓઓ થયલા સાભળ્યાછ, ભલાં મીસીસ દાદીશેઠ, અને મારી ખાતરી છે કે તમારી નેકી અને ભલાઇ, તમારી ધીરજ અને શાંત સ્વભાવ માટે ભવીષ્યમાં જરૂર તમારે માટે સુખ અને સુખજ છે"

"બચ્ચાઓ કહે તેમ હવે હું નોટી થવશ નહીં આલા" મીસીસ દાદીશેઠે મીઠાસથી હસ્તા કહયુ "હુ મારા વીચારને વળગી રહેવશ અને બધુ મુગે મોઢે ખમશ. જો કે ભવીષ્યમા સુખની આશા માટે તો હુ કાઇ કહી, કે વીચારીની શકતી નથી, તે છતા તુજ જોજે કે હુ કેમ સુધરી જવા માગુ છ તે"

તેવામા બારણા પાસે કોઇ ભારી પગલાનો અવાજ સભળાયો અને બીજીજ પળે હીરજી દાદીશેઠ પોતાના હમેશના ગુસ્સાના ચીલ્લા સાથે અંદર આવ્યા

"ગુડ મોરનીંગ હીરજી," હીલાએ ઘણુજ મીઠાશથી હસી તેની સામે જોતા ખુશ મીજાજે કહયુ "આજનો દહાડો કેટલો રંગીયામણો છે નહી? તમે નાસ્તા માટે શુ લેશો?"

તે તેણીના મીઠાશથી અને નરમ હેતવંતા બોલોથી અજબ થઇ ગયો પણ કશુબી બોલ્યા વગર નાસ્તાની ચીજો ખીચ ભરેલી મોટી ટેબલ તરફ નજર કરી

"મારે લાયકનું ખાણું હું તો કાંઇજ જોતો નથી." તેવણે ધુખરાયલે સાદે કહયું "આપણે ત્યાં માણસોજ બરાબર નથી. મને તો કાંઇ ગરમ ગરમ અને મજાહનું તીખું, ભુખ નહીં હોય તોબી ખાવા મન થાય તેવુંજ ગમે"

તેવણુની બઇરીએ કશો જવાબ કર્યો નહી-પણુ મીઠા-શથી હસી તેની તરફ જોયું અને ખરા જીગરથી ઇચ્છયું કે તે જરાબી સભ્ય થાય! પણુ તેવણે તો તેણી તરફ જોવાના હવે અખાડાજ કીધા, અને તેને બદલે આલા તરફ ફર્યા

"હલ્લો સાહેબજી મીસ આટ, તમે તો કાંઇ હમણાં દેખાતાજ નથી? એકલા એકલા કાંહ ફર્યા કરોછ? તમારી સાથેબી પુરી પાધરી હું વાત કરતો નથી, તે માટે મને માફ કરજો પણુ હું કરૂં તેબી શું? મારા ઘરનુંજ કાંઇ ઠર ઠેકાણું નહી મળે આખો વખત તે માટેની ફર્યાદ, એટલે મારોબી સ્વભાવ તે કેમ ઠેકાણે રહે? એકબી માણુસ બરાબર હુસ્યાર અહીં નથી"

આલાએ તો કાંઇ જવાબ આપ્યો નહી પણુ હીલ્લાજ ધીમેથી અને નરમાશથી વચ્ચે પડી

"જો આ રાંધનારો તમોને પસંદ નથી હીરજી, તો કાંઇ ફીકર નહી, એને હું રજા આપી, કોઇ બીજો સારો જેવો શોધી કઢાવશ"

"એ બધા એકમાના," તેવણે કહયું "આખી મુંબઇમાં સર્વથી સરસમાં સરસ તાબેદાર અને કેળવાયલા નોકરો તેમજ વખાણુવા લાયક કુક જોશો તો શરોફવાળાને તાહ છે"

તેણીનો ચેહરો પાણુ એ નામ સાંભળતા ગુલાબી

મન્યો આલાએ જોરથી તેણીને પોતાનો ખુરસીનો હાથો પકડી લેતા દીઠી, પણ જે ગુસ્સાના શબ્દો તેણીના હોઠ ઉપર આવ્યા તે બીજીજ પળે ગુમળાવી નાખી તેણી નરમાશથી બોલી

"વાહ તે લોક કેટલા નસીબવાળા એ બામદમા હોશે–ખરૂની હીરજી ?"

"હા મચી શરોફ ખરેખરો નસીબવાળો છે" હીરજીએ ભેદમાં કહયુ "તે પોતાની બઇગી નોકરો અને બધીજ બાતમા નસીબવાળો છે"

પાછો આલાએ તે વ્હાલી સમજુ શેઠાણીનો ચેહરે દુખથી એકદમ ફીકકો પડી બીજીજ પળે રાતો બની જત દીઠો. પણ તેણી હજીબી ધીરજ રાખી ચુપજ રહી અને તેવણુની ચાહેનુ કપ બનાવી આપ્યુ

"પણ હુ એમ પુછુ બાઇ સાહેબ," તેવણે થોડીવારે એકદમ પાછું પુછયુ "કે આજે તમે કાઇ છેકજ ખુશ મીજાજમા છેઓ ? કાઇ ખુશ વધામણી સમજીછ, કે ? કે શુ ? યા તમોને કાઇ એમ કરી મારી પાસેથી કઢાવી લેવુ છ તેથીજ આજે એટલા પટામણા અને ડાહયા થઇ ગયાછ ? કે સુરજ આજે કેની મેગ ઉગ્યોછ, મેમસાહેબ ?"

"તેવુ કાઇજ નથી હીરજી" હીલ્લાએ શાતીથી કહ્યું "આપણી વારવારની મતફેરી અને ટટાથી હુ કટાગી ગઇછ અને ઘણી શરમીંદી છેઉ તેથી હવે આપણે શાત અને લગાર દોસ્તી ભરેલી જીદગી પસાર કર્યે એવુજ ઇચ્છુછ"

"બાઇ જોવ ! ! એ તો ઘણુ સારૂ ત્યારે" તેવણે કહ્યુ "કોણે અચબુચ એવો ફરક તારામા પાડી દીધો હીલ્લા ? કોણે તુને એકદમ એવી સુધારી દીધી ? એમનો સુરજ એમ આવને તોબી હુ માનતે નહી કે તુ આટલી નરમાશ ભરી થઇ શકેજ, હીલ્લા ! પણ તે કેટલો વખત માટે હ ?"

તેવણ હવે પોતાની બેઠકમાથી ઉઠી ઉભા થયા અને તેણીને અપમાન લાગે તેમ મોટે કઠોર સાદે હસી પડયા બીજીજ પળે આના અને હીલ્લા દાદીશેઠ એકવા પડયા તેણીનો ચેહરો એકદમ પાકો ગભીર બની ગયો—પણ આલાએ તુરત હીમતના સખુનો તેણીના કાનમા રેડયા.

"શાબાશ, આફ્રીન છે તમારી ધીરજને મીસીસ દાદી શેઠ એમજ જાળવી રાખો મારી ખાત્રી છે કે આજે અરધી ઉપર તમારી ફતેહ થઇછ !"



## પ્રકરણ ૩૨ મું.

— o —

### "ઓહ—યુ બ્રુટ !"

હીરજી દાદીશેઠને ખુબ મજાહ મલી તેવણુંના બબરીને તેવણ સર્વેથી પાજી સ્વભાવની અને મગરૂર ધારતા હતા પણ જે પ્રકારે તેણીએ આજે નરમાશથી તેવણ સાથે વાત કરી હતી —જે ઓચીની રીતે ઘરમા શાતી અને લગાર

દોસ્તીભરી જીદગી પસાર કરવાની તેણીએ આરજુ કરી હતી—તે તેવણુને મનથી ખરેખર ગમત ઉપજાવનારૂ હતુ

"એમા કાઇબી ઉલગબરડી છે" તેવણે મનથી વમાસ્યુ "હુ સોગદ ખાઇને કહી શકુ છ કે એમા કાઇ ત્રીક છે એને મારે માટે જરાબી દરકાર નથી, એ તો હું જાણુ છ ત્યારે વળી એ શાંતીની શાની આરજુ કરતી આવી હોશે? એ બધી ગોલા લડાઇ કઇ આપણાં ધ્યાનમાં ઉતરતી નથી!"

વળી તેવણુ એકદમ મોટેથી હસી પડયા "હા એમજ કરૂ" તેવણે મનથી કહયુ "બસ એમજ કરૂ મેરી શરોફને એને મલવા માટે મોકલી આપુ, અને પછી જોઉ કે કેટલો વાર એનો એ મીઠાસ અને નરમ સ્વભાવ જળવાયલો રહેછ?"

તેવણુ જે હપે પોતાની ગરવી, જવાન ધણીઆણીને હાથે કરી દુખ દેતા હતા તેનુ તેવણુને જરાબી લાગ્યુ નહા સામી એ રીતે તેણીને બળતી અને હેરાન થતી જોઇને આ ઘાતકી માણુસને તો ગહત મળતી હતી

તેવણે પોતાનાં કાગળો લખવાના પુરા કર્યા અને પછી અતી સભાળથી ડરેસ થઇ મચી શરોફને ત્યા મળવા ગયા,

તુરતજ થોડી પળમા પેલી ચેડી ચીબાવલી, તે આંખ-ગાને આજી નાખવાનાં ફાફાં મારતી, અને હજાર જાતના નખરા કરતી મેરી તેને આવી મળી

"આજે સહવારે મને જેવી રમુજ મળી તેવી મારા આખી જીદગીમા કોઇ દીવસ મળી હોશે નહીં," હીરજી શેઠે થોડી પળની વાતો પછી કહયુ

"કેમ? કેમ? વરી શુ થયુ?" મેરીબાઇ સીપલાસ કરી બોલ્યાં

"મારી બહેની તુ જાણેછ તેમ સર્વથી મગરૂર, અને તોછડી છે એની જીભ તો જાણે એક કાતર! પણ તેનામા આજે મે એક અજબ ફેરફાર થયેલો જોયો તુ માનશે? તે આજે એકદમ નરમાશવાળી થઇ ગઇછ, અને શાંત તથા પ્રેમતી ભરેલી જીંદગી ગુજારવાની મારી આગળ વાત કરવા લાગીછ કેવુ રમુજી હ મેરી"

"હા હીરજી" મેરી શરેફે જવાબ કર્યો તે બધામાંજ "હા," કહેતી તેણીનો એ ધારોજ હતો, કે કશામા મતફેરી બતાવવીજ નહીં. અને હા કહીનેજ સર્વનુ માનીતુ થઇ જવુ અને તેથી તેણીએ હાલબી તેમજ કર્યુ "હા હીરજી, બેશક રમુજીજ કહેવાય એવણ જેવા તડતડ બોલનારા મગરૂર બાનુ એકદમ ગરીબ અને હેતવંતા થઇ શકે, ત્યારે આપણને કાંઇ જેવી તેવી રમુજ મળે નહીંજ"

"બરાબર હુબી એમજ કેહુ છ" હીરજી શેઠે હસીને સમજાવ્યુ "પણ તેથી હુ કહેવા એમ માંગુ છ, મેરી, કે તુ મારે તાંહ હવે જા અને એને મલ હુ જોવા માંગુછ કે તે પોતાનો એ ધારણ કરેલો સ્વભાવ કેટલો વખત સાચવી રાખી શકેછ?"

"પણ એવણ મને પોતાને ત્યાં દાખલ થવા દેશેજ નહી તો, હીરજી?" તેણીએ ફીકર દેખાડી

"તો તેણીને મારૂ ઘર સદા માટે છોડી જવુ પડશે" એકદમ તપી જતા તે મહા બુરા આદમીએ કહયુ "મારા

દોસ્તોને તે અપમાન કરી શકશે નહી હુ કહુ છ તેમ તુ કર મેરી—ને પછી જો ”

અને તેણી તે હુકમને તાબે થતી તેના ગયા પછી પોતે ખુબ ભપકાથી તઇયાર થવા ગઇ

જ્યારે તઇયાર થઇ એ અભાગણી સ્ત્રી મીસીસ દાદી-શેઠને “કોલ” આપવા ગઇ ત્યારે હીલ્ના, આલ્બા સાથે વાતો કરતી પોતાના ખાનગી ઓરડામા બેઠી હતી. તેણીએ બેદરકારીથી તે સુદર રૂપેરી સાલવરમાથી તે ફુટમેન લઇ આવ્યો હતો, તે વીઝીટીંગ કાર્ડ પોતાના હાથમા લીધો પણ બીજીજ પળે તે ઉપરનુ નામ મીસીસ એમ શરોફ વાચના તેણીના ડોળા ગુસ્સાથી નીકળી પડયા

“એ બાઇ સાહેબને જઇ કહો, કે બાઇ “નોટ એટ હોમ” છે” તેણીએ તે નોકરને મોટે સાદે હુકમ કર્યો અને બીજી થોડીક પળમાં તો મોટર ત્યાથી પાછી ચાલી જવાનો અવાજ તેઓએ સાભળ્યો

“મારી ખાતરી છે, આલ્બુ, કે મારા ભરથારેજ તેણીને આ નીઝાટ આપવા અહીં મોકલી આપી છે’ મીસીસ દાદીશેઠે કહયુ “એવણુ જાણેછ કે હુ એ ઓરતને કેટલી ધીકકારૂ છ તેથીજ હાથે કરી મને સતાવવા અને પજવવા એને મોકલી આપી હોશે ”

“હવે તમે એવણુ આગળ તો કાઇ બોલતાજ ના, બાઇ” આલ્બા જે તેણીને સુખી અને સતોશી કરવા ખાતર પોતાનુ બનતુ કરતી હતી, તેણે કહયુ “જાણે એ વાત બનીજ નહી હોય તેમ શેઠ આગળ તો કાંઇ બોલતાજ ના”

"આલા" મીસીસ દાદીશેઠે માયાભર્યા અવાજે કહ્યુ 'તુ મને બાઇ અને બાઇ સાહેબ, ના કર્યા કર તારા રહે-નાથી મને એટલો પડોશ પડી ગયોછ કે તુને હુ મારી એક સાચ્ચી ફ્રેન્ડ કે બેહનજ ગણુ છ તુ મને હવેથી હીલ્લાજ કહેજે" અને તેણીએ જબરીથી આલા પાસેથી એ પ્રોમીસ લીધુ

જ્યારે રાત્રે તેનો ભરથાર ઘર આવ્યો ત્યારે હીલ્લા ડરોઇગ રૂમમાજ વાચતી બેઠેલી હતી તેણીએ ઘણાજ મીઠા-સથી હસી તેને આવકાર આપ્યો અને પોતાની પાસે બેસવાની જગ્યા બતાવી

"આજે સાજે કાહ જઇ આવી હીલ્લા?" તેવણે પુછી જોયુ

"કુથેબી નહી" તેણીએ હસીને જવાબ કરતા કહ્યુ "આજે તો મે ઘણીજ આળસુ સાજ પસાર કરીછ, ડીરજી"

તેણી એવી તો ખુશાલ તબીયતથી જાણે કશુ બન્યુજ નહી હોય તેમ વાત કરતી રહી, કે તેવણ સમજ્યા કે હજી મેરી શ્રોફે તેણે કહેલી વીઝીટ આપી હશે નહી કદાચ કાલે આપશે એમ તેવણે ધાર્યુ

પણ જ્યારે તેવણ ઉપર પોતાના રૂમમાં ત્યાર પછી ગયો ત્યારે થોડીજ વારે તેવણુનાં હાથમા એક ચીઠી મુકવામા આવી જેનુ સીલ તથા નાજુક પરબીડુ, અને તે ઉપરના તેવાજ નાજુક દસ્કત, અને સેન્ટના મીઠા પમરાટથી તેવણે તુરત જાણ્યુ કે તે મેરી શરોફ તરફથી આવી હતી. તેવણે ઘણી ઉલટથી, ઉતાવળે ખોલીને નીચે મુજબ વાચ્યુ

"માઇ ડીઅર હીરજી,

તમારા કહયા પ્રમાણે તમારે ત્યા આજે હુ જઇ આવી હતી પણ મને ઘણાંજ ઇન્સલ્ટ સાથે કાઢી મુકવામા આવી હતી મીસીસ દાદીશેઠે "નોટ એટ હોમ" કરી કહેવાડયુ હતુ પણ હુ તો જાણુતીજ હતી કે તેવણ અદર છે અને વળી તે જવાબ લઇ આવનાર માણસ મને ઘણો તોછડો થયો હતો ફરીથી મને તમારે ત્યા જવા કહેતા ના મને ઘણુ ખોટુ લાગુ છે

હેતવતી દુવાઓ સાથે,

લી૰ હમેશની દુવાગીર તમારી,

**મેરી.**

અને તે વાચી હીરજી શેઠની આખોમા ખુન વરસી રહયુ આ રીતની હીમત ? આ રીતે તેવણ સામે ઉવાડી સરકશી ? ગુસ્સાથી ધરૂજતા તન બદને તેવણ ઉઠયા અને નીચે ડરોઇગ રૂમમા પોતાની બેરી જે વાચની બેઠી હતી ત્યાં ધસી ગયા તેણીએ તેને આવતો જોઇ મીઠાસથી હમી ઉચુ જોયુ પણ બીજીજ પળે તે હસવુ તેણીના ચેહરા ઉપરથી ઉડી ગયુ તેણીએ જોયુ કે હીરજી શેઠ ખરેખર ગુસ્સે થએલા લાગતા હતા

"હુ એમ પુછવા માગુ છુ કે આજે મેરી શરોફ તુને મળવા આવી ગેઇ'તી, હીલ્લા ?" તેનણે પુછયુ

"હા" ટુકમાજ તેણીએ જવાબ કયો

"અને તે તેણીને મળવા સાફ ના પાડવાની હીમત કીધી ?"

"અલબત !" તેવણની મહોરદારે ગરીબાઇથી જવાબ કર્યો "અને મારી ખાતરી છે હીરજી, કે એક મીનીટ તમે વીચાર કરશો તો તમુનેબી લાગશેજ કે હુ વાજબી હતી તમો જાણોછ કેની કે હુ એની સાથે મળવા ચાહતીજ નથી મને એ બઇરી ગમતીજ નથી, તે તમોને ખબર છે કેની ?"

"અને તારો નાનો અપમાન ભરેલો જવાબ લઇ જનાર કોણ તોછડો માણસ હતો ?' તેવણે થથડાવી નાખ નારા સાદે પુછ્યુ

"તેમા તે બીચારાનો કાઇજ વાક નહી હતો, હીરજી મે કહયુ તે તેણે જઇને તે બઇરીને કહયુ તેમા એ શુ કરે ? હુ એનુ નામ તમોને કહેવાનીજ નથી હવે કાઇ"' તેણીએ હજીબી લડાઇ ડામવાની કોશેશ કરતા સેહજ હસીને હઠથી કહયુ

"તે જોવાનુ મારૂ કામ છે, મીસ ગ્રાટ તમે મને જણાવી શકશો કે તે નોકર કોણ હતો ?'

"મને માફ કરો સાહેબ," બાલાએ હીમતથી જવાબ આપ્યો "મીસીસ દાદીશેઠના હુકમ વગર હુ કાઇબી બોલી સકતી નથી"

"એમ છતાં હુ જાણુવાનોજ.' અને તેવણે જોરથી બેલ વગાડયો—જેના જવાબમા જે માણસ આવ્યો તેને તેવણે થથરાવી નાખનારા સાદે પુછ્યુ —

"આજે મીસીસ શરોફ આવેલા તેવણુને કોણે જવાબ આપ્યો હતો તે તપાસ કરી મને એકદમ કહો."

"મે સાહેબ" તે નોકરે તાબેદારીથી જવાબ કર્યો

"તે ? અને તે એ બાનુને જઇ જુઠું કહયુ કે બાઇ સાહેબ ઘરમા હતા નહી માટે તેવણે ચાલી જવુ ?"

"સાહેબ મને જેવો હુકમ મલ્યો તેમ મે કહયુ એમાં માહરો શુ કસુર થયો ?"

"ઠીક છે ત્યારે, હવે જા તારો સામાન લે, અને તારા ઘરનો રસ્તો પકડ ફરીથી તાહરૂ મોઢુ મને બતાવ તો ના અને સર્ટીફીકેટ માટે મારી પાસે આવતો ના"

"ઠીક છે સાહેબ, હુ બી તમારી નોકરીમાંથી જવા ખુશીજ છેઉ" અને તે સલામ કરી ત્યાંથી ચાલી ગયો

તેવણ હીલ્લા તરફ ફર્યા

"મારા નોકરોને તમે સારી તરબીયત આપોછ !" તેવણ અણુકાથી બોલ્યા "નોકરો ઘણા સારા કેળવ્યાછ"

"હીરજી" તેણીએ કહયુ "હુ દલગીર છેઉ કે એક સારા નોકરને વગર વાંકે તમે શીક્ષા કરી"

"હવે તારી શીક્ષા બાકી છે," તેવણે બુમ પાડી મોટેથી કહયુ અને પછી પાસે પડેલો ચાબુક ઉપાડી લઇ એક કુતરાનેબી મારતા શરમાય, તેવી રીતે ફટાફટ તેવણે પોતાની ગરીબ ધણીઆણીને ઝુડી કાઢી તેવણે તેણીને ખુરસી ઉપરથી પછડાઇ નીચે પડી જતાં જોઇ, એટલે પછી બીજીજ પગે બારણુ અફાળી ત્યાંથી ચાલી ગયા !

આલા ગભરાઇને ભયની એક ચીસ સમેત મીસીસ દારા શેઠ ભણી દોડી ગઇ આ વખત તેણીને તે ફટકો ખરેખરો

વાગ્યો હતો અને તે કમનસીબ છોકરી બેભાન થઇ જમીન ઉપર પડી હતી આલાએ તેણીનુ કમળ જેવુ સુવાળુ માથુ ઉચકી પોતાના ખોળામા લીધુ અને પછી શુ કરવુ તે સુઝ નહી પડવાથી બીજીજ પળે દોડી જઇ તે શેઠાણીની જુની વીશ્વાસુ આયા મેરીઅનને બોલાવી લાવી

તે આયાએ જ્યારે પોતાની શેઠાણીને એમ બેભાન જમીન ઉપર પડેલી જોઇ ત્યારે ભયની એક ચીસ પાડી અને ખુબ ખળભળવા લાગી "મારી ગરીબ બાઇ, મારી હીલ્ડા બાઇ ! એ તે કાઇ રીત છે ? યાદ રાખજો આલા બાઇ, કે કોઇ દાહડે આવા મારથી મારી બાઇનો આકો આની જવાનો એવણુ આવા જુલમાટમા રેહછજ કાએ "

"ચુપ કર આયા !" આલાએ ધીમે સાદે કહયુ "આપણેથી એમ વચ્ચે બોલાય નહી હવે તુ કઇગી કરી બાઇને હુસ્યાર કર "

તેઓએ તેણીનુ માથુ ટડા પાણીથી ભીજવી નાખ્યુ તેણીના હાથો અને પગ મસળી ગરમ કર્યા અને મહા જેહમતે થોડા ટીપા બ્રેન્ડીના તેણીના ગળામા રેડયા ત્યારે થોડીક મીનીટ પછી તેણી પોતાની આંખો ખોલી આસપાસ જોયુ અને ને ફીકકા ધ્રુજતા હાડો સહેજ હસ્યા

"તમે કેમ છેઓ ' હીલ્ડામાએ ' આલાએ તેણી ઉપર વાકી વળતા, હેતથી અને ઇતેજારીથી પુછ્યુ "હવે બેટર લાગેછ ? મારી સાથે વાત કરોની '

"હુ સારી કાની છેઉ, આલા થે કયુ" તેણીએ નબળા સાદે કહયુ "મને શુ થયુ તુ? અરે હા–હવે મને યાદ આવી?"

અને તે ગરીબ છોકરી પોતાના બંને હાથોમા મોઢુ છુપાવી દીલ તુટી જાય તેમ રડી આલાએ પોતાથી બન્યુ એટલુ તેણીને છુગી રાખવાનુ કર્યુ, પણ ફોકટ! એકે ઘસારો તેણીના ચેહરા કે હાથ ઉપર દેખાતો હતો નહીં છતાં તે સખત માર વાગવાથી તેણીને ફેર આવતા હતા, અને તે એકદમ નબળી પડેલી જણાઇ આવતી હતી

આલાએ હવે આયાને ત્યાથી મોકલી દીધી. "આયા તુ જા અને તારાં બાઇ માટે થોડોક વાઇન અને ઘણુજ સરસ થોડુક ખાણુ લઇ આવ હવે એવણ આજે જમવા ટેબલ ઉપર આવશે નહી હુ એવણને એવણના રૂમમાં લઇ જાઉ છ" તેણીએ કહયુ અને નાખેદારીથી તે આયા ત્યાથી ચાલી ગઇ

જયારે તેણી પાછી ફરી ત્યારે હીલા દાદાશેઠ પોતાના ઓરડામા આખ ઉપર હાથ ઢાકી ચુપ પડી રહી હતી પાસે આલા બેસી ધીમે સાદે વાત કરતી હતી એક પળવાર મીસીસ દાદીશેઠે તે આયા લાવી હતી તે 'ત્રે' તરફ નજર કરી, એક એકથી સરસ ઉમદા વાણીઓ તેમા ખીચોખીચ ભરેલી હતી તે જોઇ લીધુ પણ તેણીને તો તે જોતાંજ ઉબક આવી એક ચીજબી તે ખાઇ શકી નહી અને એમનુ એમ પાછુ મોકલાવ્યુ

"તે ખાણુ મગાવ્યુ તો ખરૂ, પણ હુ મુદલ ખાઇ શકવાની નથી આલા." તેણીએ કહયુ "નહીં છીદ ના કર અને હવે તુ પોતેજ જા ને જમી પાછી મારી પાસે આવજે"



## પ્રકરણ ૩૩ મું.

---

### છેલ્લે પાટલે!!

પેલી તરફ ખુરો હીરજી, હીલ્લાને બેશુધ્ધ પડેલી સંતોષની નજરે જોઇ ત્યાંથી ચાલી ગયો હતો એક ગ્લાસમાં કાચો બ્રેન્ડી રેડી ગટાવી જઇ તેનાં આખાં ઘરને કડુવા દેતો જેવો આવ્યો હતો તેવોજ પાછો ખાણું લીધા વગરજ ચાલ્યો ગયો.

અને તેથી આલા જ્યારે જમવા માટે ત્યાં આવી પુગી, ત્યારે બધું ઘર ઉપર તળે થઇ ગયું હોય તેમ લાગ્યું હતું નોકરો ડવાયલા જેવા આપસ આપસઆપમાં વાતો કરતા ઉભા હતા અને ખાણું ખાણુંને ઠેકાણું હતું આલાએ નીચે આવી ભોણું કાઢવાની વરદી આપી ત્યારેજ તેઓની મધાની સુન ઉઘડી. તેણી પોતેથી ખાઇ શકીજ નહીં જરા રતી મન મનાવાનું મોઢામાં મુકી, તેણીએ એક કપ ચાહ હીલ્લા માટે તેણીના રૂમમાં મોકલી આપી અને પછી પોતે ઉપર ગઇ

તેણી ત્યાં પહોંચી ત્યારે હીલ્લા હાદીશેડ પોતાની રાઇટીંગ ડેસ્ક આગળ બેસી કાઇ લખતી હતી પાંચ મીનીટ પછી તેણીએ ઘંટ વગાડી નોકરને બોલાવી તે ચીઠી તેના હાથમાં આપી

"નવાબ બહમનયારજંગ ઇરાનીને મકાને આ ચીઠી

અબધડી પુગાડો જવાબ માટે થોભવાની જરૂર નથી" તેણીએ કહ્યુ

તેણી એટલી તો દુખી અને બીમાર લાગતી હતી કે એ શુ બાબદ હતી તે પુછવાની આલા હીંમત કરી શકી નહી હીલ્ડા દાદીશેઠ મુગે મોઢે એક સોફા ઉપર આખ મીચી પડી રહી અને આલા તેણીની પાસે ચુપ બેસી રહી

એક કલાક પછી બટલરે આવી ખબર આપી કે નવાબ સાહેબ ધરાની નીચે લાયબ્રેરી રૂમમા ખોટી થતા હતા, અને આ ચીઠી મોકલી હતી

તેણીએ તે માણુસને જવા કહયુ અને તે પછી ખોલીને વાચતા ફરી એકવાર તે મીઠડો ચેહરો સેહજ ખુશાલ બન્યો પછી તેણી ઉઠી, અને ફ્લાવર વાઝમાંથી એક મોટો સફેદ ગુલાબ કાઢી આલાના હાથમા આપતા કહયુ —

"આલુ, હુ પોતે બહમન્યાર ધરાનીને મળી શકતી નથી, માટે તુ નીચે જા અને આ ગુલાબ મારી તરફથી તેવણુને આપ."

તેણીએ હુકમ મુજબ કર્યું તે નીચે લાયબ્રેરીમા ગઇ અને તે ગુલાબ તેના હાથમા મુકયો એ જોતા નવાબ ધરા નીનો હેન્ડસમ ચેહરો જે રીતે ખીલી રહયો, તેની માયાળુ બ્લ્યુ આંખો જે રીતે ચમકી રહી, તે આલા કદી ભુલી નહીં.

"મીસીસ દાદાશેઠને કહેજો મીસ બ્રાટ કે હુ તેમનો ઉપકાર માનુછ" અને બીજીજ પળે, તે તેણીને હઇદરાબાદી અદાથી "બાઉ" કરી ત્યાથી ચાલતો થયો

આલાનો જીવ તલપાપડ થઇ રહયો, એ શુ બીના હતી તે તેણી જાણવા ખુબ ઇન્તેજાર રહી શુ અંતે પોતાના ભરથારના જુલમાટથી કંટાળી તેણી ઘર છોડી જનાર હતી? શુ અંતે હીલ્લા દાદીશેઠની ખરાબ શકતી તેણીનાં સદગુણ ઉપર ફાવી જનાર હતી? આખરે ખુબ હીમત જમા કરી તેણી મીસીસ દાદીશેઠ આગળ ગઇ

"વાહલા બહેન, વાહાલાં હીલ્લાં માય," આલાએ ઘણુંજ મીઠાસ અને કાલાવાલાથી કહયુ. "એ શુ બધી ગડબડ તે છે મને નહી કેહો? મારી ઉપર ભરોસો નહી રાખો?"

"તુ કાલે બધુ જાણુશે, આલાં" મીસીસ દાદીશેઠે એક ધીમા નરમ હસ્વા સાથે શાતીથી કહયુ "હમણા હુ તુને કાઇજ કહી શકતી નથી"

તે રાત તેમજ બીજો આખો દીવસ અકરવકરે પુરો થયો અને અંતે રાતમાં પડી તે દીવસે હોરજી શેઠ ઘરમા હતાજ નહી—અને તેથી તેઓએ વહેલુ જમી લઇ સુવાનીજ તઇયારી કરી હીલ્લા દાદીશેઠે તે દીવસે માથુ દુખવાનુ બહાનુ બતાવી આલાંને તેણીના પોતાના રૂમમાજ મોકલી દીધી અને દશ વાગ્યામા તો સઘળુ શાંત અને ચુપ થઇ ગયુ. છતા આલાં તે દીવસનો હીલ્લા દાદીશેઠનો ગમગીન ચેહરો અને ધ્રુજતા હોઠો કદી ભુલી નહી અને તેણી હાલ તેજ વિચાર કરતી બારીએ જઇ ઉભી હતી.

તેણી ગમખ્વાર જેવી વીચાર કરતી કલાકો સુધી બારીએ ઉભી રહી. હાલ તેણી પોતે પોતાનો વીચાર કરતી હતી

કેપટન સોહરાબનો આજી નાખનારો દેખાવ તેની આખો સામે આવી ખડો થયો અને તેણીએ જોરથી એક હાથ મારી ગયેજ મહીને તેણીએ ન્યુસમા તે મુજીના લગન વાચેલા હતા તે તેણીએ યાદ કર્યુ તે પેપરમા ઘણી ઉકમાઇથી કલકત્તાના જાણીતા શ્રીમત જવાન શેઠયા કેપટન સોહરાબ ગમનશાહના લગન મીસ નરગેસ મેહતા જોડે થએલા જાહેર થયલા હતા

તેણીએ બાહેર અધારી રાત તરફ જોયુ તેણીએ એ બધા ગમખ્વાર વીચારો કરતા ફરીઆદના તોરથી આસમાન ઉપર ઝળકી રહેલા ઝીણા તારાઓ તરફ નજર કરી જેવામા બાગમા ખુદરતી રીતે તેણીની નજર ગઇ તો—ઓ ખુદા !

તેણીએ ત્યા શુ જોયુ ? જો કે બાહેર અધારૂ હતુ, અને બધુ ઝાખુ નજરે પડતુ હતુ, છતા આલા ત્યા ચાલી જતા આકારને બરાબર અને તુરતજ પારખી શકી તે કોઇજ નહી પણ દીલ્લા દાદીશેઠ હતી તેણીને કાળી સાડી પહેરી હાથમા એક નાની બેગ સાથે પોતાના ફીકકા ચેહરાએ ઉતાવળે કદમે ચાલી જતા આલાએ પોતાની બારીમાથી બરાબર જોઇ લીધી

પણ પહેલા આલાને પોતાની પકકા ખાતરી કરવી હતી, માટે તેણી પહેલે તો દોડી અને દીલ્લા દાદીશેઠના રૂમનુ બારણુ ઠોકયુ, ત્યાથી કાઇજ જવાબ મલ્યો નહીં—અને ત્યારે તેણીએ લગાર વધારે જોરથી ઠોકયુ પણ હજી કાંઇ જવાબ નહી મળતા તેણી હીંમતથી અદર દાખલ થઇ. અદર કોઇ હતુ નહીં તે ઓરડો ખાલી અને જેમનો તેમ વેર વીખેર પડયો

હતો ? હેબતની એક ધીમી ચીસ સમેત આલા દોડી અને બાહેર નાઠી

"ખુદા એને બચાવે ! ખુદા એને નેકીનો રસ્તો બતાવાની મને હીંમત આપે" તેણી જતા જતા બડબડી

પાછલા વરસોમા તેણી પોતાની સમયસુચકતા અને હીંમત માટે ઘણી શુક્રગુજાર થઇ હતી તે એક પળબી હવે થાર્બી નહી, પણ બાગમાનાં મોટા પુરાણા ઝાડો એક પછી એક વટાવતી, દુર, જયા એક નાકે તળાવ આગળ "ડરોથીજ" ઉભો કરી મુકયો હતો ત્યાં ગઇ, અને હીલ્લાને ત્યા ઉભેલી જોઇ છુટકારાનો દમ તેણીએ ખેચ્યો "ખુદાનો કેવો આભાર કે હુ બહુ મોડી થઇ નથી" તે છોકરી જીવ, સાથ દમ ખેચતા બોલી

તેણી ધીમે કદમે આગળ ગઇ અને પછી થોડેજ છેટે ઉભી રહી તેણીને હાક મારી

"મીસીસ દાદીશેઠ ! હીલ્લામાએ ! તમેજ છેઓ કે ?"

કાઇ જવાબ મલ્યો નહીં સઘળુ શાત અને ચુપ હતુ

આલા વધારે આગળ ગઇ, અને ત્યારે તેણીએ તે કમનસીબ છોકરીને જોઇ જે વખતનો દેખાવ તે મરતા ભુલી શકી નહીં

ડરોથીજનો કટેરો પકડી હીલ્લા દાદાશેઠ ચુપ ઉભી હતી ઉપરથી ઝાકળ પડી તેણીના કપડા ભીણાયલા અને ઠડા બનાવી દીધાં હતા તેણીની આખો એકચાને સામે ટીકાયલી હતી, અને તે મીઠ્ઠો દુખી ચહેરો લોહીના એકબા છાટા

વગર તારાઓની ઝાખી રોશનીમા મારબલના કોરી કાડેલા એક સ્ટેચ્યુ જેવોજ જણાતો હતો

આલા હેતથી તેણીની પાસે દોડી ગઇ, અને માયાથી તે ધ્રુજતા ઠડા હાથો પોતાના હાથમા ધર્યા

"ખુદાનો કેવો ઉપકાર કે વખતસર હુ તમોને મળી ગઇ ઓ હુ કેટલી ખુશી થઇ!"

પણ હીલ્રા દાદીશેઠે તો એક ધાતકી અછાતથી હાલ તુરત તો આલાના હાથો હટાવી નાખી જરા ખસ્તી જઇને ઉભી

"મને હાથ ના લગાડ, મને ઘર પાછી ફરવાની ઓહસ ના કરતી ! હુ તો જવાનીજ ! મારેથી હવે વધારે વાર ખમાતુ અને વેહાતુ નથી મેજ ગઇ કાલે બોમ્બ ધરાની ઉપર લખી તેવણને અહી આજે મને આ દોજખમાથી લઇ જવા તેડયાછ હવે વખત થવા આવ્યો અને તેવણ આવતાજ હશે

"નહી તે નહી બનશે" આલાએ અજબ હીમતથી કહયુ "હાથે કરીને તમારૂ માન પામેલુ નામ બગાડવુ, નામોશીના ખાડામા ધસી જવુ એ પાપનુ કામ છે"

"હુ તો જવશજ," હીલ્લાએ હઠથી કહયુ "મારેથી હવે ખમાતુ નથી અને મારી ખાત્રી છે કે જો હવે વધારે વાર હુ અહી રેહેવશ તો જરૂર વગર મોતે આપઘાત કરી પુરી થઇ જનશ તેજ જોયુની કાલે? તારી ખાત્રી થઇ ની કાલે કે મને કેમ ત્રીટ કરવામાં આવેછ? જે માણસ મારી સાથે ભલા છે, જ માણસ મને ચાહેછ, જેના હાથો સદા મારા બચાવ માટે તઇયાર છે, તેની પાસે શાને માટે હુ

નહી જાઉ, આલા? મને છુટા છેડા મળશે તેટલાં હુ કેથેગી રહી મારા પેટનુ પુરૂ કરશ, અને પછી કોર્ટ અમને જુદા પાડશે એટલે હુ બોમ સાથે પરણુશ પણ હમણા તો હું જરૂરજ તેની સાથે જવાની બસ હુ હવે છેલ્લે પાટલે બેઠીછ!"

હવે અજબ હોમત આલામા આવી ગઇ એક અજબ ઠરાવવતો છાપ તેણીના ચેહરા ઉપર ફરી વળ્યો. અને પની ત્રાઇના પુરજોશ સાથે તેણી હીલ્લાની બરાબર સામે આવી ઉભી

"મીસીસ દાદીશેઠ," તેણીએ હીમતથી ગભીર વાડા અનાજે કહ્યુ "હુ કેહુછ કે તમે આવુ ભુલભરેલુ વેલુ પગલુ લેશો નહીંજ જો તમોને તમારા ધણીથી છુટુજ પડવુ હોશે તો કોર્ટ નમન છુટાછેડા બક્ષે, તેટલા અહીંજ થોભી જાઓ, અને પછી ગમે તે કરજો પણ હુ અરજ કરૂછ કે બે પળના મેડનેસમા આવુ પગલુ ભરી સદાના પસ્તાવા અને દુખમાં ઉતરી જાઓ નહીં મને યાદ કરજો, હમણા તો તમોને કાઇજ લાગશે નહીં-પણ પછીથી તમારી એ નાદાની, તમારી આબરૂ, અને માન પામેલુ નામ વગર કારણે ધુળમા રગડોળવા માટે તમો જરૂરજ પસ્તાશો હજુગી સમજો, હજીબી વીચાર કરો, બાનુ,-અને હાથે કરી નામોશીનો કલક તમારા પાકનામ ઉપર લગાડો નહી ભલે તમારૂ પગલુ તમારા મત મુજબ ગમે એવુ નીર્દોષ અને ખરૂ હશે, પણ દુન્યાનો તો વીચાર કરો? લોકને શુ પડયુછ? આટલાનુ આવડૂ કરનારા કનવારખોરાં, નીદાખોર લોક તમોને હજાર બોલવુ થશે તેનો તો વીચાર કરો"

હીલ્લા દાદીશેઠે કાઇજ જવાબ વાળ્યો નહી તેણી ધીમે

કદમે જરા આગળ વધી અને પછી આલા તરફ ફરી માયાથી જોયુ એક કડવાસ ભર્યું હસવુ તે વખતે તે નાજુક ચેહરા ઉપર પથરાઇ રહયુ હતુ અને તે સુસ્ત આખો કોઇ અજબ ચળકાટમા ચમકી રહી હતી

"ઠીક કયુ. તારી વણો મહેરબાની થઇ, આના બેહન ! હુ જાણુછ કે તુ તો મારા ભલાનુજ બોલેછ, પણ હવે એ સઘળુ ફોકટ છે મે એકવાર વીચાર કર્યો એટલે હુ તો હવે જવાનીજ તુ એમા નહી સમજે છોકરી તુ બીચારી માહારી વાત શુ જાણે ?"

પણ આલા હટી નહીં જે જુસ્સો અને હીંમત આટલી નાની છોકરીમા જવલેજ જોવામા આવે, એવા દરસાથી અને એવા તો ગભીર સાદે તેણીએ હીરજુને શીખામણ આપવા માડી, કે તે અજબ થઇ ગઇ બે પળ ઉશ્કેરાટથી લાલ થયલા આલાના સુદર ચેહરા તરફ તેણીએ હેબતીને જોયુ.

"મીસીસ દાદીશેઠ" આલાએ કહયુ "હુ કેહુછ કે તમે અહીથી જઇ શકશો નહીંજ મારી સામેની એકવાર એમજ એક લાલચ આવી ઉભી હતી મારૂ દુખી ઘરબાર છોડી સદા સુખમા જવાની લાલચ મનેબી લલ ચાવતી માહારી સામે આવી ઉભી હતી અને મે ભોળી જેવીએ ઠોકર ખાધી અને હુ મોતની ખાઇમા ગબડી ગેઇ હુ જાણુ, કે હુ સુખી થઇ શકશ પણ ખરૂ દુખ, ખરો પસ્તાવો, અને ખરી હાડમારી શુ છે તે મે ત્યારેજ જાણ્યુ હુ તમોને કહુછ તો ચેતો બેહન મને મારી લાલચથી બચવા, તેને વશ નહીં થવાનુ કહેનાર કોઇજ હતુ નહી મને કાચી નાદાન છોકરીને ભય-માથી બચાવી લેનાર કોઇજ હતુ નહી એક વાહાલી માતા

કે સમજુ પીતાબી નહી હાજર હતા! પણ તમોને બચાવા અને સારે મારગે મોકલવા, ખુદાના હુકમથી હુ અહી આવી ચદીછ તો મારૂ માનો બાઇ, હાથે કરી ના દુખી થાઓ."

તે વડી છોકરી બે કદમ પાછળ હટી અને બીજીજ પળે એક ધીમી ગુગળાયલી ચીસ સમેત આલાના હાથો પોતાના હાથમા હીલ્લાએ પકડી લીધા

"ઓ આલા એવુ એવુ ના બોલ! મને ના રોક મને ના લલચાવ મને આ દોજખમાંથી જવા દે તુ જાણે છે કે હુ અહીં કેટલી દુખી છેઉ ! મને જવા દે આલા"

"કદી નહી" તેણીએ જોશથી જવાબ કર્યો. અને જોરથી તેણીને પોતાનાં હાથોમાં પકડી રાખી

"ચાલો વાહાલાં બેહન આપણે ઘરમાં જઇએ અને તમો બદગી કરી ખુદાનો ઉપકાર માનો કે અતે તમારી સારી સમજ તમો ઉપર ફાવીછ, અને નેકીને રસ્તે ચાલવા ખુદાએ તમોને મદદ કીધીછ!"

તેણીને કશો જવાબ મળ્યો નહી મગર બોજીજ પળે એક ગુગળાયલી ચીસ અને "ઓ ખુદા" સાથે કમનસીબ હીલ્લાં દાદીશેઠ બેભાન થઇ આલાંના હાથમાથી સરી જમીન ઉપર ઉંધે મસ્તક પછડાઇ પડી



# પ્રકરણ ૩૪ મુ.



## " આખો દરીયો તરીને કીનારે ડુબવામા ફાયદો શુ ?"

જ્યારે હીલ્લા દાદીશેઠ પાછી સુધ્ધીમા આવી અને પોતાની આંખો ખોલી આસપાસ જોયુ ત્યારે પોતાને માહેર બાગમાં આલાના ખોળામાં પડેલી દીઠી થોડીજ પળમાં સઘળા બની ગયલા બનાવની તેણીને યાદ થઇ, અને આખરે આલાના પટાવવાથી તેણી અદર ગઇ

તે બાકીની આખી રાત આલા તેણીની પાસેથી હટી નહી તે તેણીને શમજાવતી પટાવતી અને તે ગરીબ કમનસીબ લખોપતી શેઠાણીના હૃદયભેદક ડચકા સમજતી બેસી રહી

" તુ ઘણીજ ઘાતકી છે, આલા " મીસીસ દાદીશેઠે પોતાના ડચકાઓ વચ્ચેથી કહયુ, " તે મને કાએ જવા દીધી નહી ? અહીયા હું કોઇને ખપની નથી મારી કોઇને પરવાહ નથી–જ્યારે ત્યા બોમ મારે માટે ખોટી થઇ રહયો હશે મને જવા દે, મને કોઇબી ચીજ જતી અટકાવી શકશે નહી "

"તમે નહી ગયાં તે માટે જરા શાત થતા કાલે તમો ખુશીજ થશો, બેહન ભવીસ્યમા મારી ખાત્રી છે કે તમે વધારે ખુની થશો અને સામી મનેજ દુવા દેશો "

ઘડીમા હીલ્લા દુખથી આલા તરફ ફરતી, તો ઘડીમાં

ઉશ્કેરાઇ જઇ તેણીને ધમકાવતી—પણ કશાની દરકાર નહી કરતા સબુરીથી આલાં તો બેસીજ રહી

છેક સહવાર પડના આખરે તેણી નીસોસ થઇ પડી આલાએ હેતથી તેણીનુ સોહામણુ માથુ બરાબર તકીઆએ. ઉપર ગોઠવ્યુ , અને તે સુદર ઝુલફાં કપાળ ઉપરથી ઉચા કર્યાં તેણીએ ઠડાં "ઓ ડી કોલન"થી તેણીનુ માથુ ભીજવ્યુ, ત્યારેજ જરા નીરાંત પામેની તે અતે પોઢી ગઇ,—તે આખોના પાપણો અતે ઝુમી પડયા, અને વીલાપ કરતા તે ફીકકા હોઠો અતે ચુપ થયા. આખરે હીલ્લા દાદીશેઠ આસપાસનુ ભાન ખોઇ મીઠી શાત ઉંઘમા પડી

ત્યાર પછી આલા એકાદ કલાક આરામ કરવા પોતાના રૂમમાં ગઇ

જયારે પાછી હીલાંએ પોતાની આખો ખોલી ત્યારે સઘળુ જેમનુ તેમ હતુ ! આલાને પોતાની પાસે હસતે ચેહરે ખુશીથી ચમકતી આંખો સાથે તેણીએ બેઠેલી જોઇ ત્યારે, એઘડી તેણીને એમજ લાગ્યુ કે રાતે બની ગયલો બનાવ એક સ્વપ્નોજ હોવો જોઇએ અને નહી કે ખરો બનાવ

"ખુદાનો ઉપકાર માનો, બેહન, કે અતે નેકી તમો ઉપર ફાવી શકીછ" આલાંએ ધીમે સાદે હસીને કહયુ "અને તમો સહીસલામત, જેવાં અને તેવાં તમારા કુળવત નામ સાથે અહીંજ છેઓ"

"જે થયુ છ તે સારાં માટે થયુ છ, આલા," તેણીએ સુરત અદાઓથી કહયુ "હુ મારી સરજતને શરણુ છેઉ"

"હવે ત્યારે એક વધારે વચન મને આપો વાહાલા બેહન," તેણીએ ફતેહથી કહયુ "એકજ વધુ વચન ! કે ફરીથી તમો નવાબ બહમનયારજગ ઇરાનીને મળશો નહી તમારા વીચારો ટકાવી રાખવા ખાતર તમારે એટલુ વચન તો મને આપવુજ પડશે"

અને સારી સમજ તે છોકરી ઉપર ફાની ખરી પોતાના ધણીનુ ઘરબાર છોડી તેણી ચાલી જવા તઇયાર થઇ ગઇ હતી તેથી જે ખરાબ તેણીને લાગતે, તે હવેજ તે બરાબર સમજવા લાગી અને તુરત આલાને માગેલુ વચન આપ્યુ

તેજ વખતે આયા મેરીઅન અદર આવી અને તેણીને ખબર આપી કે નવાબ ઇરાની ખાસ તેવણુનેજ મળવા માગતો હતો અને લાયબ્રેરી રૂમમા બેઠેલો હતો

એક પળ હીલ્લા દાદીશેઠના વીચારો ડામાડોળ થયા, ફરીથી છેલ્લીજ વાર તેનો ખુબસુરત ચેહરો, પોહલી પેશાની અને માયાળુ ચળકતી આખો જોઇ લેવા, ફકત એકજ છેલ્લીવાર તે સોહામણા જવાન સાથે બે વાત કરવા તેણીનુ મન તલપાપડ થવા લાગ્યુ પણ તુરતજ બાહદુરીથી તેણીએ તે વીચારો ખખેરી નાખ્યા અને આલા તરફ ફરી

"આલા તુ જા અને એને મળ કાલ રાતની સઘળી બીનાથી એને વાકેફ કર—અને કહે કે ભુડો ભલો, તોપણ હીરજી મારો ભરથાર છે ગમે એવા જુલમ છતા મે એવણ સાથેજ અહીં ટકી રહેવાનો મારો વીચાર નકકી કર્યો છે જો હદ થતા મારાથી નહીંજ ખમાશે તો હુ કોરટનો આશરો લઇ છુટી થતા તને તુરત બોલાવી મગાવશ-પણ તેટલા તો બીજે

કેથે નહીજ જતા હુ અહીજ થોભી જવશ તુ જા આલા ને એને બધુ સમજાવીને કહે, અને મારી ઘણી ઘણી હેતભરી છેલ્લી સલામ એને પુગાડજે"

તેણી ગઇ અને લાયબ્રેરી રૂમમા નવાબ ઇરાનીને અધીરાઇથી ફેરા ફરતા તેણીએ દીઠો. જાણે આખી રાતનો તેને ઉજાગરો હોય તેમ તે ફીકકો દેખાતો હતો, અને તેની આખો આસપાસ કાળા ચકરડા પડેલા જણાતા હતા

"સાહેબજી મીસ ગ્રાટ" તેણે આલાને અદર આવતા જોઇ તુરત સામે આવી પોતાના હમેશનાં ગભીર દમામદાર "હઇદ્રાબાદી બાઉ" સાથે કહયુ " મારે હીલ્લાને મળવુ છે એ કાહ છે ? એ કેમ છે ?"

"તેવણુ બીમાર થઇ ગયાં છેજી" આલાએ કહયુ "અને તેથી પોતાને બદલે મને મોકલી આપી છે હુ એવણુની બધી વાતો જાણુ છુ, નવાબ ઇરાની"

"એમ કે ?" તે જવાને લગાર શકાશીલ કહયુ અને પછી શુ બોલવુ તે સુઝ નહી પડયાથી ચુપ રહયો

"તમારી સાથે ફ્રીલી વાતો કરવા માટે હુ આશા રાખુછ કે તમો મને માફ કરશો ભાઇ" તેણીએ કહયુ "મીસીસ દાદીશેઠે મને પોતાની આખી હીસ્ટરીથી વાકેફ કીધીછ અને તેથી થોડાક બોલો બોલવા હુ અહી પોતે હાજર થઇછ"

"હુ ખુશી છેઉં, મીસ ગ્રાટ, કે હીલ્લાએ તમોને પોતાના વીશ્વાસમા લઇ બધી પોતાની વાત જણાવીછ આવી

એક ભલી ગરીબ હેતવતી અને સુંદર છોકરીને જે રીતનું આ ઘરમાં ત્રીટમેન્ટ મળે છે તે તો તમોને ખબર હોશેજ ત્યારે હવે મે જે સલાહ તેણીને આપી તે માટે તમે શું ધાર્યું, મીસ ગ્રાંટ ?"

"કે તમે એમ કહો ઘણુજ ખોટું કર્યું છે" આલાંએ બીનદેહસત બીલકુલ અચકાયા વગર હીંમતથી કહયું "તમારે માટે મે એવું નહીં ધાર્યું હતું નવાબ બહમનયાર તમે આટલા સમજુ કેળવાયલા ગ્રહસ્થ થઇ કેમ એવી ખોટી લાલચ તેવણુને આપી શકયા તે હું સમજી શકતી નથી તમારે તો સામું તેણીને સારી સલાહ આપી, તેણીને પડખે રહી હીંમતજ આપવી હતી"

"હું જાણું છું, મીસ ગ્રાંટ, કે તમો ખરા છોઓ" નવાબ ઇરાનીએ તુરત કબુલ કર્યું "મારો વાંક હું કબુલ કરૂં છું પણ મારો બચાવ એટલોજ છે કે તેણીને આય રીતે દુખમાં સબડતી અને દરરોજ હાડમાર થતી હું જોઇ શકતો નથી કોર્ટ તેણીને છુટી કરે તેટલા અહીંથી ચાલી જઇ કેથે આબરૂ ઇજતથી રહે તેમા ખોટું શું છે ?"

"આપણે તો જાણીએછ કે તેમા કશુજ નથી નવાબ ઇરાની" આલાંએ સમજાવ્યું "પણ લોક શું બોલે તેનો ખ્યાલ કર્યો ? તેઓ તમારે તેમજ ભલા મીસીસ દાદીશેઠ માટે શું બોલે તેનો વીચાર કીધો ? તેવણુનું પવીત્ર માનવંત નામ હાથે કરી હલકું પાડવું, તેના કરતા થોડોક જયાદા સંતાપ ખમી લેવો જોઇએ, એવુંજ તમારા જેવા ભલા મહા દુર માણસ તો સામું તેવણુને શીખાડવું હતું તમોને જો

તેવણ માટે દરકાર છે, તો સામુ લોકની નજરમા તેવણનુ નામ વધારે ચઢયાતુ બનાવી આપી, તમારૂ હેત પુરવાર કરવુ જોઇએ તેને બદલે હુ આય શુ જોઉછ ?"

તે એકદમ ચુપ રહયો તેની ખાતરી થઇ ગઇ કે આ નાના છોકરી કહેતી હતી તે બોલેબોલ ખરો હતો, અને શરમથી તેનો ચેહરો લાલ થઇ ગયો

"તમે ખરા છેઓ, મીસ આટ તમારી સારી સનાહ માટે ખુદા તમોને સુખી કરે હુ જોઉછ કે હીલ્લાનો સાચો ફ્રેડ થઇ રહેવાને બદલે સામુ મે તેણીને દુખ દીધુ છે ખુદા મને માફ કરે એ એક બે પળની ગફલતીજ હતી હુ જોઉ છ કે ઘર છોડી કેથે નોકરીએ જવુ તેના કરતા અહીજ રહી દુખ વેઠી પોતાનુ નામ ટકાવી રાખવુ હજાર ઘણ્ જયાદા બેહેતર છે, મીસ આટ"

તે એ બોલતી વખતે એટલો પશેમાન થયો અને ગભી· દેખાતો હતો કે આલા તેને માટે ખરા દીલથી દલગીર થઇ

"અને—અને હીલ્લા શુ કહે છે ?" તેણે આખરે પુછયુ

"તેવણબી સમજયાછ, અને ફરીથી તમોને હાલ તુરત તો મળવા ચહાતા નથીજી હુ આશા રાખુછ નવાબ છરાની કે તમે એવણનો એ નેક વીચાર અને ઠરાવ ટકાવી રાખવામા એવણને મદદ કરશો"

તે ચુપ ઉભો રહયો થોડીક વાર ગમગીન દેખાવે તે વીચાર કરતો બોલ્યો.

"અને હીલ્લાએ શુ મારી ઉપર કાઇજ કહેવાડયુ નથી ? એક છેલ્લી સલામ કે છેલ્લો પેગામબી નહીં ?" તેણે ધીમે સાદે ત્યાર પછી પુછ્યુ.

"તેવણે તમોને ઘણા ઘણા હેતની આખેરીની સલામ કહેવાડી છેજી" તેણીએ અધીરી હીલચાલથી કહયુ

"ત્યારે મારી તરફથીબી એવણને એમજ કહેજો, અને વધુમાં કહેજો કે મે નીઝામી નોકરી છોડી દેવાનો વીચાર રાખ્યો છે, અને લાબા વખત માટે હુ હીદસ્તાનથી એકદમ દુર થવાનો છેઉ સાહેબજી મીસ ગ્રાટ, હુ જ્યાબી હોવશ ત્યા તમારી આ ભલાઇ અને ઉપકાર સદા યાદ કરતો રહેવશ હોલ્લાને સભાળજો અને તેણીના મોટા દુખમા મદદ થજો"

અને બીજીજ પળે તેણીનો શેકહેડમા લબાવલો હાથ જરાક હલાવી ત્યાથી તુરત તે ચાલી ગયો



## પ્રકરણ ૩૫ સુ.



### ઠડાં પાણીએ કાસળ!!

મીસીસ હીરજીભાઇ દાદીશેઠ ગભીર માદગી ભોગવી તુરતનાજ જરા ઠીક થયાં હતા તેણીના ભરથારના માર, અને ત્યાર પછીથી નવાબ બોમ ઇરાનીથી સદા માટે જુદુ પડવા પછી, તેણી ઘાસ્તીભરી બીમારી ભોગવતી મહીનાઓ સુધી મોહત અને જીવત વચ્ચે ડોલતી રહી હતી એ દરમ્યાન તેનો

કમજાત ધણી ધણે દરજજે નરમ પડી ગયલો જણાતો હતો તે પોતાની ચાલ માટે કાંઇક પસ્તાતો હોય એમથી લાગ્યું આખા મુંબઇમાં મોટા ફેશનેબલ મંડળમાં એની એજ ચકચર થવા લાગી હતી—તે એટલે સુધી કે હમેશની તેની તાબેદાર, 'હાજી–હા' કરનારી પેશી મેરી શરોફને બોલ્યા વોનાં ચાલ્યું નહી

'હીરજી," તેણીએ એક દીવસ પટામણી અદાએ અને ધીમા મીઠા સાદે કહ્યું "તમે જાણોછ, હીરજી, કે લોકો હાલ તમારે માટે શું બોલી રહયાંછ? બધા એમ કહેછ કે તમે તમારી બઇરી સાથે ઘણીજ ખરાબ રીતે ચાલોછ અને તેણી ઉપર હાથ વટીક ચલાવોછ! એમ નોકરોએ વટીક જોએલું છે એમ કહેવાયછ"

તેણે કાંઇ જવાબ દીધો નહી, પણ નોકરો માટે કાંઇ નહી સમજ પડે તેવું ગુસ્સાનું પીસેલા દાતો વચ્ચેથી બબડયો પણ મેરી શરોફ તો સામી મોટેથી હસી પડી

"અને ત્યારે લોક એમ તમારે માટે ખરાબ બોલે તે હું બેઠી બેઠી કેમ સાખી શકું હીરજી? જુઓ મારી સલાહ માનો તો હું તમોને એક રસ્તો બતાઉં તામારા તો ગામે ગામ બંગલા છે તો તમે બે જણા જુદા થઇ જઇ સુખમા કરારે કાએ નહીં રહેતાં? તમારી બઇરીને પુને ધકેલી આપો અને તમે મજાહના અહીંયા પડી રહો, એટલે પીડા પતે, પણ ફરીથી મારૂં માનો તો એને મારવાનું મુકી દેજો અને આયજ પ્લાન ગોઠવો"

હીરજી દાદીશેઠના ધ્યાનમાં તુરત એ વાત ઉતરી ગઇ.

અને વળી મેરીએ કહયુ એટલે જાણે ખુદાયજીએજ કહયુ ! હવે તેને શાની દરકાર કરવી જોઇએ ? મેરીએ સલાહ આપી હતી કેની ?

"હા હુ એમજ કરશ, મેરી" તેવણે તુરત કહયુ

"હા એમજ કરજો કે જરા બન્નેને શાતી મળે. એમ ના ધારતા હીરજી કે હુ આય બોલી તમારી બઇરીનો ભાગ લેઉછ જરાબી નહી હુ તેવણુને ગમતી નથી તે હુ જાણુ છ, અને એવણુ મારે મનથીબી કડવા ઝેર જેવા છે, તેબી હુ જાણુછ પણુ લોક જયારે મારા વાહાલા ફ્રેન્ડ હીરજી માટે એમ ખરાબ બોલી નીંદા કરતુ થાય, તે હુ કેમ ખમી શકુ ? અને તેથી મારી ફરજ સમજી તમોને સારી સમજના બે બોલ મે તો કહયા. પછી બા તમોને જેમ ફાવે તેમ કરજો"

હીરજી શેઠે કાઇ જવાબ કર્યો નહીં પણુ હસીને હેતથી તેણી તરફ જોયુ શરમ હોજો એવી કમઅકલ, કમસમજ, છકેલ, નાદાન છોકરીઓ ઉપર, જેઓ પોતાની બેઘડીની મોજને ખાતર પારકા મરદોને આ રીતે આંજી નાખી તેઓના વર અને સસારનુ નખ્ખોદ વાળી દેય છે અને એવડી શરમ હોજો તે મરદો ઉપર, જે એવાં ખોટા નખરા અને ફાફાથી અજાઇ, પોતાનો ટેક, પોતાનુ સ્વમાન, અને પોતાની અકકલ હુશીયારીબી ખોઇ બેસે છે તેઓ એમ કરી પોતાની ગરીબ ભલી ધણીઆણી તથા ઘરનુ સત્યાનાશ વાળી નાખે છે તેનુ તેઓને ભાન રહેતું નથી ફક્ત જયારે છેકજ મોડુ થાય છે ત્યારેજ એના આધળા, છકેલ માણુસોનુ માથુ ઠેકાણે આવે છે આ હીરજી દાદીશેઠના બાબમા પણુ તેવુજ હતુ

"તારા કહયા પ્રમાણેજ હુ કરશ મેરી" ઘર જતી વખતે પાછુ હીરજી શેઠે કહયુ

"હા જરૂર તેમજ કરજો હીરજી તમે તમારે એને તમારેથી છુટીજ કરી નાખો, અને પછી એક વખત ઘેરથી કાસળ પટાવી દીધી એટલે પછી કોઇ વાતનો સબધજ રાખવો નહી તેથી થશે શુ, કે તેની શાતી અને સુખમા રહી શકશે, અને તમો, મારા દોસ્તની સુખ ચેનથી રહેશો અહીં હુ કેી છેઉં, તમોને કપની આપવા અને તમોને ડલ નહીં લાગે તેની તકેદારી રાખનાર ?"

અને કહેવાની શુ જરૂર છે કે તેણે તેમજ કર્યું ? ઘર જતાને વાર તે સીધો પોતાની મહોરદારના ઓરડામા ગયો અને એ વાત છેડી હજી તો તે બરાબર સારી થઇ નહોતી, હજી તેણીને એટલી નબળાઇ લાગતી હતી કે તે ફરીહરીબી શકતી નહોતી છતા તેણીને ત્યાથી કાઢવાનીજ વાત લઇ તે તેની પાસ ગયો

તેણી તે વખતે મારી આગળ બેચેલા એક સોફા ઉપર બેટેલી હતી પાસે બેસી આલા કાઇ વાચી સભળાવતી હતી ડીલ્લા દાદીશેઠનો ચેહરો હજી ફીકકો અને નબળો દેખાતો હતો હીરજી શેઠે અદર આવી મેહજ ડોકુ તેઓને કર્યું અને પછી તેવણુ સીધ્ધા પોતાની બાઇરી પાસેજ ગયા

"હજી જોઇએ તેવી "બ્લુમીગ" તુ લાગની નથી ડીલ્લા," તેણે જીદગીમા પેહલીજવાર સહેજ માયાથી ધામે સાદે કહયુ. "પણ હુ આશા રાખુ છ કે તારી તબીયત હવે સુધરતી જતી હશે"

"હું હવે તદ્દન સારીકાની છેઉ" તેણીએ જવાબ કર્યો

"તેમ છતા તદરોસ્તી માટે પ્રાઇઝ લઇ જાએ એવી તારી તબીયત તો નથીજ લાગતી" તેવણે હસીને કહ્યુ "હીલ્લા, હુ તો આજે ખાસ તુને કાઇ કહેવાજ આવેલો છેઉ—નહીં મીસ ગ્રાટ તમારે ઉઠી જવાની કાઇજ જરૂર નથી મારી વાઇફ અને મારી વચ્ચે મીક્રેટસ જેવુ હવે કાઇ છેજ નહી"

થોડીવાર ત્યા શાતી પથરાઇ કમ વાત છેડવી તે હીરજી શેઠને સમજ પડી રાખી નહી આખરે તેવણ વધારે નજદીક આવ્યા અને હીલ્લા સુતી હતી તેજ સોફા ઉપર એક છેડેથા લગાર ખસ્યાણુા જેવુ ડાચુ કરીને હસતા બેઠા

"હુ એમ કહેવા માગુછ હીલ્લા, કે જે રીતે કજ્યો કરી આપણે રહીએછ તેમા ફાયદો શુ છે? તુ મને હાથે કરી છેડેછ, અને પછી હુ ખીજવાઉછ ત્યારે હુ કશુ જોનો નથી એટલો ગુસ્સે થઇ જાઉછ.—તેથી હુ એમ કહેવા માગુછ—હ—કે લોકો બાહેર એ માટે બોલતા થયાછ અને તારી લાબી બીમારી પછી ચકચાર વધી પડેલી લાગેછ તે મને ગમતુ નથી"

તે અહીં ચુપ રહયો હીલ્લા તો એક બોલમી વચ્ચે બોલી નહી તેણે ધાર્યુ કે તેણી કાઇ રીમાર્ક કરશે પણ તે તો એકદમ ચુપ નીચી નજરે બેસીજ રહી

"મારે કહેવુ જોઇએ, હીલ્લા," તેવણે ધીમે સાદે બોલવાનુ ચાલુજ રાખ્યુ "મારે કહેવુ જોઇએ કે આપણા વચ્ચ

બીગાડ અને કજ્યો મોટે ભાગે તાહારા વાકને લીધેજ થાયછ તુ ચાહે તો મને નધારે તાબે રહી ખુશી રાખી શકે"

હજી કશો જવાબ નહી. હીરજી દાદીશેઠ અકરવકરથી એક ધીમો ખખાર માર્યો

"અને તેથી એ બાબદસર મે ગભીરાઇથી ઘણો વીચાર કીધોછ અને છેવટે હુ એજ ઠરાવ ઉપર આવી શકયોછ, કે જ્યારે સાથે રહી આપણે સુખચેનથી રહી શકતાજ નથી, તો થોડો વખત આપણે જુદુજ રહેવુ પુનામા હાલ મીઝન શરૂ થઇ ચુકીછ ને હવા ફેરફારથી તારીબી તબીયતમા સુધારો થશે માટે માહરો એવો વીચાર છે કે તુ આય સીઝન માટે ત્યા આપણા "લીલી લોજ"મા જાએ હુ આવતે મહીને થોડો વખત કેશ્મીર તરફ ફરી આવવા મગુછ એટલે આપણો "દાદીશેઠ હાઉસ" તો બધજ રહેશે"

"બહુ સારૂ." તેણીએ ધીમા અવાજે અતે જવાબ કર્યો "તમારી મરજી માફક કરવા હુ ખુશી છેઉ"

હીરજીશેઠે છુટકારાનો એક દમ ખેચ્યો તેનણે ધાર્યુ હતુ કે તે કદાચ અડ કરે—પણ સવગુ સમાધાનીથી પસાર થઇ જતુ જોઇ તેવણ ખુશ થયા

"ઘણુ મજાહેતુ ત્યારે તો હુ ધારતો હતો કે કદાચ તુને મારો એ પલાન પસદ આવશે નહી પણ તે જે ડાહ પણથી બધુ કબુલ કર્યુ, તે જોઇ હુ ઘણો ખુશી થયોછ'

"શાતી ખાતર કાઇભી કરવા હુ તઇયાર છેઉ" તેણીએ ચાકેલી અદાથી જવાબ કર્યો "હુ જેટલી મને પોતાને તન

અને મનમાં સ્ત્રોગ ધારતી હતી, તેટલી હુ જોઉ છ કે ૯ નથીજ "

એક મગરૂર તોરવતી છોકરી તરફથી દયા ઉપજે એવા અવાજ અને અદાથી બોલાયલા આ શબ્દોએ સગદીલ હીરજી શેઠ ઉપર તો જરાબી અસર કરી નહિ

"ત્યારે એ તો જાણે નકકીજ છે" તેવણે તેણી ઉપર જરાબી ધ્યાન આપ્યા વગર ઉતાવળે કહ્યુ, "કે તારે થોડા દીવસમા જરા ઠીક થના, પુના "લીલા લોજ"મા જવુ હુ આપણા ત્યાના કારભારી ઉપર લખી બધી વાતની તઇયારી કરાવશ અને તુ પરમ દહાડે સોમવારે બપોરે અહીંથી જવાનો વીચાર નકકી રાખજે લોકોમા અહીં હુ વાત એમ ફેલાવશ કે તુ ચેન્જને ખાતર થોડા મહીના મુબઇ છોડી ગેઇછ મીસ ગ્રાંટ તો અલબત તારી સાથેજ આવશે તમો મારી વાઇફ સાથે પુના જશોની મીસ ગ્રાટ ?"

"હાજી ઘણી મોટી ખુશી સાથે" બાલાએ નીચી નજરે જવાબ આપ્યો

"કોઇ કોઇવાર હુ પોતે તારી પાસે પુના આવીશ, દીલ્લા કેશમીર જવા પહેલાબી આવી જવશ, અને કેશમીરથી આવીનેબી અવારનવાર આવ્યા કરશ આપણે હવે ત્યારે સાચ્ચા દોસ્ત તરીકેજ જુદાં પડીએછ કેની ?" હીરજી શેઠે છેવટે કહયુ

"હા આપણે ફ્રેન્ડઝ તરીકેજ છુટાં પડીએછ !" તેણીએ નમોસ અવાજે જવાબ દીધો

ત્યાર પછી તેવણે થોડીવાર વાતો કર્યાજ કરી અફ સોસ કે તેને કયા ખબર હતી કે આ છેલ્લીજવાર તે એમ

બેસી શાન રીતે પોતાની મહોરદાર સાથે વાત કરતો હતો ભવીષ્યની વાત કોણે જાણી છે કે વળી તે જાણે?

પાએક કલાક પછી તે, તે બનેને એકલા છોડી ત્યાથી ચાલી ગયો ત્રીજે દીવસે હીલ્ડા ત્યાથી ગઇ ત્યા સુધી ખુદાની મહેરબાનીથી સઘળુ શાત અને સમાધાનજ રહયુ

"આવી રીતે જુદુ પડવા માટે હુ જોખમદાર નથી આલા" હીલ્ડાએ એકવાર કહયુ "એવણે પોતેજ એ પસદ કીધુ છ પણ ચાલો એબી ઠીકજ થયુછ પુના મને ઘણુ ગમેછ અને આપણો "લીલી લોજ" એની સરસ રળીઆમણી જગ્યાએ આવેલો છે કે તુનેબી ત્યા જરૂરજ ગમશે"

અને ત્રીજે દીવસે તેઓ ત્યા પુગીબી ગયા તેઓનુ મકાન "લીલી લોજ' બડ ગારડન્સ તરફ ઘણી સરસ જગ્યાએ આવેલુ હતુ જુલાઇ મહીનો પુરો થવા આવ્યો હતો, અને સઘળે ઠેકાણે ખુશનુમા અને લીલા લેહરજ નજરે પડતુ હતુ

આલાનેબી ત્યાં ઘણુજ ગમ્યુ રોજ સવારે સકકારે તેઓ ગાડીમા ફરવા જતા, અને સાજે પણ તેવીજ લાબી ડરાઇવ લેતા



## પ્રકરણ ૩૬ મુ.

— • —

## સીહામાં સીહાં અધારી કાળી રાતનોબી છેડો હોય છે !

દીનસો પછી દીવસો અને તે ઉપર મહીનાઓ ગબડી ગયા હીલા હાલ એટલી શાત, એકાત જીદગી ગુજારતી હતી કે સઘળુ ભુલી જઇ પોતાના ભરથારને કયારનુ માફ્બી કરો ચુકી હતી પોતાને આવી શાતી અને એક જાતનુ સુખ એમ બક્ષવા માટે તે સાબી તેની ઉપકારી થઇ હતી અને તેથી કોઇ કોઇવાર તેની ઉપર કાગળો વટીક હીમતથી લખતી થઇ પણુ તે એકનો પણુ જવાબ લખવા જેટવા સભ્ય હીરજી શેઠ થઇ શકયા નહી હતા !

એ રીતે એક વરસ સપાટામા પસાર થઇ ગયુ પાછો જુલાઇ મહીનો આવી લાગ્યો હતો, અને રગીલુ પુના પાછુ ખુશનુમાં બની રહયુ હતુ છતા એકબીવાર હીરજી શેઠ તો ત્યા આવ્યાજ નહોતા

એક દીવસ હીલ્લાએ નાસ્તા વખતે આલાને કહયુ "માગ વરમાર અને મારા ધણીથી છુટી પડવાને મને વરસ થઇ ગયુછ, આલા—પણુ તેટલા વખતમાં મે એક હરફ્બો એવણુ તરફનો જાણ્યો નથી તુ નહી ધારતી કે આપણુ હવે મુબઇ જવુ જોઇએ અને એવણુની એ લાબી ચુપકીદીનુ કારણુ શોધી કાઢવુ જોઇએ ?"

"એકદમ જતા કરતા હુ નો ધારૂ છુ કે તમે એવણને લખીને પહેલે પુછાવો તો સારૂ" આલાએ સુચવ્યુ અને તેણીએ તરત તેમજ કર્યું

નાસ્તો પુરો થતા તેણીએ હીરજી શેઠ ઉપર એક ઘણીજ નરમાશભરેલુ અને લગભગ હેતવતુ કાગળ ચીતરી કાઢયુ. તેમા તેણીએ લખ્યુ હતુ કે—

"હાલ સીઝન અહીં પુર જોસમા ચાલી રહીછ, અને હવા ઘણીજ ખુશનુમા છે, તેથી એક થોડા દહાડા તમે અહીં જરૂર આવો, હીરજી તમોનેની અહીં જરૂરજ ગમશે અગર તેમ તમારી મરજી નહીં હોય, તો મને રજા આપો તો હુ થોડા દીનસ મુબઇ આવુ તદન એકલુ મને હવે અહીં ઘણુ ગમતુ નથી. આ કાગળનો જવાબ જરૂરજ લખજો વ્હાલા હીરજી"

તેના જવાબમા તેણીને હીરજી શેઠના દસ્કતનુ એક ટુકુ તોછડુ અને થોડાજ બોલોમા લખેલુ કાગળ મળ્યુ. હાલ હીલ્લાએ મુબઇ આવવાની કાઇ જરૂર હતી નહીં, અને તે પુને આવવા ચાહાતો હતો નહીં—એવી મતલબનુ તે કાગળમા લખાઇ આવ્યુ હતુ

"આથી વધારે હુ કાઇ કરી શકુ નહી" તેણીએ તે કાગળ વાચી આલાને કહ્યુ "મે દોસ્તી કરી નાખવા અને મારી ફરજ બજાવા મારૂ બનતુ કીધુછ, પણ એવણ માનતા નથી, તો હુ લાચાર છેઉ. હવે વધારે હુ શુ કરૂ ? કાઇ નહીં જ્યારે એવણને મારી જરૂર પડશે ત્યારે મને બોલાવશે તો હુ જરૂર જવશ—પણ વગર તેડવે હવે તો મરતામી હુ જનાર નથી"

એ મહીના કાંઇબી જાણવાજોગ બનાવ બન્યા વગર પસાર થઇ ગયા જ્યારે એક સવારે ગમેતા કરતા હીલ્લા દાદીશેઠને આલાએ ઘણીજ ફીકકી અને વીચારવંત જોઇ

"નહી, હુ બીમાર નથી થઇ, આલા!" તેણીએ તેના આતુર સવાલના જવાબમા ફીકકુ હસવાની કોશેશ કરતા કહ્યુ "પણ રાતે મે એક ઘણોજ ખરાબ સ્વપ્નો જોયો, અને તેથી મને આખો વખત બીક લાગ્યા કરેછ જો હુ તુને કહેવશ તો તુ હસશેબી ખરી"

"નહી, કદી નહી મને જરૂર કહો અને કદાચ તે સાંભળ્યા પછી હુ તમારા મનનુ સમાધાન કરી શકશ"

"ત્યારે હુ તુને કહેવશ આલા," હીલ્લાએ કહ્યુ "બસ ગઇ કાલે રાતે હુ જરા આંખ બંધ કરૂ અટલે મને એવોજ અવાજ આવે કે જાણે મારો ધણી મને બોલાવેછ મને હાક પાડેછ જાણે હીરજી ઘણા દુ:ખમા આવી પડયાછ, અને મને 'હીલ્લા હીલ્લા' કરી તેડેછ એવણુને શુ હોશે તેનો વીચાર ગમે તે કરતા મારા મનમાથી હુ કહાડી શકતીજ નથી હવે તો જે થાય તે, આલા—પણ મે પકકો વીચાર કીધોછ કે આજે મુબઇ જવુ અને હીરજીને મળવુ તુ મારી સાથે આવશે? હુ વહેમી નથી, પણ બસ આજે મને કાંઇ અજબ ચટપટ થયા કરેછ"

તેઓ જ્યારે મુબઇ જઇ પુગ્યા અને 'દાદીશેઠ હાઉસમા' ખબર કહાડી ત્યારે જણાયુ કે હાલ હીરજી શેઠ ઉટાકામંડ ગયલા પાછા ફર્યા નહોતા

હવે કાંઇજ કરવાનુ બાકી હતુ નહીં હીલ્નાએ વીચાર કીધો કે હાલ તુરત તો પાછુ પુનેજ જવુ અને સઘળી તઇયારી કરી એક તારફથી તેને ખબર કરી આવતે અઠવાડયે ઉઠી ઉપડી જવુ તેથી તેઓ તેજ દીવસે પાછાં પુને ગયા પણ ત્યા પુગતાજ શો ગજબ ? એક તાર સવારનો આવેલો આલ્લા માટે તઇયાર પડયો હતો ! તે કોઇ ડાકટર મીનેઝ તરફથી ઉટાકામંદથી તેણી ઉપર આવેલો હતો, તેમાં તેણીને જણાવ્યુ હતુ, કે તેનો ભરથાર એકસીડંટમા સખત જખમી થયલો ચાર કલાક પછી મરણ પામ્યો હતો

"આપણે તરતજ જઇશુ આલ્લા," તેણીએ દલગીરીથી કહયુ "ઓ આલ્લા હુ માનીબી શકતી નથી કે હીરજી ખરે-ખર મરણ પામ્યાછ એ ગજબ કેટલો નહી ધારેલો ઓચીંતો બન્યોછ !"

તેણીના લગન અને પરણ્યો સસાર કોઇબી રીતે સુખી હતો નહી કે તે પોતાના ભરથાર માટે ગમ અને કકળાટ કરે તેઓ વચ્ચે હેત જેવુ કાંઇ હતુજ નહી છતા તેણી એક લાગણીવાળી ભલી છોકરી હતી, અને એ અચબુચ માઠો બનાવ જાણતાં તેણી ખરેખર હબતી ગઇ તેઓની વારવારની પચાની અને હીરજીના શબ્દો હાલ પાછા યાદ કરી તેણીએ મુગે મોઢે પણ ખરા દીલના ગમના આસુઓ ખેરવ્યા તેણી સઘુ ભુલી ગઇ હતી ! ફકત હીરજી સદા માટે ચાલી ગયો હતો, અને તેની કરણી મુજબ તેનો હવે કેવો ફેજ થશે તેનો ધાસ્તીથી વીચાર કરતી તેણી ખરા દીલથી દુખી થઇ

તેઓ તરતજ પહેલી ત્રેનમા નીકળી પડયા—અને છેક

બીજે દીવસે મોડેથી ત્યા પુગ્યા તો તારમા લખેલી બીના ખરીજ માલમ પડી! હજીબી તે બુરા પણ હવે પેલી જેહાનમા જઇ પુગેલા જવાન હીરજી દાદીશેઠની લાશ ત્યા પડેલી હતી

તેણીએ તેવણને શુ થયુ હતુ, તે માટે તલાસ કરી તો માલમ પડયુ કે બે દીવસ અગાઉ ખુબ દારૂ પી કોઇ બાબદ-સર એક પઠાણ સીપાહી સાથે તેમને મારામારી થઇ હતી, અને તે દરમ્યાન ઉશકેરાઇ જઇ તે ઝનુની દેસી સોલજરે એક ખજર ભોકી દઇ હીરજી શેઠને ઠાર માર્યા હતા

"પણ તે ખુની પકડાયો નહી કે?" હીલ્લાએ ઉચે દમે પુછયુ

"નહી જી," તેણીને જવાબ મળ્યો "તે વખતે ગડબડ એટલી થઇ ગઇ બને જણાં દારૂની ધુનમાં હતા અને તે ગડબડનો લાભ લઇ તે ખુની કોણ જાણે કયા નાસી ગયો તે હજી પતો નથી છતા પોલીસ તો તેની પાછળજ છે"

"અને છેવટની ઘડીએ તેવણે કાઇ કોઇને પેગામ કહે-વાડયો હતો?" આલાએ વચ્ચે પડી પુછયુ

"નહી જી" ડો૦ મીનેઝે તુરત જવાબ કરતાં કહયુ "જેટલીવાર સુદ્ધીમા હતા, તેટલીવાર ફકત "હીલ્ના મને માફ કરજે" એમ બોલ્યા કરતા હતા અને પોતાના વાઇફના છેલ્લી ઘડીએ ઘણી ટગર કરી હતીજી પણ કાઇ સદેશો કહે વાડી ગયા નથી એટલુ ખરૂ કે તેવણને મરવા જરાબી ગમતુ હતુ નહી જ્યારે પોતાની અજલ નજીક આવેલી જાણી ત્યારે વણાજ ઉશ્કેરાઇ ગયા, અને છેવટે પોતાના વાઇફને હાક પાડતા આખેર થઇ ગયા"

હીલ્લા દુઃખથી ફાટી ગઇ અને ખરા દીલના ઉંડાણુ-માથી એક હાય મારી આલાની આંખોમાંથી દયાનાં આસુઓ જોવાતા હતા આખરે તો તે હીલ્લાનુજ નામ મુખપર લઇ મરણ પામ્યો હતો ! છેવટે પણ તેજ વહાલી નેક મોહરદારના નામની ધુમ સાથ તે આખર થયો હતો



## પ્રકરણ ૩૭ મું.



### " તમે તો પાછાં સેટલ થઇને સુખી થયા—પણ હુ ——"

હીરજી દાદીશેઠની પાયદસ્તે જેમ થવુ જોઇએ તેમ ઘણુ લોક જમા થયુ નહી તે છેક ચાલ્યો ચાલ્યો ઉટીની એકાંત ટેકડી ઉપર મરવા ગયો એ ઘણુ ખોટુ થયુ બે દહાડા પછી મુબઇથી તેના ફેમીલી સોલીસીટર તથા ફેમીલી ઘરડા શુભે-ચ્છક ડોકટર, હીલ્લાના માતા, અને ડોકટરના ભલા ધણીઆણી તેણીને દીલાસો દેવા ખાતર ત્યાં આવી લાગ્યા જે બધા સાથે આઠ દીવસ પછી હીલ્લા દાદી શેઠ વીધવાના કાળા કફનમા લપટાયલી મુબઇ પાછી આવી

મરહુમના માસીસાને દીવસે તેવણનુ વીલ વાચવામા આવ્યુ તેમા તેમની લખ્ખોની દોલત, "પુનાનો લીલી લોજ" મહાબલેશ્વરનો તેમનો "હેપી વીલા" માથેરાનનો "ફર્ન કોટેજ, અને ઉટીનો "હીરા બાગ," સાથે મુબઇનો તેઓનો મહેલ સરીખો "દાદીશેઠ હાઉસ" અને મદ્રાસનો તેમનો

"હીરજી પેલેસ," એ સઘળાની એકલી હકદાર વારેસ તેત્રણુ પોતાની ધણીઆણી હીલ્લાનેજ ઠેઠવી ગયા હતા

"હુ હવે ઘણી પૈસાદાર થએલી છેઉ, આલા" બે મહીના પછી એક દીવસ હીલ્લાએ ફીકકુ હસીને કહ્યુ "હવે પછીથી તુ સદા માહારી સાથેજ રહેજે માહારી એક બેહન તરીકે"

તેઓએ ત્યાર પછી થોડા મહીના મહાબલેશ્વર એકાતમા જઇ ગુજાર્યા, જેમ કરતા હીરજીશેઠની વરસી લગોલગ માથે આવતા તેઓ ગામેગામ ફરી પાછા મુબઇ આવ્યા

વારવાર હીલ્લા આલાને પોતાની સાથેજ સદા રહેવાનુ કહેતી હતી પણ તે સાભળી તે નહાની છોકરી સદા ગભી રાઇથી હસી માથુ ધુણાવતી હીલ્લા માટે તેણીએ હવે એક ઘણુ સુખી ભનીશ વરત્યુ હતુ

એક દીવસ હીલ્લા દાદીશેઠ પોતાના હાથમા એક ખુલ્લુ કાગળ પકડી હરખીત જીગરે આલાના રૂમમા દોડી ગઇ

"આજે માહારા કઝીન તરફથી મને એક કાગળ મળ્યુ છ, આલા" તેણીએ ખુશાળ તબીયતથી હસતા કહ્યુ "એણે માહારી ઉપર દીલાસા પત્ર લખ્યુ હતુ ત્યાર પછીનુ આ લડનથી આવેલુ કાગળ છે તેમા બોમ લખેછ કે બે મહીનામા એ ઘેર આવશે આલા, વાહાલી બેહન, તે દીવસ તે મને જે અણુઘટતુ પગલુ લેતા અટકાવી, મને મોહતની ખાઇમા ગબડી પડતા બચાવી, તે માટે હુ તાહારો શુ અને કેમ ઉપકાર માનવાની છેઉ ? હુ જન્મો જન્મ એ માટે તુને આભારી રહેનશ, ખુદા ખબર તાહારૂ નહી માનતા હુ

ઘર છોડી ગઇ હને તો હમણા હુ કયાથી હને, અને માહારૂ શુ બી થયું હતે ?"

નવાબ ઇરાની બે મહીના પછી આવ્યો ત્યા સુધી આલા હીલાં દાદી શેઠ પાસે રહી, અને પછી એવુ નક્કી કરવામા આવ્યુ કે હીલાંના અને બોમના લગન બે મહીના પછી, એટલે હીરજી શેઠને ગુજર્યાંને દોઢ વરસ પુરૂ થતા ગુપચુપ કરી નાખવા

"માહરા બધા સુખ માટે હુ તુને આભારી છેઉ વાહાલી આલા" હીલાંએ ઘણા હેતથી એકવાર કહયુ. "હવે પછી સદા, તાહારી જીદગી સુધી તુ અમારી સાથેજ રહેજે એવી એકબી ચીજ નથી કે જે બોમ તથા હુ તાહરે માટે નહી કર્યે, તે કે જેણે અમારે ખાતર આટનુ સંઘુ કીધુ છ !"

પણ આલાએ તો ગભીરાઇથી પોતાનુ ડોકુ ધુણાવ્યુ અને જ્યારે બે મહીના પછી હીલાં દાદીશેઠ પરણીને મીસીસ બોમ ઇરાની થઇ ત્યારે તેણીએ તેઓને છોડી જવા માટે પુશ્કળ જીદ કરી

"જો હજીબી તમે દુખી હને, તમને માહારી મદદ અને કુપનીની જરૂર હને, તો હુ મોટી ખુશી સાથે રહી માહારી બાકી જીદગી તમારી સેવા કરવામા પુરી કરતે" આલાએ કહયુ "પણ દયાળુ ખુદાની મહેરબાનીથી તમે હવે સુખી થએલા છેઓ, માહારી કશી હવે અગત નથી, તો નકામી હુ અહીં રહી શકતી નથી મને કેહો બહેન હવે તમોને એક કંપેનીઅનની શુ જરૂર છે !"

"વારૂ તુ જીદ કરેછ તો જા. પણ મને કહે તો ખરી આલા કે તુ હવે કાહ જશે? તુ શુ કરશે?" મીસીસ બોમ ધ્રરાનીએ પોતાના ફકરમદ સવાલો જારી રાખ્યા "અને તો મને મદદ કરવા દે"

"તે નક્કી હુ કાઇજ કહી શકતી નથી" તેણીએ પોતાની મીઠી વાયોલેટ-બ્લુ આંખો ઉચકી તેણી તરફ જોતાં કહયુ. "પણ મે એક વીચાર કર્યો છે ખરો જેમા કોઇનાંબી મદદની જરૂર છેજ નહીં"

"શુ?" મીસીસ બોમ ધ્રરાનીએ આતુરતાથી પુછયુ

"મે એમ વીચાર કર્યો છે, કે એકાદ હોરપીટલમા હુ નરસ તરીકે જવશ મધરાસની મોટી નામાકીત હોરપીટલો માટે મે ઘણુ સમજ્યુછ અને તેથી મે એમ નકકી કીધુ છ કે વાહજ જવુ"

હીલ્લાએ અજાયબીથી આલાના મીઠા દુખી ચેહરા અને નાહાના નાજુક હાથો તરફ જોયુ

"તુ એવી સખત જીદગી માટે હજી ઘણી નાહાની અને ખુબસુરત કહેવાય, આલા" તેણીએ કહયુ "હોરપીટલના વોર્ડમા, દુખી અને દરદીઓ વચ્ચે તાહારી બાકીની જીદગી પુરી કરવી એ ઘાતકી અને શરમભર્યુ કહેવાય, તારે તો બાહેરની દુન્યામાં ફરી ખુશી અને સુખીજ થવુ જોઇએ"

"હુ કોઇબી રીતે સુખી થઇ શકવાની નથી" આલાએ દુખથી કહ્યુ "હુ તો દરદીઓને રાહત આપીનેજ જરાબી મારૂ દુખ ભુલી શકશ જો આજે કોઇ કાહારૂનનો ખજાનો મારા પગ પાસે લાવી ઢગલો કરે, યા દુન્યાની રાણી મને બનાવે, તોબી હુ કહુ છ, હીલ્લા બેહન કે તે મારે મન હવે નકામુ

થઇ પડે હુ તે બધુ ઠોકરે મારૂ માહાડ બધુ સુખ, માહારી બધી આશા, જ્યારે માહાડ દીલ તુટી ગયુ, ત્યારનુ મરણ પામ્યુ છ ત્રણ વરસ થયા હુ જીવતી કરતાં એક મુએલા માણસ જેવી વધારે છેઉ. એકજ ભુલ અને તેને મારી આખી જીદગી ાી ધુળ વાળી નાખી છે"

તેણીએ પોતાનો ચેહરો પોતાના હાથોમા છુપાવ્યો, અને કેટલીકવાર ગમખ્વાર જેવી બેસી રહી

"ઓ હુ કદી સુખી થઇ શકવાની નથી" તેણીએ ત્યાર પછી પાછુ એક ફીકકુ મીકવી હરતુ હસતા કહયુ "અને તેથી દુખીઓ વચ્ચે રહી તેઓને મદદ કરી તેમનુ દુખ ઓછુ કરવામાજ મારી બાકીની જીદગી હુ ગાળશ"

"તે મને તાહરી કાહણી કોઇ દીનસ કહી નથી આના," હીલ્લાએ તેણીને સમજાવતાં કહયુ. "તો પણ થોડુ ઘણુ હુ સમજી શકુ છ મને લાગેછ કે તારી નાની જીદગી દરમ્યાન તુને કાઇ સખત નીરાશી મળી હોશે પણ આના, નખન ઘણુ કરી શકેછ ટાઇમ જતા મારી ખાત્રી છે કે તુ તારી નીરાશી ભુલી જશે અને કોઇ મજેહના જેવા ધણી સાથે પરણી સુખીજ થશે મારૂ માન અને તારા હોરપીટલમા રહેવાના ગેલાગાડા વીચારથી બાઝ આવ"

પણ તે નાની છોકરીએ ગભીરાઇથી ડોકુ ધુણાવ્યુ અને તેનો ફીકકો ચહેરો અને ગમીથી ઘેરાવલા આખો હીલ્ડા પોતાની બાકીની જીદગી સુધી ભુલી નહી

"એમ બનવાજોગ છે ખરૂ" તેણીએ ધીમે સાદે જવાબ કર્યો."પણ તમે ધારોછ વારૂ, હીલ્લા બેહન કે એક ભલો નોમલ

માણસ ભવીષ્યમા પોતાનો હાથ અને હેત મને સપુર્દ કરે તોઓ, હુ તેને મારી જીંદગીનો એક બનાવ, એક ભુલ કહ્યા વગર પાપી અંત:કરણ સાથે છેતરીને તેની સાથે પરણી શકુ ? કદી નહી અને જો તેને હુ તે મારી નાદાની, બલકે એક જરા સરખી ભુલની વાત કેહુ તો ત્યાર પછીથી મારી ખાત્રી છે કે તે પહેલે જેવો મારી સાથે પાછો થઈ શકેજ નહી પહેલેનુ હેત અને વીશ્વાસ તે મને આપી શકે નહી એટલે મારે મનથી બીજુ સઘળુ રદ તેથી તમે જુઓછ, બેન, કે મારે માટે સુખના દરવાજા હવે કયારના બંધ થઈ ચુકયા છે સતોષ અને શાતી સીવાય મારા નસીબમા હવે કશુજ બાકી નથી"

"તાહારી ભુલ છે" હજીબી હીરના એ હીમત આપી તેણીને સમજાવવાનુ ચાલુજ રાખ્યુ "તારી ભુલ છે આલા, એટલુ બધુ તે શુ થઈ ગયુ ? એ તો તુ એવા સેનસીટીવ નેચરની છે તેથી એટલુ મનપર લેયછ કાઢી નાખ તાહરા એવા બેહુદા ખ્યાલો ને જરા ખુશાલ, હસ્તી રમતી રહે અને પછી જો કે તુ સુખી થાયછ કે નહી ?"

"તે છતા મારો વીચાર નકકી થઈજ ચુકોછ એટલે હુ હવે તે ફેરવવાની નથી મહેરબાની કરી મને બોહસ કરો ના કારણ મારી ખાત્રી છે કે હુ જે કરૂછ તે સારા માટેજ કરૂ છ" તેણીએ મક્કમતાથી છેવટનો જવાબ કર્યો



## પ્રકરણ ૩૮ મું.

— o —

### ડા૦ ફીરોઝ ફાવર, એમ. ડી.

હોલ્ના દાદીશેઠ પરણીને મીમીસ ઓમ ઇરાની થઇ અને આલા ગ્રાન્ટ તે પછી તેને છોડી ગઇ તે વાતને ૭ મહીના પસાર થઇ ગયા હતા હીલ્લાની ગમે એવી જીદ છતા આલાં અતે પોતાનીજ જીદ પુરી કરી તેણીને છોડી ગઇ અને મદરાસ ખાતે એક મોટી હોસ્પીટલમા જઇ જોડાઇ હતી

જેમ જેમ વખત વહેતો ચાલ્યો તેમ તેમ આલાને એમજ લાગવા માડયુ કે તેણીની જીદગીની નામોશી, તેણીનુ એકજ દુ ખ જાણે હવે ભુલાતુ જતુ હતુ ત્યા હઝારો દુ ખી દરદીઓ વચ્ચે રહી તેઓની માવજત કરતી અને તેમને શાની બક્ષતી તેણી એક નરસ કરતા, એક રાહનુમા ફીરેસ્તા જેવી વધારે લાગતી બધા તેણીને ત્યાં માન આપતા, ચહાતાં, અને જાણે તેણીની પુજાજ કરતાં હતાં. તેથીજ તેણીના દુ ખી મીઠા ચેહરાથી ખેચાઇ ઘણાક દરદીઓ પોતાની કહાણી, કે મરતી વખતનો સ દેશો તેણીનેજ સોપી જતા એ રીતે આ મોટી હોસ્પીટલમાં આવી રહયાને તેણીને ૭ મહીના પસાર થઇ ગયા હતા.

ઘણીકવાર તે પોતાના ખ્યાલોમાંથી ઉતરી જતી અને વીચાર કરતી કે તેણી તેજ આલા હતી કે કોઇ બીજી ? તે છોકરી કે જે મોટાં ઝાડો અને સુદર બગલામા અતી સુખમા

રહી હતી, જેણીએ એક મીઠા મધુર અને હેતરતા છતા હાડે-હાડ જુદા માણસનો સાદ ગાયન જેટલી મીઠાસથી સાંભળ્યો હતો, જે એક બચ્ચા જેવી નાની ભોળીભાળી અને સાચી પણ કાચી છોકરી હતી, તેજ આ ઠરેલ, સમજુ, વીચારવંત અને દુખી, આલા ગ્રાંટ હતી કે કોઇ બીજી?

પોતાના હોસ્પીટલના કામમા તે ખુબ મજાહ લેતી એટલુ તો જોવુ સહેલ હતુ, કે સખત મહેનત અને રાતના ઉજાગરા તેણીને મુદલ માફક આવી શકતા નહોતા તે પાતળી અને ફીકકી તુરત જણાઇ આવતી હતી—છતા હીમતથી જ્યા સુધી બનતુ ત્યા સુધી તેણી સખત મહેનતથી પોતાનુ કામ ઉપાડી લેવા લાગી

અને એ રીતે હવે આપણી વારતાનુ સ્થળ બદલાય છે જે મોટી હોસ્પીટલમા આલા રહી હતી તેનો માલેક અને વડો તબીબ હાલ પોતાના મોટા સુંદર રીતે આરાસ્તા કરેલા, પૈસાનો દોર દમામ બતાવતા, લગાર હોસ્પીટલથી દુર એકાંત તરફ આવેલા લતા તરફના પોતાના બંગલામા બેઠેલો હાલ આપણે જોઇએ છીએ

તે એક પારસી હતો લગભગ ચાલીસેકની ભરતીમા આવેલો, પોતાના ધંધા માટેજ જીવતો આ ડોકટર ફીરોઝ દાવર એમ ડીનુ નામ આખા મધરાસમા જાણીતુ અને પ્રખ્યાત હતુ દસ વરસ પહેલા તે કાઇ એટલો વખણાયલો અને શ્રીમંત હતો નહી તે વખતે તો તે તુરતનો વીલાતથી આવેલો ત્યા પ્રકટીસ કરતો, અને પોતાના આશીરવાદ પામેલા, ખુદાઇ બારકત માટે સખત મહેનત કરતો એક તદન સાદો

ડાકટર હતો. પણ નસીબને ફરતા કયા વાર લાગે છે? જોત જોતામાં તેનો દહાડો ફરી ગયો અને તે એટલો આગળ વધ્યો કે શું નાના કે મોટા, શું જવાન કે ઘરડા, એક સરખી રીતે આ જવાન ડૉકટર ફીરોઝ દાવરને ચહાના અને માન આપવા લાગ્યા

અને તે જાણે પોતે એ નામીચા ધંધા માટેજ જીવતો હોય તેમ બધુ મન તેમાજ નાખી મહેનત કરતો હતો તેણે પોતે આ મોટી હોસ્પીટલ ખોલી હતી, જયા હજારો ગરીબ દુખી દુરદીઓ લાભ લેતા થયા તેમજ ગરીબ છોકરીઓ ત્યા રહી નર્સનુ શીખી પછીથી ત્યાજ નોકરીએ રહી પોતાના પેટનુ પેદા કરવા લાગી

તેના હાથ નીચેના ડાકટરો ઉપરાત ડજનોબધ નર્સો ત્યા કામ કરતી હતી. તેમા પારસી છોકરીઓ પણ પુષ્કળ હતી અને ત્યા તે હોસ્પીટલમાંથી સર્વે તે જવાન ડૉકટરને એટલા ચહાતા, અને માન આપતા હતાં કે બોલ્યાની વાતજ નહીં

અને તેઓ તેમ કરતા તેમા જરાબી નવાઇ હતી નહી તે હતોજ તેવો હુસ્યાર, બહાદુર, માયાળુ અને પરોપકારી કે કોઇબી તેને વખાણ્યા અને માન આપ્યા વગર રહેજ નહી

દેખાવમા તે ઉંચો અને મજબુત બાધાનો ઘણો જોરાવર દેખાતો હતો તેનુ મગરૂર સોહામણુ કાળાબાળો જેમા કેટલાક રૂપેરી તારો ભળવા માંડયા હતા, તે માથુ સદા ઉચુ ટેકવાયલુ અને છક કરનારૂ હતુ, અને તે એક એવો

ચેહરો ધરાવનો હતો કે જે પોતાની ખુબસુરતી માટેજ નહી, પણ તે ઉપરનો એક જાતનો માયાળુ દરાવવના છાપને લીધે વધારે મોહામણો અને ખેચાણકારક લાગતો હતો તેની પહોળી પેશાની, હુસ્યારી અને ખરી ઉમદા મગજશકતીનોજ ખ્યાલ આપતી હતી અને તેના હોઠ ખુલ્લા મગરૂરીનો મરડાટ દેખાડતા, કોઇ વાર તો તેના માયાળુ ચહેરાને ગભીર હદ સુધી કરડો વટીક બનાવી દેતા હતા છતા તેજ હોઠો જ્યારે હસતા ત્યારે જે મીઠુ ઝળકાટભર્યુ તેજ તે હેન્ડસમ ચેહરા ઉપર ફેલાવતુ તે જોવુ ખચીત ખુશકારક લાગતુ એવો એ ડો૦ રીરોઝ દાવર હતો તે સાથે વળી તેનુ દીલ સદા સાચુ, મકકમ અને નેકીને ચાહનારૂ હતુ તે "નેક વીચારવુ નેક બોલવુ અને નેક કામ કરવુ" એમા ઘણુ માનવાવાળો, સચ્ચાઇ અને ભલાઇને ચાહનારો, જુઠા અને ફરેબને ધીક્કારનારો એક ખરો ઉમદા માયાળુ પરોપકારી ખવાસનો પારસી બચ્ચો હતો

અને હાલ તે પોતાના મોટા મકાન "હૅપી હોમ"ની તેવીજ ભવ્ય સુદર રીતે આરાસ્ત કરેલી "સ્ટડી"મા બેઠો હતો ત્યારે રોજ કરતા તેનો સોહામણો ચેહરો આજે લગાર વધારે વીચારવત અને ગભીર દેખાતો હતો બાહેર હવા ઘણી ખુશનુમા હતી મોટા મોટા ઝાડોની ડાળીઓ તે પવનની ધીમી લેહરીમા હાલી રહી હતી, અને ગુલાબ તથા બીજા ખુશબોદાર ફુલનો મીઠો પમરાટ હવા સાથે ભેળાઇ જઇ, મોટી ફ્રેચ બારી માહથી તે સ્ટડી રૂમમા દાખલ થઇ તે ઓરડાને અને ડો૦ દાવરના લાઇક અશાન્ત મગજને તાજગી બખશતો હતો

તે ઉઠીને ઉભો થયો, અને બારી બાહેર ડોકાવતો પોતાનો સુંદર બાગ અને તેમાં ખીલી રહેલાં અનેક તરાહના ફુલો જોતો ઉભો. મગર ભાગ્યેજ તેની આંખો તે બધા ઉપર ઠરી શકતી હતી. તેના મગજમાં તો બસ એકજ ચેહરાનો છાપ પડી ચુકયો હતો. અને તે એકજ ચેહરો સદા તેની આંખો સામે ભમ્યા કરતો હતો. અને તે કોઇનોજ નહીં પણ આપણી વારતાની હીરોઇન આલા ગ્રાંટનો મીઠો મધુરો પણ દુઃખી અને ફીકકો મુખડો હતો.

તે મોટા ડોકટરની આખી જીંદગીભરમાં કદી કોઇ ચેહરાએ તેને એમ બેખ્યાન, બેબાખરો અને ચકભમ બનાવ્યો ન હતો. તે દેશેદેશ ફરેયો અને હઝારો ખુબસુરતીઓના સમાગમમાં આવેલો હતો, છતાં તેને એકબી એવો ચેહેરો માલમ પડયો ન હતો કે જે તેની સુંદરતા, અશોઇ, મીઠાસ અને નેકી માટે તેને ગમ્યો હોય. તે હેતમાં મુદલ માનનારોજ નહીં હતો, તેવી કોઇ લાગણી તેણે અનુભવીજ નહીં હતી. તેને મનથી બધા બઇરા એક સરખાજ હતા, અને ખરૂં પુછે તો આજ સુધી બારીકીથી એકે ચેહરો તેને જોયો હોય, એ પણ શકમંદ હતું. પરણવાનાં નામથીજ તે ભડકીને દુર નાહસનારો હતો. તેને તો તેનું સઘળું મન, તેનું દીલ હુસ્યારી અને સર્વસ્વ પોતાના આશીરવાદ પામેલા ઉત્તમ પ્રોફેશનેજ અરપણ કરી દીધું હતું. પણ હાલ વખત ફરવાયો હતો. અને ત ડોકટર—તે મગરૂર, હુસ્યાર, સાચ્ચો અને ઓરત જાત તરફ ઝાખીને નહીં જોનારો તમીમ—અતે કંઇ નવું શીખ્યો હતો. પેલા કવીઓ અને લેખકો કહે તેની તે મહાન બુલંદ લાગણીનો અતે ભોગ થઇ પડયો હતો.

તે કશા ઉપર ધ્યાન લગાડી શકયો નહી તેની સાઇ-ન્ટીફીક બુકના પાનાઓ ફેરવતો તે કલાકો સુધી બેસી રહેતો, મગર તેમાંનો એક અક્ષર તેની નજરે પડવાને બદલે આલા ગ્રાટનો સુંદર ચેહરો, મોતેરીવાળોથી ભરેલું તેણીનું નાનું મગરૂર માથું, તે મગરૂર રાતા હોઠો અને તે મધુર નીમળ વાયોલેટ–બ્લુ, ગમગીન પણ મીઠી ચશમો તેની નજર સામે ખડી થતી.

તે હાલ બારી બાહેર જોતો ઉભો—પણ બસ પાછી અને પાછી તેણીની મીઠી સુરત તેને સતાવતીજ રહી તે આંખો, જે એક સાચા નીર્દોશ, ભોલા, અને નીખાલેશ જીગરનો પડછાયો પાડી રહી હતી તે તેની નજર સામે ભમ્યા કરી

પહેલે તો તે સમજી શકયો નહી કે તેને એ એકાએક શું થયું હતું આલાને જોતાંજ કાય તેને એક જાતની લાગણી થતી રહી હતી અને તેના સાચા મજબુત દીલને ગેરમ ખુશાલીથી ધરૂજાવી રહી હતી, તે પહેલી દરોલમાં તો તે મુદ્લ સમજી શકયો નહીં અને એ રીતે છેલ્લા બે મહીના થયા ને આલાનો સુંદર ચેહરો પોતાની આંખો આગળ ભમતો નજ, તેણીનો મધુર મ્યુઝીક જેવો સાદનો ગણગણાટ પોતાના કાનમાં વાગતો સાભળતો તે ફરતો હતો

"આના ગ્રાટ? આલા ગ્રાટ?" તે મોટો નબીબ હાલ બારીએ ઉભતો વીચારવંત પટપટયો "જાણે એ નામજ એક નાનું સરખુ મીઠું ગાયન હોય તેમ લાગેછ આહ આલા!"

થોડી પળ તે વીચારમાં એમ ઉભાજ રહયો, આખરે

એક ધીમા હસવા સાથે અધીરાઇથી તે ત્યાંથી ફરી ગયો "છટ છટ," તેણે મનથી કહયુ, "એ ચાલશે નહીં શુ એક છોકરી સુદર અને મીઠી છે, તેથી મારે એમ નાદાન બનવુ સારૂ લાગેછ ? મારે મારો એ ધખારો કાઢી નાખવોજ પડશે"

રાત પડી ચુકી હતી અને બાહેર સઘળુ શાત હતુ પક્ષીઓ પોતાના મીઠાં ગાયનો ગાઇ કયારના પોતાના ગરમ માળાઓમા પોઢીગી ગયાં હતા અને અહીં ડૉ૦ હાવર પોતાનાં ખાણા બાદ આવા વીચારો કરતો અસ્થીર મગજે ઉભો હતો

તેણે ઘટ વગાડયો અને નોકરને બોલાવી એક કપ કોફી પોતાને માટે મગાવી અને તે પુરી કરતા પાછી એક વાર પોતાની વઇદક ચોપડી કાઢી મન રોકવાનુ કર્યુ પણ અહા ! પાછો તેજ વીચાર, તેજ ચેહેરો, તેજ અવાજ તેને સતાપતો રહયો

"હેવન બ્લેસ મી!" તે મોટો ડોકટર ખીજવાટથી પોતાની બુક ટેબલ ઉપર અફાળી નાખતા બબડયો "મારી ખાતરી છે કે આ કાઇ ખાલી ધખારો નહીં પણ ખરેખર મે ધાર્યુ હતુ, તેમજ સીરીઅસ છે" અને તે હવે ત્યાની લાઇટ બુજાવી નાખી અદર પોતાના ખાનગી રૂમમાં ચાલી ગયો



# પ્રકરણ ૩૯ મું.

— o —

## ઓરત જાત જ્યારે કીનો લે છે ત્યારે આગલ પાછળ કશુ જોતીજ નથી !!

પેલી તરફ સુદર આર્લા, તે હોસ્પીટલના માલેક અને વડા તબીબ ડો૦ ફીરોઝ દાવરની તેણી માટેની બુલદ લાગણીથી બીલકુલ બીનમાહીતગાર પોતાનુ કામ રાબેતા મુજબ કરી જતી હતી તેણીને તો સ્વપ્નેબી એવો કાઇ ખ્યાલ હતો નહી તે બીચારી તો પોતાના દુખી વીચારો સાથે દરદીઓ ની માવજત કરતી, અને તેમને રાહત આપવાની કોશીશ કરતી બીલકુલ અનજાણ હતી

એક દીવસ એક વોર્ડ આગળથી પસાર થતા એક યુરોપીઅન જવાન દરદી અબળાએ તેને હાક મારી બોલાવી

"અહી આવો," તે મરતી બીમારે ધીમા નબળા સાદે હાક મારી તેણીને બોલાવી કહયુ "મહેરબાની કરી મારી પાસે આવો, નરસ મને એકલી રહેતા બીક લાગે છે."

આર્લા તુરત માયાથી તે છોકરી પાસે ગઇ અને પોતાનો નાનો મખમલ જેવો હાથ તેણીના બળતા કપાળ ઉપર મેલ્યો

"હુ તારી પાસે થોડીવાર બેસશ, બેની" તેણીએ ધીમેથી નરમ મીઠા સાદે—તે સાદ કે જે સદા તેવા મરતા બીમારોને રાહત આપનારો, અને ડો૦ દાવરને ખુશીથી બેબા-

ખરો બનાવનારો હતો, તેવા પોતાના ગભીર મીઠા સાદે—કહ્યુ "કહે મને તુને શુ જોઇએછ? તુને શુ કહેવુ છ?"

તે બીમાર અબળાએ તેણીના હાથ પોતાના નબળા હાથોમા પકડયા અને મરતી ચશ્મોએ તેનાં ભણી જોયુ, મોહતનો ખુલ્લો છાપ તે જવાન, એકવારની રૂપાળી પણ હાલ તમામ લેવાઇ લુટાઇ ગયલી ફીકકા ખવાઇ ગએલા ચેહરા ઉપર જોવાતો હતો

"આજે સહવારે મોટા ડોકટર મને તપાસતા હતા ત્યારે મે તેમનો ચેહરો જોયો હતો તેણી બોલી, અને મને તેથી તુરત લાગ્યુ કે મારી અજલ હવે નજીક આવેલી હોવી જોઇએ શુ હુ મરી જાઉંછ નરસ?"

"એવુ એવુ ના બોલ, એની" આલાએ ધીમેથી કહ્યુ "અમે તુને મરવા દઇશુ નહીં તુ હજીબી સારીજ થશે અને ખુદા મદદ કરશે"

"પણ કાએ!" તે યુરોપીઅન અબળાએ જોરથી કહ્યુ. "કાએ નહી મરવા દેશો! મારે તો મરવુજ છે. હુ તો મોતનીજ આરજુ કરૂ છુ નર્સ, મારી એક કાહાણી તમે સાભળશો અને મને કહેશો કે મારા એ પાપ માટે ખુદા મને માફ કરશે કે નહી?"

વળી થોડી પળ તે ચુપ રહી અને પાછુ ચલાવ્યુ

"સમજો નર્સ! હુ સારા ખાનદાનની પણ ગજવે ઘણાજ ગરીબ માબાપની છોકરી હતી. જ્યારે વીસ વરસની હુ થઇ, ત્યારે એક અતી સોહામણા ખુબસુરત જવાન સાથે

હુ અદરાઇ અમે ઘણા સુખી હતા પણ તેનામા એક દહાડો મારા તે અદરાયલાએ આવી મને કહ્યુ કે અમારા લગન થઇ શકશે નહી, કેમકે તેના માબાપ આડે પડતા હતા અને તેને કોઇ તેનાજ સરકલની એક લખપતી જવાન બાનુ સાથે પરણાવા ચાહતા હતા બસ ખલાસ, મારા સમજાવાથી જ્યારે તેને માન્યુ નહી, ત્યારે મે નકકી વીચાર કીધો કે કીનો લેવો અને હુ મારો દાવ જોઇ રહી અને એક દીવસ ઘણા વરસો પછી રાતને ટાઇમે હુ ભરાતી છુપાતી મારા તે બેવફા જવાનને ઘર ગઇ અને એક રૂમમા, ખુશાન મીઠી નીદમા પોઢતુ તેનુ નાનુ સુદર ચાર વરસનુ બાળક હુ ચોરી લાવી ત્યાર પછીથી મને માલમ પડયુ કે તેઓએ કેટલુ દુ ખ ખમ્યુ હતુ તે બીચારી જવાન માતા લગભગ ઘેલી જેવી થઇ ગઇ હતી, અને ત્યાર પછી વરસો સુધી જવ લેજ હસતી દેખાઇ હતી જ્યારે મારી સાથે એકવાર અદરાયલો જવાનથી, પોતાના બાળક બેટાને ખોહવાથી ઘણોજ દુખી અને નાસીપાસ થઇ ગયો હતો હવે મને કેહો નર્સ કે અ રીતે કીનો લીધેલો શુ ખોટો કહેવાય ? તેણે નગર દયાએ માહારૂ દીલ કચટી નાખ્યુ હતુ તો પછી હુ કાએ તેને તેવો સ્વાદ નહી ચખાડુ ?"

આહ ગરીબ બાલા ! તેણીએ તેજ ઘડીએ કેપટન મોહરાબને યાદ કર્યો તેણે તેણીને કેવો અપજશ આપ્યો હતો, તેણે તેણીને દુ ખ દેવામા શુ બાકી રાખ્યુ હતુ ? છતા ત બીચારીએ તે દુખ કેમ ઉપાડી લીધુ હતુ ? તેણી શુકર ગુજારી થઇ કે આ, બેની માફક, કીનો લેવાનુ સખ્ત દીલ તેણી ધરાવતી હતી નહી

"અફસોસ ગરીબ છોકરી," તેણીએ દયાર્દ્ર કહયુ "તે બચીત ખોટુ કર્યું છે તે જવાનની બેનફાઇનો બદલો લેવાનુ કામ તારૂ હતુ નહી"

"હવે મનેબી તેમજ લાગેછ, નર્સ" તે ઓરતે કહયુ "અને તેથી મરવા પહેલા એક પુનનુ કામ હુ કરી જવા ચાહુ છુ મને તેમા મદદ કરશો તમે? માહારા તકીઆ નીચ એક કાગળ છે, તે તમો જરૂર હુ મરી જાઉં પછી ટપાલમા નાખજો, અને તેના જવાબમા જે એક ડોસી કોઇ દીનસબી તમોને પુછની એક સાત આઠ વરસના છોકરા સાથે આવે, તો તેને કુહેજો કે એની તો મરી ગઇ છે, અને તે બચ્ચાને લઇ નર્સ તમે મહેરબાની કરી આ શરનામા મુજબ માહારા પેના બેવફા જવાનને પાછુ સપુરદ કરજો એનુ એ બચ્ચુ ચોરી જઇ મે એક ઠેકાણે તેને રાખવા આપ્યુ છે તે આ ચીઠી લખ્યાથી બરાબર પાછુ લાવવામા આવશે તમે એટનુ કરશો? મને રાહત આપવા મને છેહ્લી ઘડીએ સુખી કરવા માટે એટલુ કરશો? મને વચન આપો, નર્સ"

અને આલ્લાએ તે મરતી બીમારને શાત પાડી તેના માગ્યા મુજબનુ વચન આપ્યુ, ત્યારેજ તેણીએ છુટકારાનો એક દમ ખેચ્યો

"મને લાગેછ કે હવે હુ શાતીથી મરી શકશ, નર્સ" તેણીએ કહયુ "પાછુ તેનુ બચ્ચુ તેને સપુરદ કરવાથી મને લાગેછ કે ખુદા જરૂર મને માફ કરી બેહસ્તમા મોકલશે મે આજ સુધી એકબી ખોટુ કામ કર્યું નથી શીવાય, આ ઉપરકે

રાઇ જઇ બસ આ એકજ ભુલ માહારાથી થઇ ગઇ છે ખુદા મને માફ કરજે ! ઓ જોન ! જોન—!"

અને તે ગરીબ બાપડી છેલ્લો દમ ખેચતી પડી થોડીજ પળ, અને તે કોઇ ગરીબ યુરોપીઅન અબળા મરણ પામી

"ગરીબ બીચારી ' આલા ખરા દીલથી દલગીર થઇ એક માણસનુ દીલ કેમ ટુટી જઇ શકે તેનો તેણીને બરાબર ખ્યાલ હતો અને મરદોની આ એક બીજી બેવફાઇનો દાખલો સાભળતા, સુદર આલા ગરીબ એની માટે ખરા દીલથી દુખી થઇ અને દયાના આસુઓ તેણીની આખોમાથી ટપકવા લાગ્યા પણ તેજ પળે કોઇ ભારી પગલાનો અવાજ થયો અને પાછળ ફરી જોતાં ડો૦ દાવરને પોતાની પાસે ઉભેલો જોઇ તેણી માનથી ઉઠી ઉભી થઇ તે મોટા ડોકટરની ચગોર વાસ્મોથી આલાનો રીકકો દુખી ચેહરો, અને રડતી આખો છુપી રહી શકી નહીં, પણ તે કગુ બોલ્યો નહીં અને મરણ પામેલી એનીના બીછાના નજદીક ગયો

"નર્સ ગ્રાટ," તેણે ત્યાર પછી સાદ ડેરવવાની કોશેશ કરતા લગભગ કરડા સાદે કહયુ "આ વૉર્ડમા તમારૂ કામ નથી તેમજ હુ જોઉ છ કે તમારો વખતમી કયારનો થઇ ગયો છે વળી તમે પોતે ઘણાં થાકેલા લાગો છો માટે મહેરબાની કરી નર્સ ગ્રેને માહારી પાસે મોકલી આપી તમો તમારા રૂમમા જશો ? મને બખી વાતમા કાએદો સઉથી ઘણો પસદ છે"

અને આલા તુરત એક ગંભીર નમન સાથે તાબેદારીથી તેને તે મોહતના ઓરડામાં એકલો છોડી ચાલી ગઇ જેને પાછળથી ચાલી જતા જોતો તે ડોકટર ત્યાંજ ઉભો



## પ્રકરણ ૪૦ મું.

— o —

### "લાલ રૂખસારની, સરોવરના કદની સુંદરી, તું કોણ છે"

એક સાંજે આલા પોતાના ઓરડાની બારી આગળ બાહેરનો દુરનો દેખાવ જોતી ઉભી હતી તે દીવસ ગરમ અને જરાબી પવન વગરનો હતો અને પોતાના થાકવી નાખનારા કામથી પરવાર પામેલી દુખતા માથાએ અને ગરમ બળતી આંખોએ ઉભી હતી તેણીનો દમ ગુંગળાઇ જતો હોય એમ લાગતું હતું, અને તે થાકેલી કંટાળેલી, બાહેર નીકળી જરા ચોખ્ખી હવા મેળવવાનું મન કેમે કરી રોકી શકી નહી

તેણી બાહેર નીકળી અને એક મોટા ઝાડના થડ ઉપર બેઠી તે વીચારવંત અને ચુપ બેસી રહી. આખરે આસપાસનો દેખાવ, તે મોટા નાના ઝાડો, હોસ્પીટલ અને સઘળી ચીજો તેના મગજમાંથી ભુસાઇ ગઇ અને તેની જગ્યાએ તેણીની નજરે બેગલોર મંવના ખેતરો અને લીલોતરીભર્યો દેખાવ તેની આંખો સામે આવી ઉભો બરાબર તેજ વખત અને તેજ જગ્યા જ્યા કેપટન સોહરાબે તેણીને બોલાવી અને જીની

હતી તેજ લીલોતરી ભર્યું ખેતર, દુરથી દેખાતી અગીયારી અને કેટલીક દેવળમા વાગી રહેલા ઘટના અવાજો આજેઆ તે કમનસીબ છોકરી સાભળતી ઉભી ત્યાર પછી એકદમ તેણીને ઇટલીનો ખ્યાલ આવ્યો, તે સુદર રળીઆમણી જગ્યા જ્યા તેણીએ સોહરાબ સાથે એક રાણીનાજ રોબથી સુખી દીવસો કાઢયા હતા, ત્યાર પછી પેલુ વેરોના મધેનુ ચર્ચ, જ્યા સોહરાબની ધારેલી અને નકકી કરેલી ધણીઆણી તેને મળી ગઇ હતી જ્યાર પછીજ તેણીએ તે ઘાતકી સચ્ચાઇ જાણી, અને તે દીવસથી પોતાનુ સઘળુ સુખ ખોઇ દીધુ હતુ છતા, ઓ ખુદા! તેવા એક માણસને તેણીએ કેવો ભલો અને ઉદાર ખવાસનો ધાર્યો હતો, તેને માટે કેટલી દરકાર રાખી હતી? આહ તે સુખી દીવસો અને ત્યાર પછીનુ આ દુખ? ગમે એ કરતા આવા ખ્યાલોથી તેણી પોતાના આસુઓ રોકી શકી નહી.

આસ્તે આસ્તે તે સોહામણુ માથુ નીચુ અને નીચુ નમ્યુ, અને અતે પોતાના હાથોમાં મોઢુ છુપાવી તેણી સખ્ત ડચકા ખાવા લાગી

"શુ છે, મીસ ગ્રાટ? તમે બીમાર છઓ? મને કેહો કે છે શુ"

તેણીએ પોતાનો આસુઓથી ભરેલો ચેહરો ઉચકી ઉપર જોયુ, તો તેની પાસેજ ડો૦ દાવરને ઘણી અજાયબીથી તેણી તરફ જોતા ઉભેલો તેણીએ જોયો

"તમે દુખી છઓ અહીં—કે કાંઇ બીમાર થઇ ગયાછ?" તેણીને ચુપ ઉભેલી જોઇ તેણે પાછુ માયાથી પુછ્યુ

"મને કાંઇએ નથી, ડૉકટર" તેણીએ જેહમતે એક ફીક્કુ હસવુ હોઠો ઉપર લાવતાં કહ્યુ "ફક્ત મારૂ માથુ ઘણુ દુખ્યુ, તેથી હુ અહીં ચોખ્ખી હવા મેળવવા ખાતર બાહેર આવી પછી—"

"પછી શુ ?" તેણે વધુ માયાથી સવાલ કર્યા

"પછી સાહેબ, હુ અહીં વીચાર કરતી બેઠી-એટલે બીજા સઘળા વીચારો ભુલાઇ ગયા અને પછી મારૂ ઘર જ્યા હુ નાની હતી ત્યારે ર્‌હેતી હતી તેના ખ્યાલો મને આવ્યા"

"અને શુ તે ખ્યાલો એટલા દુખભરેલા છે, કે તમોને તેથી એટલા દલગીર કરી મેલ્યા ?" તેણે પાછુ નરમાસથી પુછ્યુ

"હાજી તે ખ્યાલો ઘણાજ દુખ ભરેલા છે, પણ હવે હુ એ માટે વધારે બોલશ નહી, એ સઘુ વહી વીતી ગયુ છે તો પછી તેનો વીચાર કરવામા ફાયદો શુ ?"

અને તે છોકરીએ પોતાની મધુર આખોથી એવી તો ઢપે તેની તરફ જોયુ કે તે ભાગ્યેજ પોતાની ઉપરનો કાબુ રાખી શકયો પોતાના મોટા જોરાવર હાથોમાં તેણીના બને નાના ધરૂજતા હાથો લેવા, અને એક માતા જેમ એક બાળકને હીમત અને સબ્બારો આપે તેમ આ છોકરીને મીઠા શબ્દો કહી કરાર આપવા અને તેણીંના આસુઓ લુછી નાખવાની લાલચ તે મોટી જેહમતેજ રોકી શકયો.

"તમે ઘણા થાકી ગએલા લાગોછ" તેણે ધીમે સાદે, પણ ઉતાવળે કહ્યુ. "એટલી હેજગારી તમે ના કરો મીસ

આટ હવે તમોને હુ દવા તરીકે, એક લાંબો વૉક પ્રીસક્રાઇબ કરૂં છ ખુલ્લી હવામા ચાલવાથી તમોને ફાયદો થશે "

તેણી ફીકકુ હસી અને ડૉ૦ દાવરને લાગ્યુ કે તે આખી દુન્યામાં સર્વથી દુખી હસવુ હતુ

"તમારી કાળજી માટે ઘણી મહેરબાનો, ડૉકટર." તેણીએ ફીકકુ હસતા કહયુ "પણ મને એકલુ ફરવા જવા ગમતુ જ નથી તેમા આટલી થાકેલી હોઉ છ ત્યારે તો વધારેજ નહી "

"ત્યારે એમ કરો" તેણે કાળજીથી તુરત કહયુ "હમણા તમારે પાછુ વોર્ડમાં જવાની જરૂર નથી. તમારે બદલે બીજા કોઇને મોકલી આપવાનો હુ બદોબસ્ત કરશ તેથી તમો હાલ તુરત તો રેસ્ટજ લેઓ આ બે નવા ચોપાન્યા મારી પાસે છે, તે તમે લેઓ અને તમારા રૂમમા જઇ તે વાચો "

"તમે મારી સાથે ઘણાજ માયાળુ છેઓ ડૉકટર" તેણીએ અતી ઘણાં હેરાનથી કહયુ. "તમારી ઘણી મહેરબાની. તમે કેહોછ તેમજ હુ કરશ" અને પછી તે તેના હાથમાથી પેલાં બે ચોપાન્યાં લઇ ત્યાથી ચાલી ગઇ જેનો ગ્રેસફુલ આકાર પાછળથી જોતો ડા૦ દાવર ત્યાજ ઉભો રહયો

"માયાળુ ?" તેણી માયાની વાત કરતી હતી ! તેણીની સાથે માયાળુ ? જ્યારે તેની તરફની એક નજરથી તેનુ જોરાવર તન બદન ધ્રુજતુ હતુ, તેના એક સાદથી તેને મ્યુઝીક માફક મીઠાસ મળતી હતી, અને તેણી તરફના એક

મધુર બોલને ખાતર તે પોતાનો જાન પટકી નાખે એમ હતુ, ત્યારે તે માયાળુ થવાની વાત કરતી હતી ! તેનો એવો વખત ક્યારે આવે કે જ્યારે તે પોતાની દોલત તેણીના પગ આગળ ઢગલો કરી મુકી શકે, તેની તે કાગને ડોળે વાટ જોઇ રહયો હતો તે મીઠી મધુર આંખોની એકજ નજર ખાતર તે પોતાની સઘળી દોલત આપી દે તેમ હતુ. અને હવે તેની મોટામા મોટી ઉમેદ તેણીને પોતાની ધણીઆણી બનાવવાની હતી—જયારે અહી તેણી તો તેની એક નજીવી મહેરબાની માટે તેનો ઉપકાર માની રહી હતી.

તે સુખી હતી નહી એ તો તે ખુલ્લુ જોઇ શકતો હતો તેના જેવી સુદર કેળવાયલી હુશીયાર અને એકોમ્પલીશડ છોકરીએ આવો નર્સનો ધધો એક હોસ્પીટલમા શા સારૂ ગોધવા આવવુ પડયુ હશે ? તેણી પોતાનુ ઘર અને બચપણ યાદ કરતી ઘણી દુખી દેખાતી હતી ત્યારે શુ તે વર તેણી માટે ખરેખર અસુખીજ હોવુ જોઇયે ? એ શુ તેણીની ગઇ ગુજરી હોશે તે માટે તે વીચાર કરવા લાગ્યો

“કદાચ એના બાપે દીવાળુ કાઢયુ હોય કે કોઇ તેના અતલગના સગાં ખાતર તે દુખી હોય વખતપર નાની ઉમરે તે કોઇ સાથ અદરાઇ હોય અને પછી તેના બાપે પોતાની દોલત ખોવાથી તે કોઇ બેવફા જવાન તેણીને છોડી ગયો હોય તેનુ કદાચ તેણીને દુખ હશે” તે વીચારતો હતો

ખરી વાતનો તો તેને એક દુરનો સ્વપ્નોબી આવ્યો નહી તેણીની નેકી અને નીરદોશતા માટે, તે જેમ આસમાન ઉપર ઝળકતા તારાઓ માટે ખાત્રીપુર્વક હતો, તેટલોજ તેણી માટે ભરૂસો લાવી શકયો

"કંઇ ફીકર નહી મને એ ગઇ ગુજરી સાથે કાંઇજ કામ નથી જેની હોય તેની મને દરકાર નથી હુ તો જરૂર મારેથી બનશે તો એનેજ મારી ધણીઆણી કરશ મારી નજરમા તેના જેવી સુદર, મીઠી ભલી અને નીરોગીશ છોકરી આખી દુન્યામાં કોઇજ હશે નહીં તેણીને પાછી ખુશાલ કરવા અને તે મધુર ચેહરા ઉપર એકવાર પાછુ ઝળકાટભર્યું હસવુ જોવા ખાતર હુ મારૂ બનતુ કરશ. ઓ આલા, આલા, જો ફકત તુ મારે માટે દરકાર કરી શકે તો મારી ખાત્રી છે કે દુન્યામા સુખ જેવી કોઇ ચીજ હોય તો તે તુને જરૂર મળશે" તે જીુસ્સાથી વીચારતો હતો

તેને લાગ્યુ કે તે પાછો એક વાર તે માનીતો ચેહેરો જોયા વગર જઇ શકશે નહી તે તેથી અંદર ગયો અને એક "કોરીડોર"ની બારા આગળ બાહેર જતો તેણી પાછી ફરે ત્યા સુધી થોભ્યો

એક કલાક બાદ પોતાના નર્સના કપડામાં સજ થયલી આલા ત્યાંથી પસાર થવા લાગી તે મોટા ડાકટરને હજી સુધી ત્યાજ જોઇ તે જરા અજબ થયલી લાગી પણ બીજીજ પળે પેલા બે ચોપાન્યા તેની સામે ધર્યા

"મે આ ચોપાન્યાં વાચ્યાછે અને મને ઘણા ગમ્યા. થેંકયુ હવે મન ઠીક લાગછ તેથી હુ ૫૧, નબરના વાર્ડમા પાછા જાઉ છુ, તમારી કાળજી માટે ફરીથી ઉપકાર માનુ છ ડોકટર" તેણીએ સહેજ હસીને કહ્યુ

"એની નજીવી જેવી બાબદ માટે તમારે મારો ઉપકાર માનવાનો નથી" તે મોટા ડાકટરે અધીરાઇથી કહ્યુ

"અને કાંય નહીંજી ?" તેણીએ અજાયબીથી સવાલ કર્યો, "તમે મારી સાથે માયાળુ થયાછ ત્યારે હુ કાંય નહી તમારો ઉપકાર માનુ ?"

"કારણ, ઉપકાર તો સામો મારે તમારો માનવાનો છે તમારા ચેહરા ઉપરનુ એકજ મીઠુ હસ્વુ, તમારી આંખો સેહેજબી સુખથી ચમકી રહેતા જોતી, એ મારે મન બેહેસ્તનાં સુખ જેવુ છે" તેનેથી બોની પડાયુ

આલાની જગ્યાએ જો કોઇ બીજી છોકરી હતે તો તુરત આ બોલો ઉપરથી તે મોટા ડોકટરનો ભેદ ચેતી જતે પણ આલાનુ દીલ તો ઠકુ મારી ગયલુ હતુ તેણીને સ્વપ્નેબી ખ્યાલ આવી શકયો નહી કે આ નામાકીત મોટો સરજીયન તેણી માટે કાંઇબી લાગણી ધરાવી શકે તેણી તો એમજ સમજી કે દયાથી ઉશ્કેરાઇ એક દોસ્ત તરીકે તે આમ બોલતો હતો

તેણીએ પેલા ચોપાનીયા તેનાં હાથમા મુકયા અને પછી એક મીઠાં નમન સાથે ત્યાથી જવા ફરી પણ તે કેમ તેણીને એમ એટલી જલદી જવા દેય ?

"તમે મને છોડી જવા ઘણા ઉતાવળમા દેખાઓછ, મીસ ગ્રાંટ !" તેણે કહયુ "તમોને ૫૧ નંબરના વોર્ડમાં જવાની જરાબી હાલ જરૂર નથી તમારી જગ્યાએ નર્સ એ હાલ ત્યાં છે થોડીવાર અહી થોભી જાઓ થોભશો કેની ?"

તેણીએ જવાબ દીધા વગર બારી પાસેની એક બેઠક ઉપર જગ્યા લીધી. જયારે ડા૦ દાવર ગંભીર ચેહરે તેણી તરફ જોતો થોડીવાર ચુપ ઉભો

"હવે મીસ ગ્રાંટ," તેણે આખરે ને ચુપકીદી તોડતાં કહયુ "આજે તમોને હુ ઘણો કંટાળાભરેલો થઇ પડવાનો છેઉ–અને એક સવાલ પુછવાનો છેઉ"

"ભલે," આલાએ નરમાસથી કહયુ "તમોને જોઇએ તે સવાલ પુછો અને તેનો જવાબ હુ મોટી ખુશીથી સાચે સાચો આપશજી"

આજે કાંઇ અજબ બેચેની અને ધુટલીમા વહી ગયલા સુખી દીવસો, તેમજ કેપ્ટન સોહરાબની બેવફાઇ વગેરેના વીચારો ખુબ તેણી ઉપર ગાલેબ થતા હતા કેમે કરતાં તે વીચારો તે છોકરી પોતાનાં મનમાથી કાઢી શકતી નહતી

"જે સવાલ હુ પુછવાનો છેઉં મીસ ગ્રાંટ ને તમોને પોતાને લગતોજ છે લાબો વખત થયો મે બારીકીથી તમોને માર્ક કર્યાં છે, અને મને લાગેછ કે વધારેવાર તમો નરસીંગનુ આ કામ કરી શકનાના નથી ! તમારી તબીયત અને શકતી ઉપરાંત એ છે તો મને આજે એક દોસ્ત ગણી કહો કે તમો ભવીષ્યમા શુ કરનાર છેઓ ?"

તે થોડી પળ ચુપ ઉભો આલાબી દોલગીર ચેહરે પણ મુગે મોહડે તેની તરફ જોતી ચુપ બેઠી;

"મને કેહો કે તમારી જીદગી તમો કેમ ગાળનાના છેઓ?" તેણે પાછુ પુછયુ

'મારી જીદગી ?' તેણીએ એવા તો દલગીર સાદે કહયુ કે ડા૦ દાનગ દુખથી તેણી માટે દાઝીજ ગયો 'મારી જીદગી?' મારી જીદગી નો વરસો થયાં ખતમ થઇ ચુકીછ

સાહેબ, ફક્ત જે આય ખોખા જેવી હુ બાકી છેઉં તે ગમે તેમ કરી દહાડા કહાડી પુરી થનશ

"એમ ના બોલો, મીસ ગ્રાંટ" ડા૦ દાવરે ઉતાવળે કહયુ "તમે હજી જવાન છેઓ મારી ખાત્રી છે કે તમો ભાગ્યેજ ૨૩-૨૪ વરસના હશો, અને ત્યારે હજી તો આખી જીદગી તમારે લેવાની છે હુ નક્કી માનુ છ કે કોઇ તમોને સભાળવા તમારી દરકાર કરવા, તમારી પાસે ખડુ હોય તો તમો ખચીત તમારી જેમી હોય તે નાસીપાસી ભુલી જઇ પાછા સુખી થઇ શકો"

"સુખી!" તેણીએ રડમેસ સાદે જવાબ દીધો, "મારૂ સુખ તો વરસો થયા જતુ રહયુ છ સાહેબ, જીદગીમા દરેક જણને એકવાર સુખ આવે છે, તેમ મારે નસીબેબી એકવાર આવ્યુ હતુ અને તે જેટલુ જલદી આવ્યુ. તેટલુજ જલદી પાછુ જતુ રહયુ હુ નહી ધારતી કે હુ પાછી સુખી થઇ શકુ મને મારી દરકાર નથી જેટલો વખત મારાથી બનશે તેટલો વખત હુ કામ કરશ પછી ભવીશ છે, અને ખુદા છે"

તેણે તેણી તરફ જેયુ અને એક જોરાવર લાગણી તેને થઇ આવી તે તેની વધારે નજદીક આવ્યો અને ધીમા ધાડા ઉતાવળા સાદે બોલવાનુ ચાલુ કર્યુ

"સમજો, મીસ ગ્રાંટ, ઘણો વખત થયો હુ કાઇ તમોને કહેવાનો હતો, પણ કોઇને કોઇ કારણુસર હુ તેમ કરતા રહી ગીયો છ હવે આજે મને લાગે છ કે વધારેવાર હુ તેમ થોભ્યા

શકશે નહી, અને તેથી મારા દીલમા વસી રહેલી મારી ઉમેદ તમારી આગળ આજે ખુલ્લી કરવાની મને રજા આપો ”

પણ તે બોલતા એકદમ અચકી ગયો તેણે આલા તરફ જોયુ તો માલમ પડયુ કે તેણી તો ભાગ્યેજ તેનુ બોલેલુ સાભળતી હતી ! તેણીની આખો બધ થઇ ગઇ હતી અને એક લપેડા સાથે તે પોતાની સુદ્ધો ખોઇ બેઠી.

ડા૦ ફીરોઝ વગર એક કુદકા સમેત તેણીની પાસે દોડી ગયો, અને તે બેસુધ્ધ આકારને જોરથી પોતાના હાથોમા પકડી રાખ્યો તે સોહામણુ સોનેરી ઝુલફાથી ભરેલુ માથુ તેણે પોતાના ખભા ઉપર ટેકાવ્યુ, અને અત્યત હેતથી બે પળ તે ફીકકા એકબી લોહીના છાંટા વગરના મીઠા મુખડા તરફ જોઇ રહયો

“આલા, વ્હાલી આલાં ? શુ છે ? માહરી તરફ જો માહરી સાથે કાંઇ તો વાત કર ઓ ખુદા—જો હુ એને ખોવશ તો મારૂ શુ થશે ! આલાં મારી આલાં, કાંઇ તો બોલ !” તેણે ગભરાઇને એકદમ બોલવા માડયુ

પણ એક શબ્દબી તે ચપ્પટ હોઠોમાથી બાહેર પડયો નહી કે ના તો તેણીએ પોતાની મીઠી ચક્ષમો ઉઘાડી, તેની તરફ જોયુ અને હજુબી તેણીને પોતાના હાથોમાજ પકડેલી રાખી તેણે ગભરાઇને મદદ માટે બુમ પાડી—જેના જવાબમા જે બે નર્સ દોડી આવી તેને તેણીને સોપી

“મીસ આટ એકદમ બીમાર થઇ ગયા છે માટે એવણુને ઉચકીને એવણુના રૂમમા લઇ જાઓ ” તેણે હુકમ કીધો

તે પોતે એ કીમતી બોજાને ઉપાડીને તેણીના રૂમમા લઇ જવા ખાતર દુન્યાની દોલત આપી દેતે તેણી જેમ બીજાને મદદ કરતી હતી તેવી આજે તેણીને મદદ કરવા અને તેની જતન કરવા ખાતર તે શુ નહી કરે ? પણ પોતાની લાગણી એમ કરી જાહેર કરી દેવાથી નકામી ચકચાર થાય અને આલાને ખરાબ લાગે તેથી તે ચુપ રહયો

"એવણ કેમ છે તે અરધા કલાકમા મને પાછી ખબર કરજો હુ હજી હોસ્પીટલ છોડી જવાનો નથી" તેણે કહયુ

તેઓ સમજી શકયાં નહી કે શા માટે તે મોટો ડાક-ટર એટલો ચીંતાતુર દેખાતો હતો—શા માટે એવે ગભીર ચેહેરે કોરીડોરમાં ફેરા તે માર્યા કરતો હતો તેના દીલમાં જોશથી વાગી રહેલા ઠોકાઓ માટે તે લોકો શુ જાણે ?

---

## પ્રકરણ ૪૧ મું.

—o—

## આલાં આંટનાં નવાં ગારડીયન-બુઝોર્ગ પીરોજબાઈ લામ.

જ્યારે પાછી નર્સ તેની ખબર લઇ ડૉ૦ દાવર પાસે આવી ત્યારે લગભગ કલાક ઉપર વહી ગયો હતો.

"મીસ આંટ ઘણાજ બીમાર થયલા છે, સાહેબ" તે નર્સ ગભીરાઇથી કહયુ, "તમે પોતે આવી જરા એવણને

તપાસશો તો ઠીક થશે મને બીહક છે કે એવણુ ઘણા બીમાર થયાછ"

તે વધુવાર હવે એક હેતવતો લવર હતો નહી તે પાછો ગંભીર ચેહરાનો ઠરેલ તબીબ થઇ ગયો મક્કમ પગલે ચાલી તે આલાને જ્યા સુવાડવામા આવી હતી ત્યા ગયો અને તેણી ઉપર વાંકો વળતા તે એકદમ મોહત જેવા ફીકક્કા દુખી ચેહરા તરફ નજર કરતા જેહમને તેણે પોતાની ફીકરની લાગણી દબાવી રાખી

"જરાબી સીરીઅસ જેવુ નથી' તેણે ત્યારપછી કહયુ "એવણુ ઘણા નાજુક હોવાથી આ કામ મુદલ બની શકતુ નથી એમ હુ જોઇ શકુ છ એવણુને પુષ્કળ રેસ્ટની જરૂર છે કાઇ ખાસ ડેનજર નથી ધીસ ઇઝ એ કેસ ઓફ શીઅર મેનટલ એકઝોશન, નર્સ ગ્રે એનણુ પુરતી રેસ્ટ લેય તેની તમો જરા તપાસ રાખજો"

તેણે એક પ્રીસક્રીપશન લખી આપ્યુ અને હવે વધુવાર નહીં થોભી શકતા આલાના મીઠા ચહેરા ઉપર એક છેલ્લી હેતવતી નજર નાખી તે ત્યાથી ચાલી ગયો અને સીધો ઘેરજ ગયો જ્યારે બધી વખત તે ગરીબ કમનસીબ છોકરી જાણે મરી જવાની હોય તેમ બેશુદ્ધ પડી રહી

"ગરીબ છોકરી, ગરીબ સુંદર આલા" તે રાત્રે ડો૦ દાનર પોતાના ઓરડામા એકલો પટપટયો "આજે એ બીમાર થઇ એબી એક રીતે ઠીકજ થયુ એથી થશે એમ કે એને હવે હોસ્પીટલનુ આવુ સખત કામ છોડવુજ પડશે ગરીબ નાની છોકરી! એના ફેરનો જેઓએ આવી એક નાહાની,

સુંદર અને નાજુક ગુલછડી જેવી છોકરીને આવુ સખત કામ કરવાની રજા આપી તે લોકોજ ગાંડાં હોશે મારી મીઠી આલા એ કામને લાયકજ નથી. એ કોઇપણ કામને લાયક છેજ નહી એતો એક રાણી થવાજ સરજાઇ છે"

પોતાની મોટી દોલત અને બંગલા માટે વીચાર કરતાં તે આજે પહેલીજવાર ગુસ્સાથી ખ્યાલ કરી શકયો આવી મોટી દોલત અને મહેલ સરીખો બંગલો, કોઇપણ ભાગીદારની હાજરી વગરનો શુ ખપનો? ખરે એવી દસ ઘણી મીલકતો એક વાહાલા સાથી અને નાનકડા બચ્ચા વગર શી ખપની કહેવાય?

તે રાત્રે તેણે પોતાનુ ખાણુ એમનુ એમ જરાપણ હાથ લગાડયા વગરનુ પાછુ મોકલી દીધુ—જે જોઇ નોકરો અજબ થયા કે તેમના એ હમેશનાં ખુશ મીજાજી શેઠને આજે શુ થયુ હતુ? તે પોતે તો એ પછી પોતાની સ્ટડી રૂમમાં જઇ ભરાઇ રહયો અને પોતાની મોટી કીતાબો કાઢી વાચવાની કોશેશ કરી, પણ કેમે કરતાં તે પોતાનો એ એકજ ખ્યાલ ભુલી શકયો નહી આજે જે રીતે આલાનુ સોહામણુ માથુ જે બેખુદી વચ્ચે તેના હાથો ઉપર ઢળી પડયુ હતુ. તેનો વીચાર કરતા તે એકદમ સુસ્ત બન્યો તે માથુ, તે વાહાલુ સુંદર માથુ જે દુન્યાના સંકટો અને બુરાઇથી સદા બચાવવા તે તઇયાર હતો। લગન માટે તો હવે હાલ બોલવુ કેવળ અશકય હતુ તેણી તટાર થાય ત્યા સુધી તો ખચીતજ તેને થોભી જવાનુ હતુ જીંદગીમા પહેલીજવાર ડો૦ દાવર સમજી

શકયો કે એક માણસની દરકાર કરવી અને તે છતા તેને મદદ કરવા માટે અશકય રહેવુ એથી બનવાજોગ હતુ

તે મોટા ડાકટરે હઝારો વીચાર કર્યા સુદર આલાને આ હેજગારીથી બચાવી લઇ ફરી એકવાર તેને હસ્તી રમતી ખુશાલ અને તદરોસ્ત કરી પોતાની બનાવવી તે માટે તેણે ખુબ ભેજુ કસી નાખ્યુ પણ તે કાઇજ નકકી છેવટ ઉપર આવી શકયો નહી જો આસપાસનાં લોકની ચકચારની તેને દરકાર હતે નહી, તો તે ઘણુ કરી શકતે પોતાની સુદર કાર હોસ્પીટલમાં મોકલી તે જો ચાહાતે તો તુરતજ આલાને તેમા પોતાને ત્યા તેડાવી મગાવતે. તેણી માટે જતન કરતે, અને દરેક ઉમદામા ઉમદા ચીજથી તેણીને નવાજતે પણ એમ કરી નીંદાખોર લોકોને તે ઉત્તેજન આપવા માગતો નહોતો આલાનાં વાહાલા નામને ખરાબ લાગે તેમ તે જરાબી કરવા ચાહતો નહોતો વળી તેનાં ઘરમા એવી એકે બાઇ માણસ હતુ નહીં કે જે તેણીની પાસે રહી શકે અને સભાળે તે એકલડોકલ, તેણીને પોતાના ગધાર જેવા ઘરમાં એ રીતે ત્યારે લાવી શકેજ કેમ ?

અતે એક ખ્યાલ તેને આવ્યો, અને તેણે હસ્તે ચેહેરે યારે છુટકારાનો દમ ભર્યો

તેના સેકડો ઓળખીતાઓ વચ્ચે એક પીક્રુમાય લામ કરી, એક ઘરડા બાનુ હતા. જેવણ તેના એક વણા વાહાલા દોસ્ત જે સાઉથ આફ્રીકાની મોટી લડાઇમા ઘણા વખત ઉપર મરણ પામ્યો હતો તેના માતા થતા હતા

એ પીનુબાઇ લામ મદ્રાસના વર્ણા ઝણીના પૈસાદાના

ને ભલા બાનુ હતા તેવણુના ધણીને તો તેવણે છેક પોતાની જવાનીમાજ ખોહયા હતા, અને વળી તે દુખ જાણે ઓછુ હોય તેમ પોતાનુ એકપુરૂ ફરઝદ, તેઓની આખની કીકી અને ઘડપણુની લાકડી, દોરાબ લામને તેવણુ લગભગ આઠ વરસ થયા ખોઇ બેઠા હતા છતા જાતેજ સતોશી, અને ખુશાલ સ્વભાવના હોવાથી ધારવા કરતા તેવણુ જલદીજ પોતાનો ગમ ભુલતા ગયા એમ તો હતુજ નહી કે તેવણુ પોતાનાં હાતમ દીલના ધણી કે દીગ જેવા બેટાને ભુલી જઇ શકતા હતા—પણુ ખુદાએ કર્યું તે ખરૂ, એમા આપણુ ચલણુ નથી, એમ માની સબુરી પકડી બેઠા હતા

દુન્યામા હવે તેવણુની મતલબ બસ સામા માણુસને પોતાની દોલત અને માયાથી બને એટલા સુખી કરવાની હતી ઘણીક છોકરીઓના તેઓ માતા અને સાચ્ચાં સલાહકાર હતા ઘણુાંક જવાન્યાઓ પોતાની મુશ્કેલી અને સકટો વખતે તેવણુનીજ મદદ અને સલાહ શોધતા આવતા અને એ રીતે આ ભલા બાનુ દરેકના દોસ્ત, મદદગાર, અને સલાહકાર હતા અને એવણુ પાસે બીજે દીવસે ડો૦ દાવર મદદ અને સલાહ પુછતો ગયો તેણે પીલુબાઇ લામને પોતાની દરેક વાતથી વાકેફ કર્યાં, જરાબી તેણે છુપાવ્યુ નહીં અને પીલુ બાઇ ધ્યાનથી સેહજ હસ્તે ચેહરે તેને સાભળતા બેઠા

"મારા વાહલા દીકરા" તેવણે અતે સવણુ સાભળી લઇ કહયુ "એવા કેસીસમા મારા જેટલુ દીલસોજ બીજુ કોઇજ હોશે નહી હેતવતા જોડાઓ સાધી આપવાનુ તો મારૂ કામકાજ છે મગર હુ એમ પુછુ, પીરોઝ, કે દોલત

અને દરજજો છોડી તારા જેવો એક જવાન કોઇ અજાણી, હોસ્પીટાલ નર્સ સાથે પરણવા માગે એ શુ અજબ જેવુ નથી ?"

"જરાબી નહીં, માયજી" ડો૰ દાવરે જોશથી કહયુ "તમે તેણીને જોઇ નથી તેથી એમ બોલી શકોછ, એને તમે નજરે જુઓ ત્યા સુધી થોભી જાઓને પછી મને કેહેજો વળી એટલુ તો એ આવી તેજ દીવસથી હુ જોઇ શકયો છુ કે એ કામ તેણીએ નાચારીએ પસદ કરેલુ છે એ એ રીતે રટેશન ઓફ લાઇફ છેજ નહીં એ ખચીત સારી ફેમીલીનુ સારા દાહાડાઓ જોયલુ બચ્ચુ દેખાઇ આવેછ"

"તે તો ત્યારે વધારે ખરાબ" પીનુબાઇએ ગભીરાઇથી સમજાવ્યુ "એક સારા ફમીલીની સારા દાહાડા જોયલી છોકરીને નરસ તરીકે ધધો કરવાની ફરજ પડેછ, તેમા કાંઇબી ભેદ હોવો જોઇએ, અને ત્યારે એવી ભેદ ભરેલી જવાન છોકરી સારી હોઇ શકેજ કેમ ?"

"થોભો માયજી—તમે તેણીને જુઓ તેટલા એવુ મત દરશાવવાનુ માડી વાળો. તે એટલી તો સુદર રીફાઇન્ડ અને ગ્રેસફુલ છે, કે હુ કેહુછ કે આખા હીંદુસ્તાનમા એની બરાબરી બીજી કોઇબી છોકરી કરી શકે નહી

પીનુબાઇ વામ હવે મોટે સાદે હસી પડયાં

"માહારા વાહલા દીકરા, હુ જોઉછ કે તારી સાથે જીદ કરવી નકામી છે અને તેથી મે નકકી કીધુછ કે તુને એમા મારે મદદ કરવી બોલ હુ શુ કરુ તારે માટે ?"

"થેંક્યુ" ડૉ૦ દાનરે ઉમ્રટમદ કહ્યું "હું જાણુતો તોજ કે તમો મને મદદ કરવા ના પાડશો નહીં અને હવે ત્યારે હુ તમારી મહેરબાનીનો લાભ તુરતજ લેવશ એ છોકરી, મીસ આલા આટ કાલની બીમાર થયલી હોસ્પીટલમા છે હવે તમારે જે કરવાનુ છે તે એજ વાહાલા માયજી, કે કાલે તમારી મોટરમા ત્યા જજો અને મારાં ફ્રેંડ દાખલ તમે તમુને પોતાને ઓળખાવજો અને પછી તમે એને તમારી સાથે ઘેર લઇ આવજો જો અમથી આવવા નાજ કહે તો કેહજો કે મારી કંપેનીઅન દાખલ રહેવા માત્ર એટલુ કરશોની મારે ખાતર પીલુમાય! પછી જો રફતે રફતે એ મારે માટે દરકાર કરતી થશે, તો તમારે ઘરથીજ હુ એને મારી મહોરદાર દાખલ મારે મકાને પરણીને લઇ જવશ"

"વારૂ હું, તુ કહેછ તેમ કરશ, ફીરોઝ" તેવણે કહ્યું

"મારી ખાતરી છે કે એ તમોને ગમશે" ડૉ૦ દાનરે ઉલટમદ જારી રાખ્યુ "એ એટલી તો મીઠી અને બધી વાતે રીફાઇન્ડ છે કે બોલવાની વાત નહીં. જો મારૂ એટલુ કામ તમો કરશો, માયજી, તો હુ તમારો જીદગી ભરનો હેશાનમદ થવશ એ એવી બીમાર થયલી એકલી અટુલી હોસ્પીટલમાં પડી રહીછ, તે મને જરાબી પસદ નથી માટે જેમ બને તેમ ઉતાવળે એને અહીં તેડી લાવશો તો ઘણી મહેરબાની થશે"

અને બીજે દીવસે એ મુજબ આલા જ્યારે તદન થાકેલી, કાહેલી, બીમાર અને ફીકકી જેવી, એક ઇઝીચેર ઉપર પડી હતી, ત્યારે બારણુ ખોલી જે સફેદ નાગ અને

ઘરડા પણ અતીશ્ય મીઠા હસતા ચેહરાના દમામદાર દેખાવના બાનુ અદર ચાલી આવ્યા તે કોઇજ નહી, પણ આપણા ભલા માયાળુ પીલુબાઇ લામ હતા. તેવણ આલાની અજા યબી વચ્ચે એકદમ તેણીની પાસે આવ્યા અને એક માતાનાં હેતથી તેણીને પેટમા ચાપી પછી પાસે એક ખુરશી ખેચી બેઠા

"હુ તુને જોઇ કેટલી ખુશી થઇછ મારી દીકરી" તેવણે માયાથી ભરપુર મીઠા સાદે કહયુ "ડૉ○ દાવર મારા સઉથી ઘણા વાહાલા અને પુરાણા દોસ્ત છે અને એવણે મને તમારે માટે એટલી બધી વાતો કરેલી છે કે મને લાગ્યુ કે એકવાર હુ તુને નજરે જોઇજ જાઉં ત્યારે મને નીરાત થશે"

તેવણ એટલા તો ભલા અને એક માતા જેવા મહેર્‌બાન લાગતા હતા, કે ગરીબ એકલી અટુલી આલાનુ દીલ એકદમ તેવણ તરફ ખેચાયુ અને આખોમા આસુ આવી ગયા

"વળી ખાસ તો આજે હુ એક મતલબસરજ આવીછ, આલામાય" પીલુબાઇએ હેતથી તે છોકરીને સમજાવ્યુ "ડોકટરનો હુકમ છે કે તારે હવે લાંબો વખત સુધી રેસ્ટ લેવી અને તેથી એ વાત જાણુતાજ હુ મારી તક સાધીનેજ આવી તારી પાસથી મારે એક ફેવર માગી લેવાની છે દીકરી મારે ઘેર હુ નદન એકલી અટુલી છેઉ, અને ઘરડી, અને નાતવાન હોવાથી કાઇ કરી નહીં શકવાથી આખો દીવસ જાણે કટાળી જાઉ છ, તેથી તુ મારી ઉપર એટલી મહેરબાની નહી કરે, ને મારે ત્યા નહીં આવે? તુ હાલ બીમાર છે મારી દીકરી, નેટલા હુ તારી જતન લેવસ, તુને સભાળસ,

અને પછી તુ સારી થઇ મારે ત્યાં એક કંપેનીઅન દાખલ રહી મારા જેવી એકલી વરડી ડોસીનો વખત સોહવાડશે તો કેવુ સારૂ ? બોલ તુ કબુલ થાયછ બેટા ?"

આલા એટલી નો નાતવાન અને દુ ખી વીચારોથી ઘેરા યલી હતી કે તેણી જવાબ દઇ શકી નહીં તેને બદલે તેણાની આંખોમાથી દડદડ આસુઓ ટપકી પડયા તેણી ગઇ કાલથી આખો વખત ડો૦ દાવરે પુછેલો એકજ સવાલ 'હવે તમે શુ કરવા ધારોછ ?" તેણીના મગજમા ભમ્યાજ કરતો હતો ખરેખર આ નર્સનુ કામ નહીં બનવાથી તેણી હવે શુ કરશે ? વળી પાછી આ બોહળી દુન્યાની સપાટી ઉપર તે નાદાન નાની એકલી છોકરી કયા જશે ? પણ આ નહીં ધારેલી તક ખુદાએ મોકલી તે માટે શુકરગુજારી કરતાં તેણી હેર્શાનનુ રડી પડી

"તમે કેટલા ભલા છેઓજી મારી સાથે કેટલાં માયાળુ છેઓ" તેણીએ આભારથી કહયુ, અને આ માતા જેવી મહેરબાન ભલી, મીઠા હસતા ચેહરાવાળી બાનુને સઘળી તેણીની કાહાણી કહી દેવાની લાલચ તે ભાગ્યેજ અટકાવી શકી તેવણ ધારતા હતા તેવી ભલી નીરગોશ અને ડાહી છોકરી તે હતી નહીં તેણીનુ એકજ દુ ખ, એકજ ભુલ, એકજ પાપ, આ બાનુને કહી દેવાનુ મન તેણીને થઇ આવ્યુ.

પણ વધુ કાઇમા વાત કરવા માટે તે એટલી નબળી હતી. એટલી જલદી થાકી જતી હતી કે તેથી તેણીએ તેનો સફેદ ફીકકો ચહેરો તેવણ સામે ફેરવ્યો અને ધીમા નબળા સાદે બોલી

"હું તમારી ઘણીજ ઉપકારી છેઉં જી હું તમારી સાથે આવશ—જો તમો મને લઇ જશો તો હું અતે જોઉં છું કે હું ખરેખર એક હોસ્પીટલ નર્સને લાયક જોગ નથી"

## પ્રકરણ ૪૨ મું.

### ગમ સીતમની ગજબનાક જગ્યાએ પાછી!

હોસ્પીટલ છોડી ભલાં પીલુબાઇની માયા ભરી આહેથરી હેઠળ ચાલી જવાને આલાને ત્રણ અઠવાડયાં વહી ગયાં હતા અને તેણી હવે રફતે રફતે પોતાનુ આગળનુ જોર અને તદ-રોસ્તી મેળવતી જતી હતી.

અતે ભલાં પીલુબઇ તેણીને પોતાની સાથે લઇ જવામા ફતેહ પામ્યા હતા ખરાં પોતાનુ કામ સદા ઉપાડી લેવા ખતમા તેણી કઇ રીતે પોતાની તબીયતનુ સત્યાનાશ વાળી નાખતી હતી, તેનુ આલાને ભાન રહયુ નહોતુ અને હવે જયારે બહુજ થયુ ત્યારે તેણી એક લાંબી માંદગીનુ બીછાનુ ભાગવતી પડી

એ વાતને ત્રણ અઠવાડયાં વહી ગયાં હતા, અને હાલ આલાં જરા સારી થયલી બારી આગળ ઉભી હતી નર્સનો યુનીફોરમ હાલ તેણીના બદન ઉપર હતો નહીં તેને બદલે એક ખુલા બ્નુ રંગની સાડી અને સફેદ બ્લાઉઝમા તેણીનો નાજુક સુદર આકાર ઘણોજ ખેચાણકારક લાગતો હતો

તે પીંક્રો માફો ચેહરો હાલ શાંત દેખાતો હતો અને તે સોનેરી કસબ જેવા વાળો સાઇડમાંના એક ઝીણા સેતાં સાથના બાંધી લીધેલા તેમજ તે મધુર વાયોલેટ બ્લુ આંખોથી વીચારવંત બારીએ જોતી ઉભેલી આ છોકરી કાઇ એટલી તો સરસ લાગતી હતી કે એ પળ ભલા પીલુમાએબી અજાયબ થઇ ગયા

"હવે હુ ફીરોઝનો વાંક કાઢી શકતી નથી," તેવણુ મનમાં બબડયા "ખરેખર છોકરી સુંદર ને ડાહી છે '

આલાને પોતાનુ તે નવુ ઘર જ્યા તેને દાન ઘણી માયા અને કાળજીથી રાખવામાં આવી હતી તે ફરીને જોયુ નહોતુ પણ આજે જ્યારે પહેલીજવાર તેણી નીચે ડરોઇંગ રૂમમાં ઉતરી ત્યારે તેણીની ખાતરી થઇ કે તે આખુ મકાન તે એક ઓરડા (ડરોઇંગ રૂમ) જેવુ જ ભવ્ય સુંદર હવા પવન વાળુ અને જ્યાં જાઓ ત્યા શાંતી આપનારૂ હોવુ જોઇએ

ડૉ૦ દાવર એકબી દીવસ પીલુમાયને ત્યા આવ્યા વગર રહેતોજ નહી તેનામાં એટલો ફરક પડી ગયો હતો કે ઘણી વાર પીલુબાઇ મનથી હસી બબડતા કે "એના પેશન્ટસ અને હાથ નીચેના ડૉ૦ તથા નર્સોંમી એ ફેરફાર જોતા હશે કે ' અને જોતા હશે તો શુ વીચારતા હશે " તે દરરોજ પોતાની સુંદર પેશન્ટ આલાને જોવા ખાતર આવતો, અને તે આવતો ત્યારે હમેશા તેણી માટે જાતજાતની ચીજો જે તે ધારતો કે તેણીને મજાહ આપી શકશે, જેવી કે ચોપડી, ફુલ, સ્ક્રેપ બુક, અને સુંદર બનાવટની તેણીને લાએકની ચીજો લાવતો

પણ તે છોકરી જેનુ દીલ તો આજ વરસો થયા મરણ

પામ્યુ હતુ તે તેની હેતાતી લાગણી જરાબી સમજી શકી નહી ઉકારની લાગણી સીવાય કોઇબી બીજી જાતની લાગણી તેણીને તેને માટે હતી નહી ડૉ૦ ફીરોઝ દાવર સર્વથી ભલો, ઉદાર દીલનો અને માયાળુ હતો, એમ તેણી માનતી હતી અને તેને માટે માન અને વખાણ ધરાવતી પણ બસ એટલુજ એથી જરાબી વધારે નહીજ

એ દરમીઆન તેણીમા થતો સુધારો આતુરતાથી ડૉ૦ દાવર તપાસતો રહયો હતો 'જ્યારે એની આખોમા પાછો આગળ જેવો ઝળકાટ અને ચેહરા ઉપર રગ આવશે ત્યારે હુ એને મારી થવા પુછશ' તે ઘણો ઉલટમદ પીલુમાયને કહેતો "ત્યાર પછી હુ એને મારી સાથે એક લાબા ચેન્જ ઉપર લઇ જવશ તમે જાણોછ માયજી કે હુ કેવી આતુરતાથી એ સુખની રાહ જોઉછ ? આટલા દશ વરસ મે એવા સખત મેહેનતના કાઢયા છે કે ખરેખર તો આ મારી પહેલીજ 'હોલીડે' કહેવાશે"

પીલુમાય કહી શકતા નહોતા કે શા માટે તેવણને હમેશ એમજ લાગતુ કે ડૉ૦ દાવર પોતાની ઉમેદવારીમા નીસ્ફળજ નીવડશે તેવણે એના કેસીસો ઘણા જોયા હતા પણ અ' આના તો વળી તે સર્વ છોકરીઓથી જુદીજ ટાઇપની તેમને લાગી તેવણ જોતા કે આલા ડૉ૦ દાવરને ઘણી વખાણતી, તેની આભારી થતી, અને તેની સાથે વાત કરવા હમેશ ખુશી રહેતી, પણ બસ ખલાસ એથી જયાદા કાઇજ નહી તે સુદર આખો કોઇ દીવસમી તેમણે હેતથી ચમકી રહેવી જોઇ હતી નહી, તે મનોહર ચેહરો કદી લાલ થઇ તેને જોતા

ઉલટમદ બન્યો હતો નહી, અને તેથી નેવણને લાગ્યુ કે ભલા ફીરોઝ માટે ભવીષ્યમાં નીરાશી સીવાય બીજુ કશુ હતુ નહી

પણ ડૉ૦ દાનર પોતે તો કાઇ બીજુજ ધારતો થયો હતો તેની ખાતરી હતી કે આલા હવે વધારે સતોશી બની હતી. અને હવે તે લગાર સુખીબી દીસ્તી હતી તે નજદીક આવતો વખત કે જ્યારે તે તેણીને પોતાની મહોરદાર થવા પુછશે, તે માટે તે આતુરતાથી થોભ્યો

એક દીવસ ભલા પીરુભાઇ હસ્તે ચેહરે આલાના ઓરડામા આવ્યા "હવે દસેક દીવસ મારે ઉટાકામદ જવાનો વીચાર છે, આલુ દીકરા" તેવણે કહયુ "આપણે કાલેજ અહીંથી જઇશુ ને પછી હુ જોઉંછ કે તોબી કેમ તારા ગાલોના ગુલાબો પાછા આવતા નથી"

અને તેઓ ગયા. આ ત્રીજીવાર આલા ઉટી આવી હતી. પહેલીવાર કેપટન સોહરાબ સાથે, બીજીવાર હીરજીભાઇ દાદી શેઠની હીલ્ડા, (જે હાલ મીસીસ ઓમ ઇરાની તરીકે સુખી હતી) તેની સાથે, અને ત્રીજી વખત આ ભલા ડોસા પીરુભાઇ સાથે

પહેલા બે દીવસો તો તેણીએ એના એજ ગમખ્વાર વીચારોમા પસાર કર્યા, પણ ત્યાર પછીથી તેણીને ઠીક લાગવા માડયુ અને ભલાં પીરુભાઇની દેખરેખ અને કાળજી હેઠળ તેણી પાછી રફતે રફતે તદરોસ્ત અને સહેજ ખુશાલ બની જે જોઇ તે ભલા બાનુ અત્યત સુખ પામતા અને હરખાતા હતા. પારકાને ખુશ રાખવા અને સુખી કરવા એજ તે નેક

જાદા બાનુનો તો ઇરાદો અને મુરાદ હતી કેની ? અને તેથી તેવણુ એ જોઇ બહુ સુખ પામતા.

તેઓને ત્યા આવ્યાને લગભગ મહીનો થવા આવ્યો હતો અને હવે ઘર પાછુ ફરવાની પીલુમાયે મરજી જણાવી, જે ઉપરથી બીજે દીવસે પાછુ ફરવાનુ તેઓએ ઠેરવ્યુ

તે સાજ તેઓની ત્યા છેલ્લીજ હતી અને તેથી ફરી એકવાર બધે ફરી લેવા અને ત્યાંની ખુશ સીનરીથી આખોને ટાઢક આપી લેવા તેઓ ફરવા નીકળ્યા.

તે દીવસે તેઓએ એક જુદેજ રસ્તે જવાનો વીચાર કર્યો અને હમેશથી જુદાજ લતા તરફ વલણુ લીધી જેવામાં આલા સખત ચોકી. ગાડી ધીમે ધીમે જતી હતી અને તેમા એક પછી એક આવતા દેખાવો આલાને આગલો કમનસીબો યાદ દેવાડતા ખડા થયા જ્યારે અતે આહ તેજ દેખાવ આવી ઉભો, તેજ તળાવ અને આસપાસની લીલોતરી મોટા અને નાના યુકીલીપટસનાં ઝાડો, તેજ રમણ્ય દેખાવ અને છેવટે તેજ બગલો "રોઝવીલા" જયા કેટલોક સુખી વખત તેણીએ કેપટન સોહરાબ સાથે કાઢયો હતો, તે તેણીની નજરે પડયો તે મોટા ઝાડોની ઘટા વચ્ચે તેણીએ તે મકાનની બારીઓ દીઠી—તે બારી કે જયા હજારો વાર તેણીએ ઉભા રહી આસપાસનો દેખાવ અને સુદર ઝાડો નીહાળ્યા હતા નગી ત્યાનો સુદર બાગ હજી જેવો અને તેવો દેખાતો હતો તે તેજ બાગ હતો જ્યા ઉભા રહી લુચ્ચા સોહરાબે તેણીને અનેક મધુર વચનો કહયા હતા ! એ બધી દુખી યાદ કરતા તેણીને લાગ્યુ કે જાણે એક કુદકો મારી અદર

જવુ અને પાછુ એ સઘળુ તપાસવુ ત્યાંના સીઝનના ફુલો હાલ લગભગ મરણ પામેલા જેવા ચીમરાઇ ગયલાં દેખાતાં હતા, પણ આલાના દીલ મધે વસી રહેલુ સાચ્ચુ હેત અને જુસ્સો તો કયારનો એથી વધારે કચડાઇ જઇ મરણ પામી ચુકયો હતો.

"આય બગલો જોયો કે આલુ દીકરા" પીલુમાયે હેતથી પુછ્યુ "કેવો મજાહનો બગલો છે, પણ એની સાથે એક એવી કથા જોડાયલી છે, કે કોઇ તે ભાડે વટીક રાખતુ નથી કે વેચાતુ લેતુ નથી"

"એને લગતી એવી તે શુ વાત છે માયજી," આલાએ ધડકતે જીગરે પુછ્યુ "મને તે કેહોની ?"

"એને માટે એમ કહેવાયછ, આલાં, કે પહેલે એ એક ઇટેલ્યને પોતાની બૈરી માટે બધાવ્યો હતો પણ કમનસીએ બૈરી મરી ગઇ, એટલે એ બગલો તે વાપરવા પામીજ નહી અને તેથી એના ધણીને એટનુ લાગ્યુ કે તે એ બગલો અને તેને લગતી મોટી જમીન, ફરનીચર વીગેરે નજીવા દામે વેચી નાખી સદાનો અહીથી પાછો ચાલ્યો ગયો ત્યાર પછી કહે છે કે જેણે તે બગલો લીધો તેબી વાપરવા પામ્યો નહી અને ત્યાર પછી કેહજે કોઇ જવાન ધનવાન પારસીએ તે પોતાની મહોરદાર માટે વેચાતો લીધો પણ જુઓ તો ખરા, તેબી એ વાપરવા નહીજ પામ્યો જે વખતે એ પારસી જવાન પોતાની ધણીઆણીને લઇ અહી રહેવા આવ્યો હતો, ત્યારે હુ બી ચાર મહીના મદ્રાસથી અહીં ઉટીજ આવી રહી હતી પણ કમનસીએ મે તે બેમાથી એકનેબી જોયું નહી પણ

જે લોકે જોયલા તે લોકો કહે છે કે તેની બઇરી એટલી તો સુંદર એક આસમાનની પરી જેવી નાજુક, ભલી ભોલી બચ્ચા જેવી નીરદોશ અને ભાગ્યેજ સોળ સતર વરસની નાદાન હતી

"પછી ?" આલાએ ઉંચે દમે પુછ્યુ

"પછી કહેજે તે લોક છ મહીના વરસ અહીં રહયા, અને પછી ચાલી ગયા, તે આજની ઘડી અને કાલના દહાડા સુધી લોક એ ઉપરથી એમ કહેછ કે પેલી બઇરી કોઇ લુચ્ચી ખુબસુરત ડાકણ જેવીજ હોવી જોઇએ, જે બીચારા પેલા જવાન પાસથી જેટલી ધન દોલત, પઇસા ટકા મેળવવા ચાહતી હતી તેટલુ મેળવી લઇ પછીથી એને છોડી ચાલી ગઇ લોક કહેછ કે તે તો તેને જોઇતુ મેળવી સુખીજ થઇ હશે, પણ પેલો બાચારો જવાન, કહેછ કે ત્યાર પછી ઘણોજ દુખી થયો પોતાની બઇરીનો ગમ તે ભુલી શકયો નહીં, અને તેથી આ બંગલો બધબસ કરી એકલો અટુલો એક સાધુની જીદગીએ જીવતો કેથે એકાંતમાં જતો રહયો છે એ રીતે તુ જોશે, આલા દીકરી, કે દરેક ઘરવાળાને આ ઘર ફળ્યુજ નથી"

આલાએ કશો જવાબ દીધો નહીં આહ બધામાં બઇરાનોજ વાક નીકળવાનો ! બસ બધામા તેઓનોજ કસુર જણાવાનો ! જયારે ખરા બાના શુ હતી તે તેણી પોતે સોહરાબ કેપટન હોરમઝદીઆર વજીફદાર, અને ખુદા સીવાય કોઇને ખબર હતી નહી

"અને તેઓના નામ શુ હતા, માયજી ?" તેણીએ જેહમતે પોતાનો ધરજતો સાદ કેરી પુછ્યુ

"નામ તો દીકરી હુ નહીં જાણુતી ને ઘણુ કરી કોઇબી નહીં જાણતુ, કેમકે લોક એમ બોલેછ કે તેઓ કોઇને મલતાં ભેટતાં હતાંજ નહી અને એ લોકને ઘેરના માણુસો નેબી બધાને રજા આપી એટલે કોઇ કહી શકતુ નથી કે નામ શુ હોશે"

આલાંએ ગાડીની સીટ ઉપર પોતાનુ માથુ નાખી દીધુ તેણીનો ચેહરો મોત જેવો ફીકકો પડયો, હોઠો ધ્રુજવા લાગ્યા, અને છાતી જોશથી ધડકવા લાગી તેવામા પીલુબાઇ કાઇ કહેવા તેણી તરફ ફર્યાં, અને તેણીનો મહોત જેવો ચેહરો જોઇ તે ભર્લાં બાનુ હબતીજ ગયા

"ઓ આલુ ! તુને શુ છે, મારી દીકરી ! જોની, તારો ચેહરો તો સફેદ કપુર જેવો થઇ ગયોછ અને હાથો બધા ઠંડા ધરૂજતા ને પસીનાથી ભરેલા થઇ ગયા છે તુને શુ છે દીકરી ? મને લાગેછ કે વળી તુને થાક લાગી હોશે ! મારીબી અકકલ કયાં ગઇ કે મે તુને થાકવી નાંખી જો તુ પાછી બીમાર થશે તો હુ મને પોતાને કદી માફ કરી શકવાની નથી"

તેઓ પાછા મદ્રાસ બીજે દીવસે ફર્યાં ત્યારેબી પીલુમાય તો આગલા દીવસનો આલાનો સફેદ ચેહરો અને ગમગીન દુખી અદાઓ ભુલી શકયાજ નહી અને જ્યારે પાછો ડૉ૦ દાવર, હસતા ચેહરા સાથે ઘણો ઉલટમદ, પોતાની માગણી આલા આગળ રજુ કરવાનુ તેવણુને કહેતો આવ્યો ત્યારે તેવણે ખાતરીથી માન્યુ કે તેમા તે ફતેહ પામનાર હતોજ નહી.

"આજે તમારે ત્યા થોડા જણા જમવા આવનાર છે માયજી" તેણે કહયુ "તો મારી ઉપર એટલી મહેરબાની

ફરી ડીનર પછી તમે ચારની ટોળકી થઇ બીજ રમવા ગોઠવજો, અને મને આલા સાથે થોડીવાર એકલો છોડજો"

"ખતચીતજ" ભલા પીલુમાયે તુરત કહ્યુ "અને પછી તુ એને કનઝરવેટરીમા લઇ જઇ તારૂ નસીબ નક્કી કરી લેજે ફીરોઝ દીકરા"

"માયજી" તેણે કાલાવાલાથી કહ્યુ અને બારીકીથી તેવણના ચેહરા ઉપર પોતાની માયાળુ પણ તીક્ષણ બ્રાઉન આખો ઠેરવી રાખતા કહ્યુ

"માયજી, મને લાગેછ કે તમો કોઇબી કારણુસર એમ ધારતા જણાઓછ કે હુ મારી ઉમેદવારીમા ફતેહ પામશ નહી"

"માહરા વાહલા દીકરા" તેવણે ગરમ દીલસોજીથી કહ્યુ "મારા ખરા અતકરણમાથી હુ તુને રૂડી દુવા અને ફતેહ ચાહુછ બોલ એથી વધારે હુ શુ કરી શકુ ?"

"તે છતા મારી ફતેહ માટે તો તમો શકમદ છેઓજ કેની માયજી ?" તેણે પાછુ પુછ્યુ

"નહી તેમ નહી ફીરોઝ," તેવણે ગભીરાઇથી કહ્યુ "હુ તો ફકત એટલુજ કહેવા માગુછ, કે તારી આ ખુબસુરત આલા સર્વ છોકરીઓથી જુદીજ તરેહની મને લાગેછ તેથી હુ જરા વીચારમા પડીછ—બીજુ કાઇ નહી"

"અને એ એમ બીજી છોકરીઓથી જુદીજ તરેહની છે તેથીજ તો મને એવડી વાહાલી લાગેછ" તેમોટા ડોકટરે હસીને સમજાવ્યુ "પણ જો હુ એને જીતવામા નીશફળ નીવડશ તો નક્કી જાણજો માયજી કે ત્યાર પછીથી માહરી જીદગી, તમામ ખાલી અને મારે મનથી રદ થઇ પડશે"

## પ્રકરણ ૪૩ મુ.

— o —

### " ખરી કે ખોટી—સારી કે માઠી—તુને મારી ધણીઆણી બનાવવા હુ આજે તઈયાર છેઉ !"

જો ડૉ૦ દાવર એટલો હઇવાસુનો, ભાનભુલો, અને હરખઘેલો થયો નહીં હતે તો આલા તે રાત્રે કેટલી ફીકકી અને દુ:ખી દેખાતી હતી, તે જોઇ શકયો હોત

પોતાનુ એકવારનુ ઘર કે જ્યાં, ઘણાક સુખી દીવસો તેણીએ કાઢયા હતા, તે ગઇ કાલે ઉટાકામંદમા જોઇ તેણીનો જીવ બેતાબ મારી આવ્યો હતો તે તેજ ઘર હતુ જ્યા વીશ્વાસ અને સુખને લીધે તેણીને મન ઇડનનો બાગ જેવુ લાગતુ હતુ અને ફરી એકવાર તે જોવાથી, દુખી ગઇ ગુજરી પાછી ઉભરો આવી, અને તેણીએ ધાર્યું હતુ તે કરતાંબી એ વીચારો કરતાં ઘણી દુખી થઇ

અને તે કેટલી સુખી હતી તે વહી ગયલા વખતમા? આહ તે હેત ! તેણીનુ સાચુ, જુસ્સાદાર અને પહેલુ હેત ! તેણીને લાગ્યુ કે હેત જેવી કાઇબી લાગણી હવે તેની પાસે હતીજ નહી જો કેપટન સોહરાબ બહમનશા તેણીને મળ્યોજ ન હને, તો તેણીનુ શુ થયુ હતે અને હાલ તેણી કયા હને તે વીચારો તેણીને આવવા લાગ્યા તે તેણી સાથે ઘાતકી થયો હતો, તેણીના દીલ સાથ ચેડા કાઢી તે કચડી નાખ્યુ હતુ,

તેણીને છોડી જવા અને એકલી અટુલી આ દુન્યાને આશરે નાખી જવા વટીક તે જરાએ અચકાયો હતો નહીં છતા, યા ખુદા, તે નામ વટીકમાં, હજીબી તે ગરીબ છોકરીને રગેરગ ધ્રુજાવાની તાકાત, અને તલેસમ હતો આજે ગમે એ કરતા બજીદાઇથી તેણીને પાછા અને પાછા કેપટન સોહરાબના વીચારો આવવા લાગ્યા આહ તે કેટલો આજી નાખવા જેવો ખુબસુરત હતો, અને ગમે એ કહો પણ એકવાર ખરા દીલથી તેણે તેણીની દરકાર કરી હતી એ તો ખરૂ જ હતુ

આવા આવા વીચારો કરવા માટે તેણી બીજીજ પળે પોતે પોતાના મન સાથે ગુસ્સે થઇ જતી ખુદા તેણીને તે મુજીનો મીઠો પણ જુઠડો ચેહરો, તેનો મધુર ઝેરથી ભરપુર સાદથી તેણીને દુર રાખે! આહ શુ તે તેજ માણુસ નહીં હતો કે જેણે પોતાની ફુસલાવટથી તેણીની જીંદગીનો નાશજ શોધ્યો હતો? સમુળગી તે ગરીબ બચ્ચાની જીંદગી જડમુળથીજ ઉખેડી કાઢી હતી?

તેણી જેહમતે સાવધ થઇ, અને ભલા પીલુમાયના દોસ્તોને રીઝવવવાની કોશેશ કરવા લાગી તે મનપર કાબુ રાખી શકતી હતી, તેણીને તેમ કરવાની હવે જાણે તમેહજ પડી ગઇ હતી તેણીએ જીવપર જોરાવરી કરી પોતાની મીઠી શરમાળ રીતે વાતો કરી, અને બેચાર મધુર ગાયનો ગાયા, જે પછી ઠરાવ મુજબ પીલુબાઇ ડા૦ દાવર તરફ જોતા બોલ્યા

"હવે આપણે બ્રીજ રમ્એ " અને સર્વ જણાએ તુરત હા પાડી સીવાય ડો૦ દાવર બધા જાણુતા હતા કે તેને તો

પાના રમવાનો કંટાળોજ હતો તેથી તેઓ ચાર જણા થઇ ટેબલ નજદીક બેઠા

"તમોનેબી પાના રમવાનુ ગમતું નથી તે હુ જાણુ છ" તેણે આલા પાસે જઇ કહયુ "માહરી સાથે કનઝરવેટરીમાં આવશો ? મારી ખાત્રી છે કે પાના કરતા ફુલો તમોને વધારે સતોશ આપશે"

તેણે જોયુ કે તે ચેહરો ખુશાલીથી ખીલી રહયો અને આશા એકદમ તેના દીલમા દોડી રહી તેણી તેની સાથે જવા ખુશી હતી એ વીચારતા તે ખુશીથી દીવાનો બન્યો

તેઓ ત્યાર પછી તુરતજ કનઝરવેટરી તરફ ફર્યા જ્યા બધુ શાત એકાત, અને ખુશબોદાર હતુ, અને જ્યા તે ખુશનુમા જગ્યાપર, ફુવારા અને મીઠા સુવાસના ફુલો વચ્ચે ઉભુ રેહતા તે છોકરીને લાગુ કે જાણે આ પાપી દુન્યાથી તે ઘણી દુર હતી

"હુ ઇચ્છુ છ કે સધેજ આવુ શાત અને રણીઆમણુ હોય અને જીંદગી એક સ્વપના મીસાલ સુખમા પસાર થઇ શકે" તેણીએ એકદમ કહયુ અને પછી તે કમળ ફુલના એક ઝુમખા ઉપર વાકી વળી

એ ઘડી તે દેખાવ જોતો ડો૦ દાવર ચુપ ઉભો તેને લાગ્યુ કે તે છોકરી આ લીલી ફુલ જેટલીજ સુદર અને નીખાલેશ લાગતી હતી એકજ પળ વધુ અને તે પોતાના દીલનો જુસ્સો રોકી શકયો નહી, તે એકદમ તેની પાસે ગયો અને તેણીના બને નાજુક મખમલ જેવા સુવાળા હાથો ઝડપથી પોતાના હાથોમાં પકડી લીધા.

"આલા," તેણે માયાથી કહયુ–"મારે તુને કાઇ કહેવુ છે મારા દીલમા રમી રહેલી વાત આજે મારે તુને જણાવવી છે અને તારે સાભળવુજ પડશે, કેમકે એ વાતમા હુ ઘણોજ અધીરો થઇ ગયોછ મને લાગે છે કે જાણે હુ આતુરતાથી ગાડોજ થઇ જાઉછ"

તેણીએ પોતાની નીરમળ ભુરુ આખો ઉઠાવી તેની તરફ જોયુ છતા ખરી બીનાનો દુરનો એક સ્વપ્નો વટીક તેને આવી શકયો નહીં ચદ્ર ખરીને આ ધરતી ઉપર પડી શકે એમ, કોઇ તેણીને કહેતે, તો તે જેટલુ સહેલાઇથી ઘડીભર ને માનતે, મગર આ મોટો બાહોશ શાન સ્વભાવનો નામાંકીત સરજ્યન તેણીને પરણવા માગતો હતો, એ તે માની શકે તેથી બીલકુલ જયાદા હતુ ?

તેણીએ અજાયબીથી તેની તરફ જોયુ અને ડો૦ દાવરે તુરત જોયુ કે તે છોકરી તેની કહેવાની મતલબ મુદલ સમજી શકી નહોતી

"તુ મારો ભેદ પારખી શકતી નથી આલા" તેણે જોશથી કહયુ "મારી આખો સામે જોઇ તે તુ જાણી લઇ શકતી કેમ નહીં ? હુ એમ કહેવા માગુછ કે આખી દુન્યામા મને તારા જેટલુ બીજુ કોઇજ વાહાલુ નથી. અને તેથી હુ તુને મારી ધણીઆણી થવા પુછુછ તુ મારે માટે દરકાર કરી શકશે ? આલા મારી મીઠી સુદર આલા, મને જવાબ દે."

તેણી ગભરાતી એક ચીસ સમેત પાછળ હટી, આખા તનબદનમા તે છોકરી ધરૂજતી હતી

તેની ધણીઆણી ? આના એક ખરા ઉમદા ખવાસના ભલા, સાચા, અશરાફ માણસની તે ધણીઆણી થાય ? તેણીનો ચહેરો ફીકકો પડયો અને તે સુંદર આંખો ધારતીથી એકદમ ખુલી ગઈ

"મેં તુંને હેબતાની નાખી આલા" તેણે ઘણુંજ હેતથી કહ્યું "મારે એટલું ઉતાવળું થવું નહીં હતું. મેં કોઇ દીવસ હેતના બોલો અને મીઠા વચનો કોઇને કહ્યા નથી તેથી મારી ઓછી આવડ માટે મને માફ કરજે આલા, મારે મનથી આ નવો અનુભવ તદનજ નવો છે બોલ, મને કેહ વાહાલી આલા કે તું મારી વાઇફ થશે ?"

"નહીં તે બની શકે તેમ નથી" તેણીએ આખરે ધીમે ખોખરે સાદે જવાબ કર્યો

"બની શકે તેમ નથી ? પણ મારી મીઠી આલા, તે બનવુંજ પડશે હું તુંને આખી દુન્યામાં સર્વથી સુખી છોકરી બનાવીશ આલુ, વાહાલી આલુ. ખુદાની બક્ષેશથી હું પુરતો પઇસાવાળો છેઉં, તારૂં દીલ ચાહશે તે અપાવી શકવાની મારામાં તાકાત છે, પણ તેથીની વધારે, હું તુંને મારૂં સાચા દીલનું, ખરૂં જોશદાર હેત આપશ"

તેણી જવાબ કરી શકી નહીં, પણ જેમની તેમ ફાટેલે ડોળે તેની તરફ જોતી ઉભી

"વીચાર કર વ્હાલી આલા," તેણે કાલાવાલાથી કહ્યું "વીચાર કર આલાં, કે એક માણસનું સાચું અને પહેલુંજ હેત મેળવવું એ શું ચીજ છે. આજ સુધી એકલી છોકરી

તરફ઼ ઝાખીને મે જોયુ નથી તારા સીવાય એકબી છોકરી મારૂ સુરત દીલ ચચેત કરી શકી નથી જીદગીભરમા મે કોઇ દીવસ કોઇ છોકરી તરફ઼ હેતથી જોયુ નથી, કે નથી આજવેર મે કોઇ નાજુક હાથ પકડયો મારી આખી જીદગી તારા હાથમા પકડાયલી છે તો વાહાલી આલા તેના બદલામા તુ મને થોડોક સુખી નહી કરશે ?"

"ઓ મને માફ઼ કરો ડોક્ટર," તેણીએ ગમથી કહયુ "મારેથી નહી બનતુ ત્યારે હુ શુ કરૂ ?"

"તુ બનાવવા માગશે તો બનાવી શકશે માહરી આલા" તેણે એકદમ ઉશ્કેરાઇ જઇ કહયુ "તુ મને કહે શુ તુ મને ધીક્કારેછ આલા ?"

"નહી, ઓ નહી તે કેમ બને ? એવુ કોણ હોશે કે જે તમોને ધીક્કારે ?"

"ત્યારે શુ હુ તુને ગમુછ ?"

"હા ડોક્ટર," તેણીએ નીર્દોશતાથી કહયુ "તમો બચીત મને ઘણાજ ગમોછ"

"ત્યારે ફીકર નહી" તેણે પાછુ ઉલટમદ બનતા કહયુ "જયારે હુ તુને ગમુછ ત્યારે તારા દીલમા સાચુ ખરૂ હેત આવતાં કેટલીક વાર ? હુ તુને તે શીખવશ. ત્યારે હવે બીજો મારે માટે તને શુ વાંધો છે તે મને જણાવશે ?"

"વાંધો ! વાંધો કાઇબી નહી ! એવુ કાઇ છેજ નહી ડોક્ટર" તેણીએ પોતાનો ચેહરો તેની તરફથી ફેરવી નાખતાં કહયુ "તમે મને તમારી વાઇફ઼ થવા પુછોછ, અને જવાબમા હુ કેહુ છ કે હુ એ માનને જરાબી લાયક નથી બસ એટલુજ"

તે સતોશ પામ્યો તે મોટે સાદે સતોશનુ હસી વટીક પડયો

"અને બસ એજ તારો વાધો છે કેની આલાં ?" તેણે ગમત પામીને પુછ્યુ

"અને તે બસ કરતાંબી વધારે છે ડોકટર," તેણીએ દુખી અદાઓ વચ્ચે જવાબ કરતાં કહયું

"તે વીચારવાનુ અને જોવાનુ મારૂ કામ છે મારી આલા હુ કેહુ છ કે આખી દુન્યામા તુ સર્વથી મીઠી સર્વથી સાચી અને સર્વથી નેક છોકરી છે તુ ઓરતોમાં સરસાઇ ભોગવવી જોઇએ હુ કેહુ છ કે રાજા વટીક તારા જેવી એક રાણી મેળવી શકે નહી, તો પછી એથી વધારે મને શુ જોઇએ ?"

"તમે જાણુતા નથી" તેણીએ ઉંડી દીલગીરીથી કહયુ તમે બિચારા શુ જાણો ?"

"અને જે વાત તુને દુખી કરે તેવી મારે જાણુવીબી નથી તારે મારેનુ મારૂ મત કદી બદલાશે નહી આલાં— મે લાંબો વખત થયો તુને તપાસીછ, ને હુ જાણુ છ કે તુ કેવી છે."

તેણે હીમતથી હવે તેની તરફ જોયુ

"મારી જીદગીમાં એક ભેદ છે" તેણીએ અતે કહયુ અને તે સાદ ધીમો અને ગભીર હતો

"હુ તે જાણુ છ આલા" તેણે જવાબ કર્યો. "મે જ્યારે તુને પહેલી જોઇ-જવાન, ખુબસુરત અને તે છતા દુખી— ત્યારે મે મારા મનથી કહયુ કે આ છોકરી બધાં કરતા

જુદીજ તરાહની છે એની જીદગીમાં કાઇ ભેદ છે આલા, મીઠી આલા, મને હા કહે, અને મારી મહેરદાર થા જો હુ તારી ઉપર કેટલો ભરોસો રાખુ છુ તારો તે શુ ભેદ છે તે હુ પુછવાનીમી દરકાર કરતો નથી તે જેઓ હોય તે તારી પાસેજ સાચવેલો રહેવા દે મારી આલા, જેમ ખુદાની સચ્ચાઇમાં હુ માનુ છુ, તેટલોજ ભરોસો અને વીશ્વાસ મને તારામાં છે"

થોડી પળ વળી ત્યાં શાતી પથરાઇ જે પાછી ડૉ૰ દાવરનાજ ધાડા ગભીર સાદે તોડી

"મને જવાબ દેની આલા ? તુ શુ બોલેછ તે હુ સમજી શકતો નથી એ શબ્દો તો એટલા ખુલ્ના હોવા જોઇએ કે તે હુ તુરત સાભળી લેઉ બોલ તારો જવાબ મને જણાવ, આલા"

"હુ—હુ વીચાર કરી કાલે તમોને જવાબ જણાવશ, ડૉકટર" તેણીએ અચકીને ધીમે સાદે કહયુ અને તે વાત હવે અહીજ બધ પડી આલા ગુચવાડાથી ભરેલા મને, અને ડૉ૰ દાવર લગાર આશા સાથે હવે અદર ગયા અને પીલુ-માયના બીજા પરોણા સાથે ભેળાઇ ગયા તે છતા તે જરા શકમદ હતો ! તેણી જવાબ આપતાં એટલી અચકાઇ કાંએ ? તે શુ જવાબ આપશે અને કાલ કયારે પડશે તેનો અધી રાઇથા વીચાર કરતો, તે એ પછી થોડીજ વારમા પોતાને ઘર ચાલી ગયો



## પ્રકરણ ૪૪ મું.



### " કરવું—કે નહી કરવું "

આ બીજી વખત આલા આટ પોતાની જીંદગીનો સવાલ પોતાના હાથમા પકડી રહી હતી આ બીજી વખત મોહત જીવતનો સવાલ હોય તેવી મોટી ગંભીર, જોરાવર લાલચ સામે તેણી લડત ચલાવી રહી હતી

પીલુમાયનાં ત્રણે પરોણાના જવા પછી તેણી પોતાના રૂમના એકાંતમાં જઇ ગંભીરાઇથી મોડી રાત સુધી વીચાર કરતી બેસી રહી

ડા૦ દાવરની લગનની માગણી તેણીએ હઝારો અર્જી યખી વચ્ચેજ સાંભળી હતી તેણીએ હમેશ તેને માયાળુ ધાર્યો હતો, છતા આવી રીતે તે પોતાના દીલના ઉંડાણથી તેણી માટે દરકાર કરતો થયો હતો એમ તો સ્વપ્નેબી ખ્યાલ તેણીને આવી શકયો નહી હતો

તેણી ધારતી હતી કે સુખના દરવાજા તેણી માટે તો હમેશના બંધ થઇ ચુકયા હતા કોઇબી સુખને તે લાયકની હતીજ નહીં નાદાનીથી જે એક ભુલ કરી તેણીએ હાથે કરી પોતાની જીંદગીનુ સુખ કચડી નાખ્યુ હતુ, અને બધાની આંખોમાં પોતાને હલકી પાડી હતી, પોતાનુ પાક નીરદોશ નામ નીચુ પાડયુ હતુ, અને છેવટે જે રીતે દુખી થઇ હતી, તે બધું જોતા તે કમનસીબ છોકરીએ ખરા દીલથી માન્યુ કે તે કોઇબી સુખને લાયકની હવે હતીજ નહી.

જો તે પોતાની જીદગીમા એ એકજ ભેદ, એ એકજ ભુલ ભરેલુ પગલુ ડા૦ દાવરથી છુપાવી તેની સાથે પરણે, તો ત્યાર પછી તે એક મોટા નામાંકીત, ઉમદા ખવાસના લાખમા એક મળે એવા નેક આદમીની ધણીઆણી થાય, તેની દોલતની માલેક થાય, તેના મોટા બગલાની શેઠાણી થાય, અને છેવટે સર્વ ઠેકાણેથી માન અને ચાહ પામતી ફેશનેબલ સોસાયટીમાં લેડી ગણાય એ તો ખરૂજ હતુ

અને વખત જતા તેણી, નાના નીરદોશ, સુદર મીઠા બાળકોની માતા થાય, તેઓ તેણીને "મમાના" પવીત્ર મધુર નામે બોલાવે અને એકવાર પાછી જીદગી સુખના એક સ્વપ્ના મીસાલ પસાર થાય એબી ઘણુ સભવીત હતુ

વળી વખત જતા તેણી ડા૦ દાવરનીએ ઘણી દરકાર કરતી થાય એ બનવાજોગ હતુ પોતાના પહેલા સાચા હેતથી નહી, પણ, ધીમા, ખરાં અને હમેશના હેતથી તે સદા તેને ચાહી અને વફાદાર રહી શકે, શાતી, સુખ, પૈમા ટકા, હેતવ તો ભલો ઘણી, અને દરેક ઉમદામા ઉમદા ચીજ તે ચાહે તો હવે તે મેળવી શકે તેમ હતુ

અને જો તે ડા૦ દાવર સાથે પરણે તો ને બધુ સુખ સહેજમા મેળવી શકે શુ તેમ બની શકે ? પોતાની જીદગીનો મોટામાં મોટો ભેદ છુપાવી ઠગાઇથી તે ને ભલા જવાન સાથે પરણી શકે ખરી ? પોતાનો હાથ તે અમીર માણુસના સદા તેણીને દુખ અને સકટમાથી બચાવવા તઇયાર રહેલા જોરેમદ વ્હાલા હાથમા મુકી હીંમત અને ખરી નીદોશતાથી કદીબી ને તેના સોહામણા માયાળુ ચેહરામા જોઇ શકે ખરી ?

અને એક બોલમી પોતાની જીંદગીનો, પોતાના ભેદનો, પોતાની ભુલનો અને પોતાના દૃખનો, તેમજ કેપટન સોરાબની શરમભરેલી દગલબાજીનો ખરા ભલા ડા૦ દાવરને નહી કહી તેને તે વાતથી અજાણુજ રાખી તેની સાથે પરણી જવુ એવો એક જોરાવર ખ્યાલ તેને થયો એક જોરાવર તેને લાલચતેને થઇ અને તેણી એ લાલચને લગભગ શરણુ થઇ ગઇ. તેણે તેણીને ખતીખતીને કહયુ હતુ કે તેણીનો ભેદ જાણવા તે જરાબી આતુર હતો નહી ત્યારે એટલો એ ભેદ તેનાથી છુપાવી તેની સાથે પરણી જવામાં નુકસાન શુ હતુ એમ કરી સામી તેણી તેને સુખા કરતી હતી જો ભવીષ્યમા કદી પાછુ કેપટન સોરાબને મળ વાનુબી થાય તોપણ તેણીની ખાત્રી હતી કે તેણીનો ભેદ તો હમેશ માટે જળવાયલો અને છુપોજ રહી શકે શુ ત્યારે તેણી તેની સાથે પરણે ? ઠગાઇથી છેતરીને પરણે ? એક જોરાવર લાલચ તેણીને થઇ આવી

ખુદા સાહેદ હતો કે તેણીએ કેટલુ ખમ્યુ હતુ પોતાની એક ભુલ કે ગફલતી, કે પાપ, કે નાદાની કે જે કહો તે, માટે તેણીએ પુરતા ખમ્યુ હતુ તે એકજ ભુલભરેલા પગલા માટે તે કાચી છોકરીએ પુરતા કરતાબી વધારે સહન કર્યુ હતુ તેના પાપનો પશ્ચાતાપ તેણીએ પુરેપુરો કરી લીધો હતો. તો શુ હવે ચાન્સ મળતો હતો ત્યારે તેણીએ સુખી થવુ નહી ? તે સદા ભલા ડા૦ દાવરને ચાહી વફાદારીથી રહી તેને એક સાચી ભલી અને ખરી હેતવતી મોહોરદાર પુરવાર થઇ તેને સુખીજ કરી શકશે એમ તેની ખાત્રી હતી અને તેણીએ

છેક મોડેથી સુવા જતી વખતે નકી ઠરાવ એજ કર્યો કે બીજે દીવસે ડા૦ દાવરને 'હા'નોજ જવાબ કહેવો

પણ તે છતા એ ઠરાવથી તે સતોશ પામી નહી તેણી ઉંઘી વટીક શકી નહી તે કેટલો સાચ્ચો, અને સચ્ચાઇને ચાહનારો માણસ હતો, કે તેને એમ છેતરી તેની સાથે પરણુવાના ખ્યાલે તેણી ઘણી દુખી થઇ કઇ દગાઇ આથી ખરાબ હોઇ શકે ? એક માણસને દગી તેનુ સાચ્ચુ ઉમદા હેત તેની ભલાઇ, તેની માયા, અને તેનુ દીલ, આવી નાલાએક રીતે પડાવી લેવુ ?

"જો હુ એવણુને એમ છેતરીને પરણુશ તો માહારી ખાતરી છે કે ખરૂ સુખ શુ તે હુ જાણુવાની નથી" તેણી એકલી એકલી વીચાર કરતી પોતાના મન સાથે પટપટી "હુ અદરને અદર મુઝાઇ નાહેક દુખી થયા કરશ. એ સાચ્ચા ભલા માણસની ભલાઇનો બદલો આવી ખોટી રીતે વાળવાનો મને મુદલ હક નથી."

તેણીનુ દીલ, જીગર, મન, અને તેના આખા દીલની લાગણીઓ ચીસ પાડી તેણીને એ પગનુ ભરવા અટકાવતુ હતુ તે અમીર ખવાસના ખરાજ સાચ્ચા માણુસને એ ભેદથી વાકેફ કરી દેવા એક અવાજ છેક તેણીના ભીતરમાથી તેણીને ચીસ પાડી કહેતો હતો ત્યારે હવે તેણીએ શુ કરવુ ?

"જો હુ માહારી કાહાણી એવણુથી છુપાવી પરણુશ તો હુ એક જુઠી જીદગીએ જીવેલી કહવાવશ, હુ કોઇ દીવસ હીમતથી એવણુના ચેહરા સામે જાઇ શકવાની નથી અને તે છતા જો સચ્ચાઇથી હુ એવણુને વાકેફ કરૂ, તો

માહારી ખાતરી છે, કે એવણ એટલા સાચ્ચા અને નેક ખવાસના છે કે પાછી કદી મને ચાહ અને માનની લાગણીથી જોઇ શકવાના નથી" તેણી વીચારતી હતી ઓ ખુદા ત્યારે હુ શુ કરૂ ?"

આખર સારી સમજ તેણી ઉપર ફાવી તે એકજ મોટી લાલચ તેણી હટાવી શકી ખરી અને પાછી તેણી, હીંમતવાન સાચી આાલા બની ગઇ. તેણી નરમી અને ભલાઇનો લાભ લેવો તેનાં કરતા તેને સાચી બીનાથી વાકેફ કરી પોતાની સરજતને શરણ થવુ એવો તેણીએ છેલ્લો નક્કી ઠરાવ કર્યો

તેણીની ખાત્રી હતી કે તેણીએ આ ખરૂજ પગનુ ભર્યુ હતુ કેમકે હવે તેણીને વધારે સારૂ લાગતુ હતુ તેણીનુ દીલ હલકુ ફુલ જેવુ થઇ ગયુ હતુ, અને નીરાત લાગતી હતી થોડીજ પળમાં બદગીના પવીત્ર કલામો પોતાનાં મુખ ઉપર લઇ તે છોકરી તુરત એક ખુશાલ, બચ્ચા જેવી નીરાંત મીઠી ઉંઘમાં પડી ગઇ

પેલી તરફ રાત્રે પાછો ફરતા ડો૦ દાવર જ્યારે પીલુ માયને મળવા ગયો હતો ત્યારે તેવણે હસતે ચેહરે તેની તરફ જોયુ હતુ, તેના સોહામણા ચેહરા ઉપરનો છાપ તેવણને ગુચવાવી નાખતો હતો તે છતા એ વીશે તે ભલા બાનુ કશુજ બોલ્યાં નહી અને ફક્ત માયાથી હસ્યાં

"તુને સુખ ઇચ્છવાની મને રજા છે કે ફીરોઝ દીકરા" તેવણે માયાથી કહયુ "તાહરા ચેહરા ઉપરથી તો કાંઇ માલમ પડતુ નથી"

"કારણ મનેબી હજી કાંઇજ માલમ નથી માયજી" તેણે કહયુ "હુ તમોને હજી કહી શકતો નથી કે મારી આખી જીદગી સુખી થવાની છે યા દુખી !"

"એમ ? ત્યારે તે હજી એની સાથે વાત કરી નથી ? તુને શુ તક મળી નહી ?"

"નહી તેમ નહી, તક તો મને ઘણી મળી અને મે મારી ઉમેદવારીબી રજુ કરી ખરી પણ હજી જવાબ માટે કાલે સવારે મને પાછુ આવવાનુ છે"

"એ વાત મને કાંઇ ઠીક લાગતી નથી" તેવણે ગભીરાઇથી કહયુ "જો એ છોકરીને તારે માટે દરકારજ હોય તો પછી એમાં વળી વીચાર શાનો કરવાનો હોવો જોઇએ ?"

તે તેણીને અને પોતાને એટલો સાચ્ચો હતો કે પોતાના હોઠ ઉઘાડી તેવણને કહી શકયો નહી, કે આલાની જીદગીમા એક ભેદ હતો. અને તેથી તે જવાબ આપવા પહેલાં લગાર અચકાતી હતી

"એ જરા જવાબ માટે ગુચવાતી દેખાઇ" તેણે તે ઉપરથી તુરત પીલુમાયનાં મનનુ સમાધાન કરતા કહયુ "એટલે મે તેને વીચાર કરવાનો ટાઇમ આપ્યો માયજી તમે મારે માટે એટલાં ફીકરમદ થાઓ ના ખરી વાત છે કે એના એકજ જવાબ ઉપર મારી આખી જીદગીનો સવાલ લટકેલો છે, છતા હુ તમોને ખાતરી આપુછ કે તે જેબી જવાબ હોશે તે હુ સબુરીથી સહન કરશ"

એમ છતા તે રાત્રે તેને એના એજ વીચારો આવ્યા

કયા શા માટે આવા જવાબ કરવા પહેલાં એટલી ગભરાતી અને અચકાતી હતી ? શું અ તેમી તે તેના મનનો ચાહેલો ખજાનો મેળવવા નશીબવાન થશે કે નહીં ? એના એજ ખ્યાલ કરતો તે અધકચરી ઉંધે અને સુઇ ગયો

## પ્રકરણ ૪૫ મુ

"અરે છોકરી ! તે આજે મારૂ ખુન કીધુ હતે તે હજી પરવડતે !"

બીજી સવારે ભલા પીલુબાઇએ ઠરાવ કર્યો કે બને એટલો ચાન્સ ડો૦ દાવરને આલા સાથે મળવાનો આપવો તેણી જ્યારે તઇયાર થઇ નીચે આવી ત્યારે ઘણી સુદર છતા ફીકકી અને રાત્રે બરાબર ઉંઘાઇ નહી હોય તેવી લાગતી હતી અને આ બધી નીશાનીઓ જોતા પીલુબાઇએ ગભીરાઇથી માથુ ધુણાવ્યુ

"આ કાઇ એક સુખી છોકરીનો ચેહરોજ નથી" તેવણે મનથી વમારયુ "મને તો લાગેછ કે મારો ગરીબ ફીરોઝ કોઇ દીવસ એને જીતી શકવાનો નથી તે છતા એ છોકરીમા એવુ તે શુ હશે કે જે તેને બીજી બધી છોકરીઓ કરતા જુદી પાડેછ ? હુ નહી ધારતી કે આખા હીંદુસ્તાનમાં કોઇબી એવી છોકરી મલી આવે જે ફીરોઝ જેવા માણસને ના કહે જો હુ પોતે હમણા છેઉ તેનાથી ત્રીસ વરસ નાની હતે તો નકકી એને નાઉમેદ નહીજ કરતે—જો એ મને પુછતે તો

"આવા" તેવણે નારતા વખતે એમ છતા ચોખો ચાપી જોયો "હુ બાહેર જાઉછ તુ મારી સાથે આવેછ?"

"ડૉ૦ દાવર મને તો મળવા આવવાના છે તેથી મારાથી આજે નહી બનશે, માયજી" ધીમો ઠંડો ઉતર મલ્યો.

અને તે જવાબ સાભળી તેની ઠપ ઉપરથી પાછા ભના પીલુમાય ડૉ૦ દાવર માટે ખરા દીલથી ફીકરમદ થયા "ત્યારે તેવણને એનટરટેન કરવા તુ ઘરમાજ રહેજે મારી દીકરી, હુ જઇ આવશ"

અને ડૉ૦ દાવર સાથની એ મુલાકાત અટકાવા ખાતર આલા કઇબી આપતે એક બાબદ માટે તો તેણી નકકી હતી, અને તે એકે સાચ્ચે સાચ્ચી બીનાથી તેને વાકેફ કરવો પછી ગમે એ થાય તોબી. પણ તે કેમ કરવુ? પોતાના હોઠ ઉઘાડી આવા ભલા ભોલા અને ઉમદા માણસનુ દીલ કેમ કચડી નાખવુ? તે, કે જે તેણી ઉપર પુખ્ત ભરોશો અને વીશ્વાસ રાખી બેઠો હતો તેનુ દીલ કેમ તોડી નાખવુ? શી રીતે તેને સચ્ચાઇથી વાકેફ કરવો?

પીલુમાઇના ગયા પછી આલા ડરોઇગરૂમમા ગઇ, અને એક સોફા ઉપર પછડાઇ ગભીરાઇથી ચીચાર કરવા લાગી તેણી પોતાના ખ્યાલોમા એટલી તો ચકચુર થઇ ગઇ હતી કે બારણ ખુલતાબી તેણીએ દીઠુ નહી ડૉ૦ દાવર ધીમેથી અદર આવ્યો અને જે સુદર પીકચર તેણી રજુ કરતી હતી તે જોતો એ ઘડી મોજથી થોભ્યો. પછી તેણી જાણી શકે તે પહેલા તો તુરત તેની પાસે આવી ઉભો અને જોશથી તે

નાના હાથો પોતાના હાથમા પકડી લીધા

"વ્હાલી આલા" તેણે ઘણુંજ હેતથી કહ્યુ "હુ મારા જવાબ માટે આવ્યો છુ, અને હુ "નાનો" જવાબ લેનારોજ નથી"

તેણીનો ચેહરો ફીકકો મારી ગયો તે નાજુક હાથો તેના હાથમા પકડાયલા થરથર ધ્રુજ્યા અને શકતી માટે એક ખરા દીલની બદગી તેણીના દીલમાથી નીકળી પડી

"ડો૦ દાવર," તેણીએ ધીમે સાદે કહ્યુ "છેનટનો ચુકાદો કરવાનુ તમારા હાથમા છે મારા નહી મારે જે કહેવુ છે તે તમે સાંભળો, અને પછી તમોને ફાવે તે નકકી કરજો"

"ત્યારે તો તુને મારી પોતાની તરીકે માનવાનો મને હક છે" તેણે સ્નેહથી કહ્યુ "મારે માટે એકજ ચુકાદો છે હુ એકજ ઠરાવ ઉપર આવી શકુ, અને તે એ કે તુને તુરત મારી વાઇફ બનાવવી"

"પહેલા મને સમજો" તેની પાસેથી દુર ખસી જતા તેણીએ જવાબ કર્યો "અને માહારી ખાતરી છે કે તે ખુલાસો સાંભળ્યા પછી તમો મને કદી ચાહી શકવાના નથી કદી માનની લાગણીથી જોઇ શકવાના નથી"

તે એક પળ ડઘાઇ ગયો પછી બીજીજ મીનીટે તેણે હીમતથી પોતાનુ ડોકુ ખડુ કર્યું અને તુચ્છકારનુ ધીમુ હસ્યો.

"મારે માટેના તમારા વીશ્વાસ માટે હુ તમારી ઘણીજ આભારી થઇછ, ડૉ૦ દાવર" તેણીએ આગળ ચલાવ્યુ "પણ હુ કેહુછ કે આ ધરતી ઉપર આપણે એક બીજાને મળ્યા તેથી હુ ઘણીજ દીલગીર છેઉ હુ ખરૂ કેહુછ કે હુ મુદલ તમારા હેત અને વીશ્વાસને લાએક નથી"

અહી તેઓ વચ્ચે ગભીર ચુપકીદી પથરાઇ ડૉ૦ દાવરનો ચેહરો સેહજ વીચારવત લાગતો હતો અને જ્યારે પાછી આલા બોલી ત્યારે તેણીના ચેહરા ઉપરથી લોહીનુ ટીપે ટીપુ ઉડી ગએલુ હતુ તેણીના હોઠો ધરૂજતા અને ભાગ્યેજ અવાજ કાઢી શકતા હતા

"મારી જીદગીમા એક ભેદ છે તમે તે પારખા શકતા નથી, ડૉકટર ?"

"નહી" તેણે અજબ થતા જવાબ કર્યો "અને મારે તે જાણુવોબી નથી તુ મને હા કહી સુખી કર–એજ માહારે માટે બસ–છે, કેમકે તુ જાણેછ તેમ તારી નેકી અને નીરદોશતામા મને પુરતો વીશ્વાસ છે"

"પણ તેમાજ તો તમારી ભુલ છે, ડૉ૦ દાવર" તેણીએ હીમતથી તે એકરાર કરતા કહ્યુ "તમે ધારોછ તેવી નેક ભલી ભોલી અને નીરદોશ હુ છેઉજ નહી મારી જીદગી દરમ્યાન કરેલી મારી એક ભુલ, ગફલતી અને તેનુ એક દુખ અને પ્રશતાવની કાહાણી મારે તમોને કહેવી છે"

"તુ ભુલ કરે—તુ ગફલતી કરે ? આલા ?" તરો અજાયબથી બુમ પાડી "તુ ? તુ મારી આલા ?"

"હા હુ," તેણીએ ખોખરે સાદે કહયુ. "તમે ધારોછ તવી હુ નથી ડોકટર"

"હુ ધારૂ છ તેવી તુ નથી ?" તે ડોકટરે ફીકકે ચેહરે બુમ પાડી "હુ એ માની શકતોજ નથી"

"પણ તેમ છતા તે ખરૂ જ છે ડોકટર! અને મારી આખી કાહાણી હુ તમારી આગળ રજુ કરશ પછી તમે ગમે તે ઠરાવ ઉપર આવજો. સમજો," અને તેણીએ ટુકમા શરૂ કર્યુ

"વરસો ઉપર જ્યારે હુ નાની અને ઘણી દુખી હતી, જ્યારે મને ચહાનાર અને સારી રીતે રાખનારૂ કોઇ હતુ નહી, સિવાય મારા એક ફુઇ અને તેવણ તો ઘણા કરડા અને ખરાબ હતા ત્યારે મારી જીદગીમાં એક એવો માણુસ આવ્યો, જેને મને પોતાના ખુબસુરત, દમામદાર દેખાવે અને મીઠા મધ જેવા હેતવતા માયાળુ શબ્દોએ જીતી લીધી

એક દીવસ, રવીવારના તે રળીયામણા ખુશનુમા દીવસે ઝાડો અને ખેતરની લીલોતરી વચ્ચે તેને મને પરણવાની મરજી બતાવી તેને મને સમજાવી કે આપણા ધર્મમા લગનના જે થોડા પવીત્ર શબ્દો હતા તેજ ખરા અને પુરતા હતા બીજુ બધુ તો અમસ્થુ પોકળ અને હબગ જેવુ હતુ અને જો તે સાચ્ચા બોલોજ જો કોઇબી બોલે તો એક બીજા સાથે લગનના ગાઠથી બધાયલા કહેવાય તે શબ્દો તે બોલ્યો, અને મારી પાસેબી બોલાવ્યા અને હુ બોલી કાચો નાદાન છોકરી તે વખતે એ બધુ ઘડીભર ખરૂ જ માની બેઠી

ત્યાર પછી તેણે મને પોતાની સાથે લઇ જવા માગી

પણ મે સેહેજ આનાકાની કરી મને એટલી નાની અને નાદાન હોવા છતા હુ એટલુ તો બરાબર સમજતી હતી કે હુ આ વાજબી પગલુ ભરતી હતી નહી પણ મારી આડી અકલ મારી સામે થઇ જાણે મારૂ નસીબજ રૂઠયુ હતુ, અને તેની મે નાદાન બેવકુફ જેવીએ બધુ કબુલ કરી, તેની સાથે જવા તઇયાર થઇ ગઇ

"અમે જયા બેઠા હતા ત્યાથી દુર વેરનો દેખાવ દેખાતો હતો કેટલીક દેવળના ઘટના મીઠા નાદ અમને બરાબર સભળાતા હતા, અને સામેથી દેખાતી અગીયારીનુ પવીત્ર મકાન બરાબર હુ જોઇ શકતી હતી, જે આપણા બુલદ ધર્મ અને પવીત્રાઇની મને બેવડી અને ચોવડી જોશથી યાદ આપતી હતી, તે છતા હુ નાદાન હતી-નાની હતી-અને તે જવાનનો કહેલો બોલેબોલ માનવા જેવી બેવકુફ હતી મારી માતા હતી નહી, કે મને એ કામથી વારે મારો પીતા તે વખતે હઇયાત હતા નહી, કે મને સમજાવે મારા એક ફુઇ ફકત હતાં, જેવણના દુખ અને જુલમથી બચવા ખાતર મે વધારે મજબુત ઠરાવ કર્યો કે તે જવાન સાથે ચાલી જવુ અને હુ ગઇ

"અને હુ ગઇ તેની સાથે હુ ચાલી ગઇ અને નજદીક બે વરસ તક રહી અને એક દીવસ ખરો ભેદનો ભડકો ફુટયો તે તો કોઇ તેના સરકલનીજ બાનુ સાથે અદરાયલો હતો, અને હવે મને છોડી તેણી સાથે પરણવા ચાલી જતો હતો તેને મને સમજાવ્યુ કે લગનની કીયા અને વચનો માટે તેણે મને કહયુ તે બધુ ખોટુ હતુ. અને હુ તો તેથી પહેલે

જેવીજ છુટી હતી મે એ વાત સાભળી મને જીવથી મારી નાખવા તેને કહયુ. પણ તેને તેમ કર્યું નહી. અને મને છોડીને ચાલી ગયો બસ ત્યાર પછી અમે મળ્યા નથી તે જીવેછ કે મરી ગયો તે વટીક હુ જાણુતી નથી"

ડા૦ દાવરે બોલેબોલ મુગે મોહડે ચુપકીદીમાં સાભળ્યો દરેક શબ્દ તેની છાતીમા તીરની માફક ખુચતા હતા અને તેના ચેહેરો મોત જેવો ફીકકો હતો

"પણ તેમા તારો વાક કહેવાય નહી આલા તુને તો છેતરવામા આવી હતી તારી ઉમર શું હતી ત્યારે!" તેણે હજીબી આશ્ચાનત પુછ્યુ

"હુ સોળ વરસ પુરા કરી ચુકી હતી લગભગ સતર વરસની હતી તે છતા એટલી મોટી તો હતીજ, કે ખરૂ શુ અને ખોટુ શુ તે સમજી શકુ'

"તુ માબાપ વગરની નાહાની સતર વરસની નાદાન છોકરી હતી, આલા ઘરબારથી દુખી, એકલી અટુલી હતી એટલે એ મુજી ચડાળ જવાનને તારા જેવી ભોળી ભાળીને સમજાવી પટાવી લેતા મુશ્કેલ પડયુ નહી"

તેણીએ દુખનુ એક સુકકુ ડચકુ ખાધુ

"એક બોલબી તે જવાનની સામે બોલો ના ડોકટર-એક બોલબી નહી પ્લીઝ એ વાત હવે વહી વીટી ગઇ છે"

તેનો ચેહરો ગુસ્સાથી લાલ બન્યો અને તે એક કદમ આગળ આવ્યો

"આલા," તેણે એકદમ જોશથી કહયુ "આલા, મને કહે એ કોણ છે? મને એ બદમાશનુ નામ જણાવ કે એને શોધી કાઢી તારી આખી જીંદગીનુ સત્યાનાશ વાળવા માટે હુ એને એની લાયક ફેજે પુગાડુ મને એની ઓળખ આપ આલા"

"નહી" તેણીએ ધીમે સાદે જવાબ કરતા કહયુ "જવા દયો ડોકટર, એનેય કદાચ મારી માફકજ પુરતુ ખમ્યુ હશે એનેબી એના પાપની સજા મળી ચુકી હોશે"

વળી પાછી ત્યા ભયભીત ચુપકીદી પથરાઇ જે દરમ્યાન આલાએ નાચારીથી ડો૦ દાવરના સોહામણા મર્દાનગીભર્યા, પણ હાલના દુખી, ઉતરી ગયલા ચેહરા તરફ જોયા કર્યુ તે ચેહરો કરડો અને દુખી જણાતો હતો

"એ મને ઘણો સખ્ત ફટકો છે" તેણે આખરે કહયુ "ઘણો સખ્ત તેટલોજ ઘાતકી ફટકો, આલા"

"હુ તે જાણુ છુ" તેણીએ રડતે સાદે કહયુ. "જો હુ ચાહતે તો આનો એક હરફબી તમોને કહયા વગરજ તમારી સાથે પરણી શકતે ડોકટર પણ તેમ કરવાનુ મારૂ મનજ ચાલ્યુ નહી તમારા જેવા નેક ભલા અને ખરેખરા ઉમદા શખ્સને હુ છેતરી શકી નહી હુ જાણુ છુ કે હુ રંગેરંગ નાલાએક છેઉ તમારા પગ નીચે મને કચડી નાખો તેબી વાજબીજ કહેવાય"

એક પળ ડો૦ દાવરે પોતાનો ચેહરો પોતાના બને જોરાવર હાથોમાં ઢાળી લીધા-અને તેનો જોગાવર આકાર એ

ત્રડી દુખથી ધરૂજી રહયો તેની છાતી ઉપર નીચે થવા લાગી અને આલા તુરત તેને સમજાવતી પાસે દોડી ગઇ

"હવે બધુ ફોકટ છે" ડો૦ દાવરે ગભીરાઇથી કહયુ "હવે કાઇબી બોલેલુ આ બનાવ મને ભુલાવી શકશે નહી જો તે મને કહયુ હતે આલા, કે તે ખુન કીધુછ તો તે હુ તુને માફ કરતે પણ આય બાબદ નહીંજ"

"હુ સમજુછ ડોકટર-કે તમે બધુ માફ કરી શકો-સિવાય મારી આ ભુલ," તેણીએ એવા તો ગભીર નાસી-પાસીથી ભરેલા સાદે કહયુ, કે ડોકટર દાવરે ઝટ ઉપર જોયુ

"જો સમજ આલા" તેણે જેહમતે સમજાવ્યુ "મને તો એક એવી બઇરી જોઇએ, કે જે આચારવીચાર અને કામમા શુધ, સાચી, નેક, નીર્દોશ અને મને પોતાનુ સાચ્ચુ પહેલ્લુ હેત આપી શકતી હોય. મારી બઇરી, મારા ઘરની ધણીઆણી, અને રાજ કરતી રાણી, તેવીજ હોવી જોઇએ હુ બધુ લઇ ચલાઉ-પણ બે ચીજમા હુ ઘણો ચીવટ છેઉ એક તો ઠગાઇ હુ કદી માફ કરૂ નહી અને બીજુ, તે જેવી કરી તેથી ભુલ, યા ખતા, યા પાપ કે ગફલતી જે કહો તે, એ હુ મુદલ માફ કરી શકુ નહી"

"તમે ખરા છેઓ ડો૦ દાવર" આલાએ નાચારીથી કહયુ "તમારા આવા નેક વીચારો અને ઉમદા ખ્યાલથી તમો આ સિવાય બીજા ઠરાવ ઉપર આવી શકોજ નહી એ હુ જાણુ છ—હુ જાણુ છ કે હુ બીલકુલ નાલાએક છેઉ

મગર મારો બચાવ એટલોજ છે કે મે જે વખતે વગર વીચારે એ પગલુ ભર્યું ત્યારે હુ નાની નાવારેસ દુખી અને નાદાન હતી અને તે, કે જેણે મને આવી શરમભરેલી રીતે ઠગી છે, તેની ઉપર પુર ભરોસો રાખી બેઠી હતી"

"આલા" તેણે ખોખરે સાદે કહયુ "હુ તદન ગુચ-વાઇ ગયોછ મને વીચાર કરવોછ—મને થોડીવાર એકલો છોડી જશે ?"

અને તેણી તુરત તેને પોતાના ગમખ્વાર ખ્યાલો સાથે એકલો મુકી બીજીજ પળે ચાલી ગઇ

જયારે તે એકલો પડયો એટલે પહેલીજ ચીજ જે તેણે કરી તે એ હતી કે પોતાના અદમવાળેલા હાથો ટેબલ ઉપર મુકી તેમા પોતાનુ ગુચવાડાથી ગુમતુ માથુ પટકી નાખ્યુ

આજ સુધી કોઇભી નાસીપામી કે દુખ તેને આટલુ સતાપી શકયુ નહોતુ, તેના જેવા એક ઉચ, અશો વીચા ર્નાં, સ્વમાન, નેકી, અને પાકીમા માનનારા, પ્યાર વીશ્વાસ અને ખુદામા સત રાખનારા માણુસ માટે આ એક સખત ફટકો હતો ઓરત જાત માટે તેને ઘણુ માન હતુ તે તેઓને મોટે ભાગે સાચા, બહાદુર અને કોઇબી લાલચ સામે ટકી રહેનાર માનતો હતો જયારે આલાને તો તેને એક ફીરેસ્તોજ માની લીધી હતી ત્યારે તેણીજ તેને આવી પોતાની નબળાઇ અને નાદાનીની આ વાત કહેતી હતી એ કેવો ગજબ, એ કેવો સીતમ

"હુ નાની છતા ખરૂ શુ અને ખોટુ શુ તે જાણી શકના જેટલી તો મોટી હતીજ" આ આર્નાના બોલો તેને

સતાપતાજ રહયા કબુલ કીધુ કે તે કોઇ મુજીએ તેને ફસાવી, પટાવી, સમજાવી, અને છેવટે મનાવી લીધી કબુલ કીધુ કે ઘડી-ભર નાની નાદાન બાલાએ ભોલાપણામાં તેને સમજાવેલુ બધુ માની લીધુ, જે રીતના બોલો બગડી જઇ લગન ખરી રીતે કરેલા હોવાનુ તેને કહયુ તે ઘડીભર તે નાદાન છોક-રીએ માન્યુબી હોય, મગર એટલુ તો ખરૂજ કે તે છતા પોતાની વાલીની રજા વગર છુપાછુપ એક પરાયા સાથે નાહાસી જવાનુ સારૂ કામ હતુ નહીં, એમ સમજવા છતાં તણી તેની સાથે ગઇ હતી અફસોસ એવા કમીના મરદો અને નાદાન ઉછાછળી બેઅકલી છોકરીઓ માટે સદ હઝાર અફસોસ

"એ ખમવુ ઘણુ ભારી લાગેછ ઓ ખુદા એ ખમવુ કેટલુ ભારી લાગેછ" તે બબડયો તેણે તો દાહાડાઓ અગાઉથી આ મીઠુ સુગધી ફુલ પોતાના તાબામા લેવાનો વીચાર રાખ્યો હતો, તેણે હજારોવાર તે ખુબસુરત, નીરદોશ, સાચી અને ઓરત જાતમા સરદારી ભોગવવા સરજાયની તેને મનથી આ ઉમદામા ઉમદા છોકરીને પોતાના દીલ અને મકાનની રાણી બનાવવાના સ્વપ્ના જોયા હતા, જ્યારે તેણીએ તો પોતાનુ દીલ, પોતાનુ મન અને સર્વસ્વ એક નાલાએ-કને અર્પણ કીધુ હતુ જે વગર દયાએ તેણીનુ નાજુક કોમળ અતકરણ તોડી નાખવા જેવો કરપીણ બેહયા પુરવાર થયો હતો. અને તેના સાચા હેત અને વીશ્વાસના બદલા તરીકે તેણી પામે હવે કાઇ હતુ નહીં

ત્યાર પછી તેના ખ્યાલો ગુસ્સાથી એકદમ પેલા નાલા-

એક જવાન તરફ દોડવા તે કોણ હોવો જોઇએ ? આવી એક ગરીબ નાની નીરદોશ ફક્ત સતર વરસની નાદાન છોકરીને જુતી તેણીની જીદગી કચડી નાખનાર કોણ બદમાશ હોવો જોઇએ ?

"જો કોઇ દીવસબી હુ એને શોધી શકુ તો બધા ઓનરેબલ માણસો એને ધીકકારતા થાય એમ કરૂ યાદ ખુદા એવો એક કરપીણ માણસ આ ધરતી ઉપર જીવવો જોઇતોજ નથી" અને એ ખ્યાલો કરતા ગુસ્સાથી તેનુ લોહી ઉકળી આવ્યુ તેની આખો ધાસ્તી ભરી રીતે ચમકવા લાગી

"મારી વ્હાલી આલા" તે દયાથી બબડયો "મારી મીઠી નીરદોશ નાની આલા" અને તે પાછો ઘણા ગભીર વીચારોમા ઉતરી ગયો આ ગરીબ છોકરી હાલ એમ દુખી થઇ મુઝાતી હતી ત્યારે તે નાતરસ ધાતકી જેવાન હાલ કયા હશે ? શુ તે પોતે સુખી હશે ?

"મે આજ સુધી કદી કોઇનુ બુરૂ ચાહયુ નથી" ડા૦ દાવર ગુસ્સાથી પટપટયો "પણ આજે હુ ખુદા પામે અરજ કરૂ છ કે તે કે જેને મારી પાસેથી આલાને ખોવાડી છે તેની ઉંપર બુરામાં બુરા શ્રાપ ઉતારજે"

તે ત્યાર પછી એક ગાંડા માણસની માફક જુસ્સાથી તેણીનુ નામ પટપટયો

"આવા આલા આલા !"

તે હજુમી તેણીને પોતાની ધણીઆણી કરી શકે એવો ખ્યાલ તો તે નેક નીચારોના ડાકટર દાવરને આવી શકયોજ

નહી. આલાએ જ્યારે હીમતથી પોતાની કહાણી તેને જણાવી તેજ વખતે તેને તો લાગ્યુ કે જાણે એક પહાડ તેઓ વચ્ચે હવે અરડાઇ પડયો હતો તેને વીચાર કર્યો કે તેના પોતાના છોકરા એની એક માતા ધરાવી શકેજ નહી જેના નામ ઉપર એક જગાક જેટલોબો ડાઘ હોય તે તેને લાયક ગણાયજ નહી તેને તો પાક આચારવીચારની તમામ સાચી શુધ્ધ અને નીર્દોશ છોકરી પોતાની ધણીઆણી દાખલ જોઇતી હતી અને નહી કે આવા તુટેલા દીલના હેત વગરની, તેના છોકરાની માતા તો એક નમુનેદાર તેનાજ વીચારોની ખીલતા ફુલ જેવીજ બાહેરથી તેમજ ભીતરેથી મીઠી અને જુસ્સાદાર સાચા હેતથી ભરપુર હોવી જોઇએ અને તે છતા હજી તેણી તેને ગમતી હતી નહી સમજી શકાય તેટલી બધી હજી તે છોકરી તેને તો જેવી અને તેનીજ વાહાલી લાગતી હતી તેના દીલમાં એકદમ દયાની લાગણી તે નાવારેસ ગરીબ નાની કાચી છોકરી માટે થઇ આવી અને તેને બને એટલી મદદ કરી હજીબી સુખી નહી, તો સતોશી તો તેણીને બનાવશેજ એમ ત્યાને ત્યાજ તેને સોમદ લીધા અને તે તેને પાલ્યા

## પ્રકરણ ૪૬ મુ.

— o —

### "મારા સુખના સ્વપ્નાઓ તમને છેલ્લી સલામ!!"

જ્યારે દુખ, હેત અને ગુસ્સાની લાગણી જરા સમી ગઇ ત્યારે ડો૦ દાવર પોતાની બેઠક ઉપરથી ઉભો થયો તેને જાણે એમજ લાગ્યુ હતુ, કે છેલ્લી જ્યારે આલા આવી ઉભી

હતી અને તેણે તેણીને પોતાની ધણીઆણી થવા પુછ્યું હતું તે વખતને વરસો વહી ગયા હોય.

તેનામા આટલી વારમા તો એક અજબ જેવો દુખદાયક ફેરફાર થઇ ગયો હતો તેના પોહલા બાહોશી બતાવતા કપાળ ઉપર દુખની કરચલી જણાતી હતી અને મોઢા આગળ કરડી લીટીઓ વળી ગએલી માલમ પડતી હતી તેનો આખો ચેહેરો ગભીર હતો અને તેના જોરાવર હાથો એક નહી સમજ પડે તેવી લાગણીથી ધ્રુજતા હતા ત્યાર પછી તેને એકદમ ખ્યાલ થયો કે તે છોકરી કેટલી હીંમતવાન થઇ હતી

"હુ તેણીનો ભેદ કદી જાણી શકતે નહી, અને તેને પરણી જતે" તેણે ચીચાર્યું, "એની જગ્યાએ જો બીજી હતે તો છુપાવીનેજ પરણતે પણ મારી હીંમતવાન આલા જેટની બાહેરથી ખુબસુરત છે, તેટલીજ અદરખાનેથી સાચી અને ભોલી છે"

તેણીએ પોતાના હાથમા આપેલુ સુખ, હેત, અને દૌલત ઠોકરે મારયા હતા તેણી હીમતથી તેની સામે ઉભી રહી સચ્ચાઇથી પોતાની કહાણી તેને કહી ગઇ હતો એ ખ્યાલ કરતા તેણે તેણી માટે આફ્રીન પોકાર્યું

"મારી ગરીબ છોકરી," તે એકદમ દયાથી પટપટયો "મારે એને પાછુ મળવુ જોઇએ"

તે સાઇડમાનુ કાચનુ બારણુ ખોની બાહેર બાજુના બાગમા ગયો ત્યા એક નીચી બેન્ચ ઉપર પોતાની ગ્રે કલરની સાડીમા સજ થએલી દુખી અદાઓ અને વીચારવત ચેહરા

વચ્ચે તેણી બેઠેલી હતી પવિત્રાઇ અને નીરદોશતાની તે એક દેવીજ લાગતી હતી તેણે તેણીને જોઇ અને તુરત ઉતાવળે તેની પાસે ગયો. તે મોટા ઝાડોના ડાળા નીચે બેઠી હતી અને આસુભરી આંખો સાથે એટલી તો દુખી, એકલી અટુલી અને તમામ કચરાઇ ગએલી લાગતી હતી, કે ડો૦ દાવરનો જીવ તેને માટે બળી ગયો તે તેની પાસે ગયો અને માયાથી તેણીના બને હાથો પોતાના હાથમા લીધા

" આલા તુ ઘણી હીંમતવાન છોકરી છે ' તેણે કહયુ ' પછી હુ તદન ગુચવાઇ ગયો હતો તે સમજી શકયો નહી કે તુ કેટલી હીંમતવાન અને સાચી છે હુ હવે તે જોઉંછ અને તારી સચ્ચાઇ માટે ઉપકાર માનુછ "

તેણીએ સેહજ આશાવત તેની સામે જોયુ મગર બીજીજ પળે તે આશા તેણીના દીલમાજ મરણ પામી

"જયા બીજાઓ જુઠા થઇ શકતે ત્યા તુ સાચ્ચી નીવડી છે આલા" તેણે સમજાવ્યુ, "અલબત મારા આવા ચીવટ વિચારો સાથે તુને પરણી તો શકતો નથી, તે છતાં તુને મારી જીદગીમાથી સદાની હુ ચાલી ગએલી જોઇ શકુ નહી પાછુ કહી તુને નહી મળવાનુ, ને તારે માટે નહી જાણવાનુ હુ કદી ખમી શકુ નહી."

તેણે તે મીઠા દુખી ચેહરા ને ગ્રેસફુલ આકાર તરફ દયાથી જોયુ. આવી એક છોકરી, ખુદાની ઉમદા કારીગરીનો નમુનો કેવા દુખમા પુરો થવા માટે સરજાયો હતો ! અફસોસ !

"આલા," તેણે કહયુ ' તુને કોઇબી રીતે ઉપયોગી

થઇ તુને મદદ કરવા માટે મારે કાઇ રસ્તો શોધી કાઢવો પડશે."

વધારે બોલવાનુ તેનુ દીલ ચાલ્યુ નહી તેની સામે ઉચકાયલો તે ખુબસુરત મીઠો ચેહરો કેટલો નીર્દોશ દુખી દેખાતો હતો તે હોઠો હવે જરાગી ધરૂજતા હતા નહી અને તેણીના બને નાજુક અણીઆળા હાથો નાચારીથી એક એકમા ભેરવાયલા પોતાના ખોળામા પડયા હતા તેની તરફથી એકબી બોલ સાભળવા તે હવે એકદમ અધીરો બન્યો

"આલા," તે બોલ્યો "આ દરવાજાની બાહેર માહરે માટે હવે કોઇબી મજાહ બાકી રહી નથી ફરીથી કોઇબી ઓરતનો ચેહરો મને સતોશ આપી શકસે નહી તુ મારે મનથી પહેલી અને છેલ્લીજ હતી તો હુ જાઉ, અને પાછી મહારી એકાત ખાલી મોજ મજાહ વગરની જીદગી શરૂ કરૂ, તે પહેલા મને એટલુજ જણાવ કે જે બન્યુ છે તે નહી બન્યુ હોતે તો તુ મારે માટે દરકાર કરી શકતે કે નહીં"

"હા," તેણીએ ધીમેથી જવાબ કયો "તો હુ ખરા દીલના જોશથી હુ તમને ચાહતે અને માનની લાગણીથી છેક મારી જીદગીના છેડા સુધી વળગી રહી હોતે"

અને એ તેણીના બોલો જાણે રાહત આપતો મલમપટો હોય તેમ જખમી થએલા તે માણુસને શાત કરી શકયા

"તુ એમ ધારેછ? તુ એમ કહેછ આલા, કે મને આખી જીદગી દરમ્યાન સુખી કરવા જેટલી માહરી દરકાર

તુ ધરાવી શકતે ખરી?" તેણે એકદમ ઉશ્કેરાઇ જઇ પુછયુ

"હા" તેણીએ સચ્ચાઇના જોશથી કહયુ. "હા કારણ આખી દુન્યામા તમો મારે મન ખરેખરા ઉમદા ભલા સાચ્ચા અને નેક માણુસ છેઓ"

તે થોડી પળ તેની પાસે ચુપ ઉભો પછી જરાવારે તેણીનો એક હાથ પોતાના હાથમા લઇ કાલાવાલાથી તેની સામે જોયુ

"આલા," તેણે કહયુ "મારી ઉપર થોડો વધારે ભરોસો રાખ યાદ રાખ કે હજીબી તુ આખી દુન્યામા મારા દીલમા સર્વેથી પહેલી જગ્યા લેવછ અને તુ મને સર્વથી વ્હાલી છે તારે માટે હુ કાઇબી કરૂ એમ છે તો મને એટલુજ કહે આલા, કે તુ હજીબી જે માણુસે તુને દગો કરી તારૂ કોમળ જીગર ચીરી નાખ્યુછ તેની તુને દરકાર છે?"

"કોણુ જાણે!" તેણીએ દુર દુર જોતા વીચારવત કહયુ. "હુ કહી શકતી નથી જો તે હાલ આહી હોય અને મને તેને ખાતર મરી જવા કહે તો તેમ હુ હઝારો ખુશીથી કરૂ ખરી"

કાઇક ફીકરમદ ચેહેરે ડો૦ દાવર તેણી તરફ જોઇ રહયો

"પણ, આલા, જો તે અહીં હોય અને તેને માટે તુને જીવવા અને તેને ચાહવા કહે તો તુ શુ કરે?"

"તો તેમ મારાથી બને નહી," તેણીએ દ્રઢતાથી, ગુનાખી બનેલે ચેહરે કહયુ.

"અને નહી ! તુ અબનડી બોલી કે તેને ખાતર તુ તારો જીવ આપવાથી હજી તઇયાર છે ! આલા, જરા મને બરાબર સમજાવ !"

"હુ કાઇંજ કહી શકતી નથી પણ હુ ધારૂ છ કે જો તે અહીં હોય અને તે પાછો માહારી સાથે ખરી રીતે પરણુવા માગે તોબી હુ ધારૂ છ કે હુ હવે ના કહુ ડોકટર માવર, મારૂ હેત અને વીશ્વાસ કેમ અને કયા સબ માટે કચરાઇ જઇ મરણ પામ્યુ હતુ તે હુ તમોને કેહુ ."

તેણે અજબ થઇ તેની તરફ જોયુ, તેણીની આંખોમા એક અજબ જાતનો ઝળકાટ જણાતો હતો ચેહરા ઉપર એક અજબ જાતનો રતાશ ફરી વળી તે ચેહરો ધમધમી આવ્યો અને તેણે જોયુ કે તે છોકરી હાલનુ બધુ ભુલી જઇ પોતાની દુખી ગઇ ગુજરીનોજ વીચાર કરી રહી હતી

"એક વખત એક ઘણા ખુશનુમાં દીવસે, ચદ્ર પોતાનુ ઠડુ ચળકતુ તેજ આખી ધરતી ઉપર પાથરી રહયો હતો આસમાન એકદમ બ્લુ અને નીરાળુ હતુ હવામા ઓરેન્જનો મીઠો પમરાટ ફેલાઇ રહયો હતો અને સઘળે ઠેકાણે શાની અને ખુદાઇ યાદ આપતી ગભીર ચુપકીદી ફેલાઇ રહી હતી ત્યારે મારૂં દીલ તુટી ગયુ હતુ "

"આગળ ચલાવ, આલા–હુ સાભળુ છ !"

"તે દીવસે હુ ઘણી દુખી હતી એક માણસે આવી મને કહયુ હતુ કે તે જવાન જેણે મને ઠગી હતી તે એક ઠગારો અને બદમાશ હતો અને તેણેજ મને ખરી બીનાથી

નાકેફ કરવા તે માણસને મોકલી આપ્યો હતો મે એક બોલથી તેનો માન્યો નહી અને પછી તેને શોધતી ખરી બીના પુછી લેવાની મતલબથી હુ તે ચાદરણી રાતમા બાહેર પડી "

"બોલ-બોલ! અચકી ના જા!-પછી?-" ડો૦ દાવરે ઉદાસ ચેહરે હિમત આપતા કહયુ

"આખરે મે તેને જોયો એક મોટા હોટેલના દરવાજા આગળ તે ઉભો હતો અને હુ એક કુદકા સમેત તેની પાસે ધસી ગઇ તે મારી ઉપર ગુસ્સે થયો નહી તેને બદલે મારા હાથો પોતાના હાથમા લીધા અને પાસેજ એક દેવળ હતુ તેના બાગમા અમે જઇ બેઠા ત્યાર પછી બનયુ એટલી માયાથી તેણે મને સમજાવ્યુ કે મને છોડી જવાની તેને ફરજ પડતી હતી કેમકે તેતો કોઇ બીજી છોકરી સાથે પરણવા વચનથી બધાઇ ચુકયો હતો "

" અટકી ના જા, આલા—જીગર ખોલીને બધુ મને કેહી દે!"

"તે વખત જે દુખ અને જખમ મને થયો તે જાણે કાલેજ બન્યુ હોય તેમ મને યાદ છે ત્યાર પછીથી હુ તેના પગ પાસે પડી અને મને મારી નાખવા કાલાવાલા કર્યા પણ તેને બદલે તો તેણે માયાથી મારૂ માથુ પસવાયુ અને છેલ્લીજવાર મીઠા મધુર શબ્દો બોલી મને સદા માટે છોડી ગયો બસ ત્યાર પછી અમે મળ્યાજ નથી. મે કોઇ દીવસ બદગી કરી નહી હોશે તેટલા જુસ્સાથી ખરા દીલની બદગી કરી ખુદા પાસે મોત માગ્યુ, પણ તેણે મને

મલ્યુ નહી અને વધારાના દુખ અને સકટો ખમવા માટે જીવવુ જ પડયુ."

"ગરીબ બચ્ચુ મારી ગરીબ આલા" ડૉ૦ દાવર માયાથી પટપટયો "કેવુ સાચુ હેતવતુ જીગર એવા એક બદમાશ ઉપર બરબાદ થયુ છ!"

"તમે મને પુછોછ ડૉ૦ દાવર કે મને હજી એ જવાનની દરકાર છે કે નહી—તેના જવાબમા હુ કહી શકુ છ કે મને ખબર નથી" આલાએ આગળ ચલાવ્યુ "જો હમણા તે અહીં મારી પાસે આવી ઉભો રહે તો બે લાગણી મારા દીલમા ઉભરી આવે પણ તે બેમાથી કઇ સર્વોપરી થાય તે હુ કહી શકતી નથી પહેલી લાગણી મને એ થાય કે તની તરફથી ધીકકાર અને કમકમાટ સાથે ફરી જવુ બીજી લાગણી એ થાય કે તેને જોતાજ મારા હાથો લાબા કરી તેને મારી બખશવી એ તમે જાણતા નથી, ડૉ૦ દાવર, પણ તે વખતે હુ નાની હતી, અને મારે મનથી તે એકજ જીન આખી ધરતી ઉપર કેટલો વાહલો હતો તે હુ તમોને સમજાવી શકતી નથી"

એકાએક તેણીની શાત રીતભાત તેને છોડી ગઇ અને પોતાના હાથોમાં પોતાનો ચેહરો છુપાવી તેણી એવા તો જીગર તોડ ડચકાઓ ખેચી રડવા લાગી કે ડૉ૦ દાવરનુ માયાળુ દીલ તેણી માટે એકદમ દાઝી ગયુ

પણ એમા તે શુ મદદ કરે? તેણીનુ દુખજ એવુ હતુ કે તેમા કોઇ મદદ કરી શકેજ નહી તેણીની પાસે ઉભો

રહી તે નીચુ નમેલુ માથુ પસવાયા કર્યા સિવાય ડૉ૦ દાવર વધુ કાંઇ કરી શકયો નહીં

"આલા," તેણે ધીમેથી કહયુ "હુ જાણુ છ કે તુ કદી પરણવાની નથી તુને ખબર હોય યા નહી તોબી હુ કેહુ છ કે હજીબી તુને પેલા માણસનીજ દરકાર છે અને તેથી તુ કોઇબી સાથે કદી સુખી થઇ શકે નહીં હુ વીચાર કરશ અને તારે માટે કાઇબી બદોબસ્ત કરશ તુ નાજુક અને નબળી છે અને તેથી તારે વધુવાર મહેનત કરવાની કશી જરૂર નથી મને તારો ભાઇજ ગણ, આલા, ને તુને મદદ થતા કે તુ હવેથી હમેશ મારી વહાલી બહેન તરીકે સદા માટે પીલુમાય પાસે રહેજે"

"થેકયુ." તેણીએ નરમીથી કહયુ "તમારી ઘણી મહેરબાની! પણ હુ નહી ધારતી, ડોકટર, કે હુ કાઇબી કામકાજ વગર આવી આળસુ જીદગીએ વધુ વખત જીવી શકુ મને તો મારૂ દુખ ભુલવા માટે કામ કામ અને કામજ જોઇએ"

"જીદદી ના થા, આલા" તેણે માયાથી કહયુ "ખુદા ઘણો દયાળુ છે—અને તેથી હજીબી તારે માટે સુખશાતી અને સારા દહાડા આવવાના બાકી છે ધીરજ રાખ, આલા, અને હુ કેહુ છ તેમ કર"

તેણી વારતેના તેના હેતમા તે ઘડીભર પોતાનુ દુખ તો ભુલીજ ગયો, તેના બધા વીચારો તેણી માટેજ હતા

"આલા" તેણે કહયુ "તુ મારાથી અચકા ના હુ તો હવે મારી એકાત જીદગી પાછી શરૂ કરનાર છુ પણ અવા-

વનવાર હુ તુને આવીને મળ્યા કરશ તુ મારી વહાલામા વહાલી બેન તરીકે અહી પીલુમાય સાથ થોડો વખત તો રહેજે, પછી હુ જોવશ કે હુ તારે માટે શુ કરી શકુ છ”

તેણીએ ભાગા તુટા બોલોમા તેનો ઉપકાર માન્યો ઓ ખરેખર તે કેંગ્લો ભલો, કેટલો ઉદાર અને કેટલો સાચો હતો !

“વળી હુ તારો ભેદ જાણુ છ તેથી તુ મારાથી કોઇબી રીતે અચકાતી ના, આલા હમેશ મારી સાથે તારૂ દીલ ખોલીને વાતો કરજે મને તારો એક પુરો સાચો દોસ્ત અને સલાહકાર થવા દેજે”

“કબુલ” આલાએ હેસાનથી ઉભાતા દીલે કહયુ “તમારી ઘણી મહેરબાની ડોકટર.”

“હજી ડોકટર ડોકટર શાની કર્યા કરેછ, આલા ?” તે ભલા જવાને માયાથી કહયુ “હવે હુ તારો ભાઇજ છેઉ હમેશ માટેનો તારો સાચ્ચો ફ્રેંડ, અને જીંદગીભરનો તારો સલાહકાર છેઉ, તે યાદ રાખ અને મને હવે ફીરોઝ કરી-નેજ બોલાવ.”

ફરીથી તેણીએ તેનો ઘણો ઉપકાર માન્યો

કોઇ જાણી શકયુ નહી કે કેવા દુખી ભારી દીલે તે તેણીને મોટા લીમડાના ઝાડા નીચે એકલી છોડી ગયો–કોઇજ જાણી શકયુ નહી કે કેવી હેત, ગુસ્સા અને નાચારીની લાગણી તેના દીલમા ઘર ઘાલી બેસી ગઇ હતી તેણે બહાદુરાથી પોતાની સઘળી લાગણીઓ દબાની દાધી અને હીમતથી પોતાના સરજતને શરણ થયો

બસ દુન્યા તેને માટે હવે બદલાઇજ ગઇ હતી પીલુ-માયના મકાનના દરવાજા બાહેર તેને માટે સઘળે ઠેકાણે અંધકાર અને ઉજડ વેરાન જેવુ હતુ ફરીથી કોઇબી ઓરતના ચેહરા સામે જોવુ નહી, એવો ડો૦ દાવરે પકો ઠરાવ કર્યો તેને માટે તો સુખના દરવાજા હવે જાણે સદા માટે બંધ થઇ ગયા હતા

તે જયારે આલાને બાહેર બાગમાજ છોડી ઘર તરફ જવા ફર્યો ત્યારે સામેથી તેને પીલુમાઇ પોતેજ ઘર આવતા મળી ગયા તે તુરત તેમની પાસે ગયો

"હુ તુને મુબારકબાદી ચાહુ કે, ફીરોઝ બેટા ?" તેવણે ઇન્તેજારીથી સવાલ કર્યો

"નહી," તેણે હીમતથી જવાબ વાળ્યો "તમેજ ખરા હતા માયજી હું ખોટો પડયો છુ વરસો પહેલા જો હૂ ચાહતે તો તેણીને મેળવી સકતે, પણ હવે તે મારી પોતાની કદી થઇ શકવાની નથી '

"ત્યારે તેણીને કોઇ બીજા માટે દરકાર હોવી જોઇએ ?" પીલુમાયે કહયુ "ઓ દીકરા તારે માટે હુ કેટલી દલગીર છેઉ ! પણ હુ તો એ ધારતીજ હતી "

"તમે તેણી સાથે માયાથી વરતશો કેની માયજી !" તેણે ઇનતેજારથી કહયુ

"હા અલબત ફીરોઝ તે માટે તુ બેફીકર રહે"

"એને નાનપણમાં એક સખત નીરાશી મળી હતી, માયજી, તેની યાદ એ હજી ભુલી નથી અને ઘણી દુખા છે.

નીચારીનુ સગુ વહાલુ કે દોસ્ત નથી તેથી તો ઓરની આપણે એની સાથે માયાથી વર્તવુ જોઇએ કેની ? માયજી તમે એ વાત હવે એની આગળ કઇ કરતાંજ ના મારી ખાતરી છે કે થોડા દહાડામા એ બધુ ભુલી જઇ મને પોતાનો રેડ માની લઇ ઓસકાશે નહી "

'મારા દીકરા" પીલુબાઇએ ખરી લાગણીથી કહયુ "તુ કેટલો ભલો અને માયાળુ છે ?"

"ભલો અને માયાળુ ? માયજી, દુન્યામા કોઇબી છોકરીના પ્યાર કરતાં આલાની ફકત દોસ્તી મારે મન હજારો ઘણી કીમતી છે" તેણે જવાબ કર્યો



## પ્રકરણ ૪૭ મું.

— o —

### 'સગવડનાં લગન"—એટલે શુ તમે જાણો છો ?

હવે થોડી વાર આપણી વારતાનો હીરોઇન આવા આટને પડતી મુકી કેપટન સોહરાબ બમનશાહ શુ કરતો હતો તે મહેરબાન વાંચકોને જણાવાની જરૂર છે ગરીબ ગરવી આલાને ચળકના ઇટલીમાજ છોડી તે નરગેશ મહેતાની પારટી સાથે હીંદુસ્તાન પાછો ફરેલો ઝટ પોતાના વચન મુજબ તેણી સાથે પરણ્યો હતો અને હાલ તેઓના મોટા મહેલ જેવા મકાનમા કલકતા ખાતે ગહેલા હતા.

વખત સવારનો હતો, અને પોતાની રકમ રકમની

નાણીઓથી નચી પડેલી અને સુદર રીતે શણગારેલી ટેબલ આગળ એક ભવ્ય સુશોભીત ડાઇનીંગ હોલમા હાલ કેપટન સોહરાબ અને નરગેશબાનુ નાસ્તો લેતા બેઠા હતા તેઓની પાસે રમતા અને નીરદોશ પટપટ કરતાં બે નાના ભુલકાંઓ મીઠા હસતા ચેહરાએ ત્યા ઉભેલાં જણાતા હતા

નડો કેકી ચાર વરસનો હતો અને તે તદન દેખાવમા પોતાની માતાને મળતોજ હતો તેજ હેડી મગરૂર ખુબસુરતી, તેણે ધારણ કરી હતી જ્યારે નાની નવાઝ બે વરસની ઉમરની—તેનો બાપ મગરૂરીથી કહેતો તેમ તદન "બમનશાહ કુટુબ"ને મળતી આવતી—તેવાજ ચેહરાની કાળા વાળ અને બ્રાઉન નરમ આખો ધરાવતી એક સુદર ભુલકી હતી.

"મારી નાની નવાઝ તો તદન મારા બમનશાહ ફેમીલી ઉપરજ પડીછ નરગેશ" સોહરાબ મગરૂરીથો કહેતો અને તેનો જવાબ કાઇક રમુજ અને તુચ્છકારથી વાળના મડમ સાહેબ કહેતા કે "તેથી બીજા કરતા કઇ રીતે એ ચડયાતી છે તે તો મને બતાવો ?"

તેઓને પરણ્યાને નજદીક પાચ વરસો થવા આવ્યા હતા, પણ તે પાચ વરસો તેઓની જીદગીમા જરાબી સુખ કે શાતી લાવી શકયા નહી હતા તેઓને ત્યા આ બે બાળકો થયા હતા, પણ તે બચ્ચાઓથીબી સસાર કોઇ રીતે વધુ સુખથી ગબડી શકતો નહોતો એમ છતા કેપટન સોહરાબ અને તેની ધણીઆણી સારા એખલાસથી એક એક તરફ સભ્યતાથી વરતી રહયા હતાં ખાસ કરી લોકને દેખાડવા ખાતર તેઓ આ રીતે વધારે વરતતા હતા પોતાના પરણ્યા

સંસારમા તે સુખી હતી નહી, એમ લોકને જાહેર કરવા કરતાં નરગીશબાનુ મરવાનુ પસંદ કરતે, અને કેપટન સોહરાબ પોતાની મગરૂરીને ખાતર અને પોતાના મોટા કુળવંતા નામને ખરાબ નહી લાગે તે ખાતર ઉપરથી ઘણો સુખી દેખાવાના પછાડા મારતો હતો

"હુ જોઉછ કે તારી ફ્રેન્ડ મીસ ફ્રેની દેશાઇના લગન છપાયાછ" કેપટન સોહરાબે ન્યુસમાથી ડોકુ બાહેર કાઢી પોતાની ધણીઆણી ગમ જોતા કહયુ "હુ આશા રાખુછ કે તે સુખી થશે મજાહની છોકરી છે એ"

"એ ઘા ઉપર પરણીછ તે ઉપર ખાસ કરીને એના સુખનો આધાર છે" નરગેસે કહયુ "જો તે હેતનાં લગન હશે તો તેઓ ખચીતજ સુખીજ થશે એમા સદેહ નહી પણ જો મારી એ ગરીબ ફ્રેડને તેના પૈસા ખાતર એનો વર પરણ્યો હશે તો હુ કેહુછ કે એની આખી જીદગી ધુળ થશે"

પૈસા ખાતર પરણેલા તે કેપટનના ચેહરા ઉપર શરમનો રતારા ધાઇ આવ્યો તે તેણીનો રીમાર્ક સમજ્યો તો ખરો–પણ જાણે સમજ્યુજ ન હોય તેમ ચુપ રહયો

"ન્યુસમા છપાયુછ કે એ મીસ ફ્રેની દેસાઇના લગન ઘણા ધામધુમથી મુંબઇમા થયા હતાં અને ઘણુ ખુશનુમા રીતે સઘળુ પસાર થયુ હતુ" તેણે પાછુ કહયુ

"તે હુ માની શકતી નથી" તેણીએ શાંત ઢપે કહયુ "દોટનાણી લગન ખુશનુમા રીતે પસાર થયલા લાગે એ

બનવા જોગ નથી લગન વખતનો દેખાવ હુ કેહુ છ કે આખી દુન્યામાં સર્વથી ગભીરમા ગભીર દેખાવ રજુ કરે છે એના કરતાં એક પાયદસ્તનો દેખાવ સારો"

પાછો તે જવાનનો ચેહરો લાલ થઇ આવ્યો—છતાં ફરીથી તે "અન-વાઇફ-લાઇક રીમાર્ક" તે નોટીસ કરતોજ નહી હોય તેમ ચુપ રહયો

"મમા" નાનો કેકી પોતાનુ રમવાનુ છોડી દઇ તેવામાં તેની પાસે દોડી આવતાં બોલ્યો "મમી ! મને માહરો નવો ટટ્ટુ કયારે મલશે ? પપાએ મને વણો વખત થયો વચન આપ્યુ હતુ પણ હજી અપાવ્યુ નથી"

"તારા બાપનાં વચનો ઘણીકવાર ખોટા પડેછ મારા દીકરા" નરગેશે કહયુ

"નાઉ નરગેશ, ધેટ ઇઝ નોટ ફેર" તેણે વાધો લીધો "તુ પોતે મને ગમે તે કહે—પણ એ રીતે મારા નાના નીર્દોસ બુલકાંઓને મારી સામે ભભેરવા વાજબી નથી"

"તેઓ જલદીજ ખરૂ ખોટુ સમજવા જેટલાં મોટા થશે" તેણીએ તીખાશથી જવાબ કર્યો—અને તે લખોની દોલત ધરાવનાર, એક ખુબસુરત પૈસાવાલી બઇરી અને નાના મીઠા બાળકો ધરાવનાર જવાન શેઠયાએ એક જીગરતોડ હાય ખેચી.

"નરગેશ," તેણે ગભીરાઇથી કહયુ "તુને ખુશી રાખવી એ ઘણું અઘરૂ કામ છે. હુ જોબી બોલુછ તે કમનસીબે

તુને સારૂ લાગતુજ નથી હુ ઇચ્છુ છુ, નરગેશ, કે તુને કઇ રીતે ખુશ રાખવી તે હુ જાણી શકુ "

અને તેને જે જવાબ મળ્યો તે તેણી તરફનુ એક તુચ્છકારભર્યું રૂપેરી હસવુ હતુ જે પછી વધુ વા નહી શોભતા તેણીનો ધણી ત્યાથી ઉઠી ચાલી ગયો

કાઇ પહેલેથીજ તઓ આ રીતે ચાલતા હતા નહી લગન પછીના થોડા પખવાડયા તો ઘણા સપ અને એખલાસનાજ પસાર થયા હતા કેપટન સોહરાબે જોયુ કે તેની ધણીઆણીના મગરૂર દેખાવ નીચે એક ઘણુજ માયાળુ દયાળુ અને હેતથી ઉભાઇ જતુ અતકરણુ સતાઇ એ હતુ તેણી શરમાળ અને કાઇક એકમાર્ગી હતી—પણ સખત કે પાજી તો નહીજ હતી કોઇબી જાતની લાગણી બતાવામા તે ઘણી ધીરી હતી, છતા ખરૂ સાચ્ચુ જુસ્સાદાર હેત અને વફાદારી શુ તે એ છોકરી બરાબર સમજતી હતી

પરણ્યા પછીનાં થોડા અઠવાડયા તેણી ઘણી સતોષી રહી તેનો ધણી તેની સાથે ઘણી માયાથી ચાલતો અને તેના માટે કાળજી કરતો દેખાતો હતો

"હુ હવે જોઉ છુ કે એને માહરે માટે ખરા દીલનીજ દરકાર છે હુ અદેખી થવા માટે ખોટી હતી અને એ માર્ગ સાથ કડો કે બેદરકાર હતો, એમ માનવામા હુ જોઉ છુ કે મારી મોટી ભુલ હતી ' તેણીએ વારવાર પોતાના મનને કહ્યુ હતુ

અને તેણીના સુખે તેણી હતી તે કરતા બેવડી તેને ખુબસુરત બનાવી દરેક સુખથી તે રૂપાળો ચેહરો બેવડા

અને ચોવડા હેતથી ચળકાટભર્યો બની ગયો હતો અને તેણીના મગરૂર લેહકા અને પ્રેસપુન અદા સાથે તે એક ગુલાબ માફક ખીલતી અને પોતાના ધણીના લાડમા મહાલતી એક જેવાજોગ મનો હર પીકચરજ રજુ કરતી હતી

પણુ એક દીવસ કમનસીબે તે સુખ અને એખલાસનુ એકદમ છેવટ આવી ગયુ તે ઉનાળાનો એક ગરમ ચળકતો દીવસ હતો, જ્યારે પોતાના રમણ્ય બાગમા ખુરસીઓ કઢાવી તેઓ બાહેર લોન ઉપર બેઠા હતા પવનની ઠંડી લેહરી ફુલના મીઠા બેહકાટ સાથે આવતી હતી, અને તેવામા કેપટન સોહરાબની આંખો બધ થઇ ગઇ, અને તે એક મીનીટમા તો ખુશાલ ઉંઘમા પડયો—તેનાં હાથમા એક ચોપડી હતી જેમાથી તે કાંઇ નરગેસને વાચી સભળાવતો હતો, તે નીચે પડી ગઇ જ્યારે નરગેશે હેતથી ધીમુ હસતા તે ચોપડી ઉપાડી લીધી, અને પછી બમણા હેતથી તેનુ નરમ સુવાળુ રેશમ જેવુ કાળા વાળોથી ભરેલુ માથુ ઉપાડી તેણીએ એક રેશમી કુશન નીચે ગોઠવ્યો, અને પછી તેને જોતી બેસી રહી

આહ, બાનુ નરગેશનો આ છેલ્લોજ સુખી કલાક હતો એમ કહીએ તો ચાલે, તેણી ચુપકીદીમા પોતાના ઉંઘતા ભરથારના સોહામણા ચેહરા ભણી જોઇ રહી હતી, તેટલા તે ચેહરા ઉપર એક નરમ હસવુ તેણીએ પથરાયલુ જોયુ, અને તે હોઠો કાંઇ નામ બબડયા તેણીનુ પોતાનુજ તે નામ હોવુ જોઇયે એમ તેણીએ ધાર્યું—અને બેહદ ખુશાલીથી તેણીનો સુદર મગરૂર ચેહરો ખીલી ગુલાબી બન્યો

"માહરો સોહરાબ, માહરો વહાલો ભરથાર ! આહ એને

કેટલી મારી દરકાર છે કે ઉઘમાબી એ મારૂ નામ બબડેછ" તેણી જોશથી મનમા બોલી

પાછો જવાન સોહરાબ ઉંઘમા કાઇ બબડયો અને બરાબર સભળાય કરી હવે તેણી તેની વધારે નજદીક ગઈ, અને વાંકી વળી ત્યારે જે શબ્દો તેણીના કાને અથડયા તે તે છોકરીને સખ્ત ચોકાવા બસ હતા

"આલા, માહરી વાહાલી બોવાએલી આલા!!"

નરગેશ બાનુ એકદમ પાછળ હટી ગઇ તેના ચેહરા ઉપર એક જાતનો સફેદ મગરૂર વાનકી છાપ ફરી વળ્યો- જે સદા ધર ઘાલી તે સુંદર ચેહરા ઉપર ત્યાર પછીથી ચીટકી બેઠો

"આલા, માહારી આલા" એ શબ્દો તેણીના કાનોમા ગણગણી રહયા ફરી એકવાર તે સુતેલો જવાન એ નામ બબડયો પણ હવે પાસે જઇ તે સાભળવાની દરકાર તેની ધણીઆણીએ કરી નહી

"મારા જીવને વધારેવાર દુખ આપવાની કાઇ જરૂર નથી મને શુ દરકાર!" તેણીએ વમાસ્યુ, અને જ્યારે પાછો કેપટન સોહરાબ ઉઘમાથી જાગ્યો ત્યારે તેણે પોતાની ધણી આણીને જેમની તેમ ગભીર ચેહરે એક ચોપડી વાચતાં બેઠેલી દીઠી તેણીનો ચેહરો પાછો અસલ માફકજ ઠંડો અને કરડો થઇ ગયો હતો.

"નરગેશ" તેણે શરમાઇને કહયુ "આવી રીતે તુને

એકલી બેસાડી ખુરસીમા ઉંઘાઇ જવા માટે હુ શરમીંદો છેઉં મહેરબાની કરીને મને માફ કરજે"

"તમે બરાબરજ કીધુ થાક લાગવાથી ઉંઘ આવી અને તમે સુઇ ગયા એમા ખોટુ શુ છે?" તેણીએ કહયુ અને તુરત તેને તે સાદમાથી કાંઇ ઓછુ ઓછુ લાગ્યુ એક ચીજ જે હમણાની તેના સાદમા સભળાતી હતી, તેની ગેરહાજરી તેને તુરત માલમ પડી

ઘણીક જુવાન ઉતાવળી છોકરીઓ તેણીની જગ્યાએ હોત તો તુરત પોતાના ભરથાર આગળ જઇ આ આશા કોણ હતી તે જાણવા માગતે અને ખરો કે ખોટો ખુલાસો જાણી છેવટે માફ કરી પાછા દોસ્ત થઇ જતે. પણ તે કીસમની લેડી નરગેશ બાનુ હતી નહીં. તેણીએ વીચાર્યું કે પોતાના મનમા એક જણ વાસ્તે હેત રાખી બીજા જણ સાથે પરણી કેપટન સોહરાબે તેણીને ઘણોજ ગેરઇન્સાફ કર્યો હતો

પણ તે રાત્રે ફરી આવ્યા પછી તેણી પોતાનુ મન મારી શકી નહી અને પોતાના દીલમા રમી રહેલો અને હોઠો ઉપર ફડકી રહેલો તે સવાલ કરતી તેણી હીંમતથી તેની પાસે ગઇ

તે વખતે તે ઘણીજ ખુબસુરત લાગતી હતી પોતાના સીધા પાતલા તોરવતા આકાર અને મીઠા મગરૂર ચેહરા સાથે એક સુદર ગોળ ભરેલો ગોરો હાથ ખુરસીની પીઠ પાછળ રાખી, એક રાણીના તોર અને દમામથી ઉભેલી તે છોકરી

એ પળ આજી નાખવા જેટલીજ મનોહર લાગતી હતી અને તેને વાજબી મગરૂરી અને વખાણથી જોતો તેનો ભરથાર સામે બેઠો હતો તેણીએ પોતાનો ચેહરો ફેરવ્યો અને બીજુ ને ઠગારા ભરથારના મોહામણા ચેહરા અને મીઠી ચશમોના ઠેક ઉડાણમા જોયુ

"સોહરાબ, એ આલા કોણુ છે? જે તમે થોડા વખત ઉપર ખરા દીલથી ચાહી અને વખાણી હતી તે આલા કોણુ છે?" તેણીએ ઘણી શાતીથી પુછયુ.

તે સવાલ પાછો બોલવાની કશીજ જરૂર હતી નહી તેણીએ તેને એવો તો ઓચીંતો એકદમ એ સવાલ કર્યો કે જુઠુ બોલવુ કે જોડી કાઢવાનો જાણે તેને વખતજ મલ્યો નહી તેનાં ચેહરાનો બધો રગ તેને છોડી ગયો, અને તે મોત જેવો ફીકકો પડયો તેના આખો, તેની સાચી હીમતવાન પવીત્ર ભલી મહોરદારની ચળકતી ખુંશી ચસ્મો આગળ નમી પડી. અને તેના ચેહરા ઉપર "ગુનેહગાર" ખુલ્લા અક્ષરમાં પ્રગટી નીકળ્યુ

"આલા?" તેણે કહયુ "એ વળી શુ નવુ તુ મને પુછેછ? આલા કોણુ? હુ નહી જાણુતો! મને તો તારીજ દરકાર છે નરગેશ, બીજા કોઇની નહી"

તે તેણીની વધારે પાસે આવ્યો અને તેનો હાથો પોતાના હાથમાં લેવાની કોશેશ કરી પણ તેણી તુરત ખસી ગઇ, અને તુચ્છકારથી દુર થઇ ઉભી "જો મને સાચુ કહેવામા આવે તો હુ તમે તેવો ગુનાહ માફ કરી શકુછ" તેણીએ કહયુ "તમારે મને કાઇ કહેવુ છ, સોહરાબ?"

જો તે વખતે તેનામાં તે હીમત, અને મરદાનગી હતે, અને પોતાના ગુનાહની સાચે સાચી વાતો કહી દઇ માફ માગી લીધી હોત, તો નરગેશ એક એવી તરાંહની છોકરી હતી કે જરૂર તેને માફ કરતે, અને તેઓ ભવીષ્યમાં પુરતા સુખી રહી શક્યાં હોતે પણ તેની હીમત ચાલી નહી તેણે એક પછી એક જુઠુ બોલવાનું ચાલુજ રાખ્યુ જે તુરત સમજી જતા તેણીને ડબલ તીરસ્કાર તેને માટે ઉપજયો.

એકવાર કોઇ આલા નામની છોકરીને વરસો ઉપર તે મુંબઇમા મલ્યો હતો એ જુઠાણુ બોલતા તેને એકદમ અટકાવી નરગેશે મગરૂરીથી કહયુ—"બસ હવે વધારે એક બોલબી બોલવાની જરૂર નથી—એકદમ બસ કરો!"

"પણ હુ એમ પુછુ નરગીસ, કે કોણ તારી આગળ એ ચાડી ખાવા આવ્યુ?" તેણે એમ કરતા પોતાનો ભેદ તે ચગોર ચશ્મોવાલી મહોરદાર આગળ ખુલ્લો કરી દેતાં પુછ્યુ

તેણી જુઠાને ધીકારતી હતી, તેથી પોતે કદી જુઠુ બોલતી હતી નહીં એટલે તેણીએ તુરત કહયુ

"તમે ઉંઘમા આલાં માટે બોલ્યા હતા" તેણીએ કહયુ. "આલાં, તમારી વાહાલી ખોવાયલી આલાં."

"એમ?" તેણે ગુચવાઇને કહયુ "ત્યારે તો મારી ખાતરી છે કે હુ સ્વપ્નોજ જોતો હોવશ, કેમકે જેને માટે મારા દીલમા તે વખતે વીચાર હતો તેનુ નામ જો હુ બોલતે તો મારે નરગેશ કરીનેજ કહેવુ હતુ"

પણ તેણી તો ધીકકાર, તુચ્છકાર અને કમકમાટથી તેની

તરફથી ફરી ગઇ. અને પછી ઉતાવળે તે ઓરડો છોડી ગઇ

વાચનાર ! એ "સગવડના લગન" હતા—પ્યાર વગરના, માત્ર દુન્યાદારીના બનાવટી અકુદરતી લગન હતા ! એવા ઢીગડા ઢોગડના લગન કયારે સુખી થયા છે કે કેપટન સોહરાબ બહમનશાહના સાબમા થાય ?

## પ્રકરણ ૪૮ મુ

— ૦ —

### પાપી અંતકરણનો કાતીલ ડંખ.

ખરી વાત છે કે જયારે કેપટન સોહરાબ નીર્દોશ ખુબ સુરત, નરગેશ મહેતા સાથે પરણ્યો, ત્યારે તેને જરાબી તે ભલી છોકરી માટે હેત જેવી કોઇ લાગણી હતીજ નહી તેનુ મન અને દીલ તો આલાથીજ ભરાયલુ હતુ જયારે તેના લગનની તઇયારીઓ ધામધુમથી થઇ રહી હતી ત્યારે તેનુ દીલ તો એવુ ખોટુ મારી ગયુ હતુ કે, જો તેનુ ચાલને તો તે રૂડી તઇયારીઓબી એકદમ બંધ કરાવને તેણે જયા સુધી નાની નીર્દોશ આલાને સદા માટે ખોઇ નહી ત્યા સુધી તે જાણી શકયો નહી કે તે છોકરી તેને કેટલી વાહાલી થઇ પડી હતી, એવી એકબી રાત તેણે કાઢી હતી નહી, કે જયારે આલાનો મીઠો મધુરો મ્યુઝીક જેવો સાદ તેના કાનમા વાગ્યા વગર રહયા હોય ! તે સાદ, તે છલ્લો સમજેલો મીઠો મધુર છતા દુખથી દબાયલો સાદ-અરે, હવે સદાનો બંધ થઇ ગયો હતો !

"ઓ સોહરાબ, મને મારી નાખો, મને મરવા દેઓ તમારા વગર હું જીવી શકવાની નથી" આહ આજ તેણીના બોલો હતા જો તે પોતાની આખો બંધ કરતો તો તેજ ઘડીએ તેણીનો મીઠો અને બાળક જેવો નીર્દોશ સુંદર ચેહરો તેની આખો સામે આવી ઉભો રહેતો તેણીની આખો, જાણે સુંદર વાયેલેટ ફુલને દવમા બોળી દીધા હોય તેવી તેણીની મધુર આખો, અને રાતા પરવાળા જેવા લલચાવનારા હોઠો, કેમે કરતા તે પોતાના મનથી દુર કરી શકતો નહોતો

તેણે તેણી તરફથી કશુ સાભળ્યુ હતુ નહી જે દીવસથી તેઓ છુટા પડયા ત્યાર પછીથી જાણે તે ગુમજ થઇ ગઇ હતી જ્યારે તેના દોસ્ત કેપટન હોરમઝદીઆર વછ્છ દારે આવી તેને ખબર આપી હતી' કે ઇટનીના તે મોટા નામાંકીત પુરાણાં પેલેસમા જ્યા તેઓ રહયા હતા ત્યાંથી તે છોકરી બીજે દીવસે એકદમ ગુમ થઇ ગયલી માલમ પડી હતી, ત્યારે તેઓએ તેણીની ખુબ ખોળ કરી, પણ ફોકટ ! તે તો જાણે પાતાળમાજ ગેબ થઇ ગઇ હતી.

કેપટન સોહરાબ બમનશાહે થોડો વખત તો ઘણી આશા રાખી કે કઇ નહી તો તે પાછી ઉટી તેણે તેણીને આપી દીધેલા "રોઝ વીલા"મા પાછી ફરશે તેણી તે મકાનમા સુખથી રહે એ જોવા તેને ગમતુ હતુ—કે કોઇ દીવસથી ભવીષ્યમા એકવાર પાછો તે મહાતાબસમ મુખડો, જે તેને અજબ વાહાલો થઇ પડયો હતો તે ઉપર તે નજર નાખી શકે.

પણ નહી ! તેણે ખુબ છુપી તનાસ કરાવી અને ખબર

કાઢી, પણ ફોકટ ઉટીનો રોઝ વીલા જેમનો તેમ બંધ પડી રહયો હતો અને તેના સોલીસીટરે કહયુ તેમ પૈસા માગવાળી તેણી બીલકુલ હાજર થઇ હતી નહી

થોડા વખત પછી તેણે તેણીની શોધખોળ કરવાનુ માંડી વાળ્યુ તેણે ધાર્યું કે હમેશ માટે હવે તો તે છોકરી તેના માર્ગથી દુર થઇ ગઇ હતી પણ જ્યારે નરગેશ હમેશ કરતા વધારે તેની સાથે ટાઢી અને જુદાઇભરી રીતે ચાલતી, ત્યારે બજીદાઇથી તેના વીચારો પાછા અને પાછા નરમ ખવાસની હેતનતી આલા તરફ દોડતા રહેતા

વળી એક એવો બનાવ બન્યો કે જે જવાન મોહરાબ અને તેની સુદર મહેરદાર વચ્ચે દોસ્તી લાવી શકયો નહીં એક દીવસ બાઇ સાહેબ નરગેશબાનુ પોતાના ધણીની ચોપડીઓની પેટી ગોઠવતી બેઠી હતી, તેવામા એક નાનુ ટીસ્યુ પેપરનુ પેકેટ તેના હાથમાં આવી ગયુ જે ઉપર કેપટન મોહરાબના ખુલ્લા અક્ષરે "આલા" કરી લખ્યુ હતુ તેણીએ તે ખોલ્યુ તેણીએ તે ખોલ્યુ અને જોયુ, તો તેમા સોનેરી ડસબ જેવા સુવાળા વાળ જાણે તે એક નહાના બાળકના માથા ઉપરથી કાપ્યા હોય, તેવા સુદર વાળનુ ગુછ્છુ હતુ તે તેજ છોકરીના વાળ હતા કે જેનુ નામ તે પોતાની ઉંઘમા બોલ્યો હતો

તેણીએ તે ગુછ્છાને હાથ લગાડી જોયુ, અને વીચાર્યું કે શુ હેતથી હઝારોવાર એજ પ્રમાણે સોહરામે તે વાળોને હાથ લગાડયો નહી હશે ? બીજીજ પળે તેણીનો ચેહરો સફેદ

કપુર જેવો થઇ ગયો અને અદેખાઇ, જે તેનુ જીગર કોતરી ખાતી હતી, તે એકદમ પાછી ઉભરી નીકળી જો તેણી હતી તે કરતાં ઓછી મગરૂર હતે તો તે સુંદર વાળોનુ ગુચ્છુ એમને એમ બળતામા નાખી બાળી નાખતે—પણ તેણી તેવી હતી નહી, એટલે હાથમા તે વાળ લઇ તેણી પોતાના ભર થાર પાસે ગઇ

"આય મને તમારી ચોપડીઓ વચેથી મલ્યુ, સોહ-રાબ' તેણીએ કહ્યુ "અને તે મે ખોલ્યુ"

અને તેણીએ પોતાની ખુલ્લી નીર્દોશ આખો તેની ઉપર ફેરવી જોયુ ત્યારે તેનો ચેહરો ગુચવાડાથી લાલ અને સફેદ થઇ ગયો

"હુ ધારૂ છ કે એ બાલ, પેલી તમે ઉંઘમા યાદ કરેલી અને બોલાવેલી આલાનાંજ છે"

તેણીના શબ્દો તેને તીર માફક ખુચ્યા તેણે તેણીના હાથમાંથી તે સોનેરી વાળોનુ ગુચ્છુ લીધુ અને પાસે બળતી સગડીમા નાંખી દીધુ.

તેણી તુચ્છકારથી હસી

"વાહ, આય તો જાણે નાટક હોયના તેનુજ ડ્રમેટીક અને ટચીંગ લાગેછ" તેણીએ કહ્યુ "જે માણસો પોતાનો ગઇ ગુજરી માટે શકમદ હોય, સોહરાબ, તેવાઓએ કદી પોતાની બાઇરીને પોતાના કાગળ્યાઓ વચ્ચે કામ કરવા મોક લવી જોઇએ નહી"

"નરગેશ," તેણે ગુસ્સાથી બુમ પાડી "તુ બહુ સખ્ત છે તુ જવાનીની ભુલ માટે જરાબી નરમ થઇ શકતી નથી"

"જવાનીની ભુલો કાઇ એક માણસને એમ પાછલા વરસોમા સતાપતી રહેતી નથી, સોહરાબ તમે ગમે તે બોલો પણ હુ માનવાની નથી."

તેનામા તેણીનો બધો જીવજ ભરી મુકયો હતો તેણીને મનથી તે તેની આખી દુન્યાજ હતો અને તેથી તેના જરાક જેટલા બોલો, હરવુ, કે એક નજર વટીકથી તે એકદમ અદેખી થતી તે છતાં દીલની તે એક ભલી છોકરી હતી, માયાળુ અને ઉદાર હતી અને જો તે વખતેબી તેણે તેણીને મોઢુ ખોલી પોતાનો ભેદ જાહેર કરી દીધો હોત, તો નકકી તેણીએ તેને માફ કર્યું હોતે અને સઘળુ સમાધાન થઇ જતે

પણ તેને તો તેવો કોઇ ખ્યાલ આવી શકયોજ નહી એક ઓરતનાં નરમ દીલના ઉદારપણા વાસ્તે તેને ખબર હતીજ નહી. અને એક હેતથી ભરપુર જીગર સઘળુ માફ કરી શકે છે તે વાસ્તે તે અનજાણ હતો

એટલે તેથી થયુ એમ કે દીવસે દીવસે તેઓ વધારે અલગ અને વીખુટા પડવા માડયાં કેપટન સોહરાબને પોતાની બાઇરી અદેખી અને અવીચારી લાગતી હતી, અને નરગેસ-બાનુ માનતી કે કોઇ દીવસે તેણે તેણીની દરકાર કરી હતીજ નહી, અને કરી શકશેબી નહીજ

નાના કેકીનો જન્મ વટીક તેઓના છુટા પડેલાં દીલ એક કરી શકયો નહી. નરગેશબાનુ પોતાનાં અદેખા વીચારો કરતી બેગી રહેતી, તેણીની જીદગી એક નહી ખમાય તેવા સતાપ જેવી તેણીને લાગતી કેપટન સોહરાબ હવે પોતાના

નગની ઓછી દરકાર કરી દીવસનો મોટો ભાગ પોતાની કલ બમા કાઢના લાગ્યો.

એક દીવસ એકદમ ઓચીંતો તેઓનો મેળાપ સરદાર નોશીરવાન દીવેચા સાથે થઇ ગયો વાચનાર મહેરબાન એ ભલા જવાનને ભુલ્યા હશે નહીજ ! નાની આલાને તળાવમા પડી ગયલી બચાવનાર અને તેણીને સીધે મારગે, દોરી પોતાની એક મુબઇવાલી કઝીન હીલા દાદીશેઠને ત્યા તેણીને ઠર પાડ-નાર તેજ ભલો જવાન હતો પોતાના એક કાકાના મરણથી સરદાર અને લખપતી થએલો તે પોતાના મોટા મકાનમા અહીજ રહેતો હતો, એ આપણને ખબર છે પણ તે મોટે ભાગે મુસાફરીએ દેશદેશ ફરતો એક ખરેખરો મુસાફરજ હતો, અને જવલેજ અહી તો ઠરીને રહેતો હતો. એકવાર એક મોટા ઉચ ઠેકાણેના ગેધરીંગમા કેપટન અને મીસીસ બમનશાહ તે જવાન સરદારને મળી ગયા

વાત ઉપરથી વાત મુસાફરી અને ઇગ્લાંડ તેમજ કોન્ટી નટની નીકળી જે ઉપરથી બાનુ નરગેસે કહયુ, કે પાચેક વરસ ઉપર તેઓથી ઇટલી વેરોના વીગેરે ઠેકાણે ગયા હતા, અને તે સાભળતા જવાન સરદાર નોશીરવાને તુરત કહયુ—

"પાચેક વરસપર ! હુ ભી ત્યારે તો તે વખતે ત્યાજ હતો. આપણે એકજ શહરમા ત્યારે તો સાથેજ હોવા જોઇએ પણ એકએકને ખબર નહી વળી મને તો એક ચોકસ દીવ-સની તારીખબી ખાસ કરીને યાદ રહી ગઇ છે કેમકે તે દીવસે કાંઇ અજબ જેવુ બન્યુ હતુ, અને ખુદાની મહેરબા-નીથી હુ એક જીવ બચાવા ભાગ્યશાળી થયો હતો"

અને પછી બાનુ નરગેશને એ વાતમા ખુબ રસ લેતા જોઇ, તેણે તે આખી વાત વીસ્તારીને તેમને કહી તેણીએ ગભીરાઇથી સાભલ્યુ તેણી તો તે બહાદુર ભલા માણસ માટેજ વધારે ઉસ્કેરાઇ—તે તળાવમા પડી ગએલી છોકરી માટે તેટલી નહી !

"અને એ છોકરી જે તળાવમા પડી ગઇ, તે જગ્યા વેરોનાથી કેટલી દુર આવી છે વારૂ ?" સોહરાબે ધાડે સાદે ધીમેથી પુછ્યુ

"વેરોનાથી ત્રણથી ચાર માઇલ જેટલુ દુર હોશે" તેણે જવાબ દીધો અને ત્યારે કેપટન સાહેબે પોતાનો ચેહરો ફેરવી નાખ્યો કે રખે તે ઉપરનો ફીકાશ અને ગભરાટ તેઓની નજરે પડે

તે આલાજ હોવી જોઇએ એમ તેણે ખાત્રીથી માન્યુ આહ કેટલી નાની છતા કેટલી સાચ્ચી, કેટલી હેતવતી અને એકજ દીલની ! કે તેના વગર જીવી નહી શકવાના ખ્યાલે પોતાની જીદગીનો અત વટીક લાવવા તે દલેર છોકરી ડરી નહીં ! અને જ્યારે તેનુ વર્ણન કરતા સરદાર નોશીરવાનને તેણે સમજ્યો ત્યારે તેનુ અતકરણ એક હાથોડીની માફક વાગી રહયુ હતુ

"એ છોકરીનુ વરણુન આપવુ મને ઘણુ અઘરૂ લાગેછ એનામા કાઇ એટલુ નહી સમજ પડે તેવુ હતુ" સરદાર દીવેચાએ કહયુ અને પછી તેણે તેણીનુ વર્ણન આપ્યુ.

"આપણે કદીમી નહી જોયો હોય એવો મીઠો ચેહરે નમુન અને શોકાતુર મુખડો તેણી ધરાવતી હતી. તે મધુર

ચહેરો કે જે તેની ઉપરની ગમખવારીથી વધારે સુંદર અને એચાણકારક લાગતો હતો તેણીની વાયોલેટ આંખોમાં છેક ઘણા ઉંડાણથી એક ઘણી કરૂણામય કહાણી વાંચી લઇ શકાતી હતી અને તેણીના મમરૂર હોઠો તે જયારે હસવાની મી કોશેશ કરતી ત્યારેબી કાઇ ઘણી વીચીત્ર રીતે ધરૂજયા કરતા હતા. ટુકમા તે છોકરી જેટલી સુંદર હતી તેટલીજ શોકાતુર હતી અને તે જેટલી ગમગીન અને ગમખવાર હતી, તેટલીજ મનમોહક અને અંતકરણની ભલી હતી જયારે મેં તેણીને બચાવી ત્યારે જીવવા ખાતર તે એટલી દુખી થવા લાગી કે બોલ્યાની વાતજ નહી બસ તેણીને તો મરવાજ ગમતુ હતુ ત્યાર પછી તે ઘણી બીમાર થઇ બીચારીના બધા સોનેરી કસબ જેવા વાળોબી કાપી કાઢવા પડયા—પણ આખરેબી તેણીના નસીબમાજ જીવવાનુ તે તેમાથીબી સારોજ થઇ"

"અને તે એવી અજબ જાતની સુંદર પારસી છોકરીનુ નામ શુ હતુ ?" ઘણી ચટપટથી નરગેશે પુછયુ

એક પળની ત્યા શાંતી ફેલાઇ, જે દરમ્યાન કેપટન સોહરાબના કપાલ ઉપર મોટાં પસીનાના ટીપા ફુટી નીકળ્યા જો ફકત તેની બહેરી "આલા" બોલ સમજે તો થઇ ચુકયુ તેણીનો વહેમ પુરેપુરો ખરોજ પડે.

"એનુ નામ ?" ઘણી બેદરકારીથી સરદાર નોશીરવાને હવે જવાબ કર્યો "એનુ નામ તો હુ ધારૂ છુ કે આટ હતુ મીસ આટ"

"અને તમે તેણીનુ શુ કર્યું, સરદાર દીવેચા ?" પાછુ નરગેશે પુછી જોયુ.

"જ્યારે એ તદ્દન સારી થઇ ત્યારે હુ એને ઇડયા મારી સાથે લઇ આવ્યો અને મારી એક કઝીન પાસે મુબઇ લેડી કમ્પેનીઅન તરીકે રહેવા મોકલી આપી મારી પીતરાઇ તો હવે પાછી પરણી ગઇ છે, એટલે હવે મીસ ગ્રાટ કયા છે તે હુ બીલકુલ જાણુતો નથી"

"તે છોકરી તળાવમા પડી ગઇ તે માટે તમે શુ ધારોછ સરદાર દીવેચા? એણે એમ કાએ કીધુ હોશે વારૂ?"

"હુ ધારૂ છ કે તદ્દન એકલી અટુલી દુન્યામા હતી અને તેથી કાઇ દુખ પડવાથી એમ કીધુ હોશે શી વોઝ ધી મોસ્ટ ડેસોલેટ એન્ડ ફ્રેન્ડલેસ ગર્લ આઇ એવર કેમ અક્રોસ"

"પુઅર ચાઇલ્ડ, દુખી કમનસીબ છોકરી" બાનુ નરગેશ દયાથી પટપટી

જો એક માણસના દીલમા પાપ હોય છે તો તે ગમે તેવા હીમતવાન માણસને હીચકારૂ બનાવી શકે છે કેપટન મોહરાબનો હાલ તેવોજ હતો આગલા માટે વધુ પુછવા અને જાણવા તેનુ દીલ ટપુટપુ થતુ હતુ છતા તે ધાસ્તીથી એક દમ ચુપ બેઠો અને હવે એ વાત અહીંજ બધ પડી



## પ્રકરણ ૪૯ મું.

---

'અરે—તું એક ઓરત છે કે બરફનો ટુકડો!"

આલા માટે સરદાર નોશીરવાન દીવેચા તરફથી કેપટન મોહગએ જાણ્યું તે પહેલા તે કાંઇ એક સુખી માણસ હતો નહી. પણ હવે તે જાણ્યા પછી તો તે એકદમજ દુખી થઇ ગયો. એમ તો હતુંજ નહી કે તેણે જે કર્યું હતું, તે માટે તે દીલગીર થતો હતો તેના જેવા માણસો જવલેજ દીલગીર થઇ શકે છે પણ આલા,—સુંદર નાની આલા—સાથે તે જે ઘાતકી રીતે વરત્યો હતો, તેથી તે છોકરીને દુખી કરવા ખાતર તેનું અંતકરણ હવે તેને ડંખવા લાગ્યું તે યાદ કર્યા વગર રહી શકયોજ નહી કે આલા કેટલી માયાળુ અને હેત-વની હતી અને તે વારવાર તેણીનો સ્વભાવ પોતાની ઠંડી મગરૂર સખ્ત સ્વભાવની બઇરી સાથે સરખાવ્યા વગર રહી શકતો નહી તેને અલમત ખબર હતી નહી, કે તેજ, ઉપરથી ઠંડી દેખાતી તેની બઇરી અંદરખાનેથી કેટલી ભલી હતી. તેને માટે તેણીને કેવું સાચું, જુસ્સાદાર હેત હતું તે તે જાણતો હતો નહીં—અને તેથી તે તો એમજ માનતો કે કાંઇબી જોતની લાગણી તે છોકરીને કદી થઇ શકેજ નહી તે તેણીને અદેખી ધારતો અને માનતો કે કોઇ દીવસબી તે તેની પાસે આવી, મીઠી હેતવતી અદાથી એમ કહી શકે નહી કે "તમે મારી દરકાર કરો, મારે માટેજ દરકાર રાખો, નહી તો તમારા વગર જીવવું મને રદ છે" જેમ સુંદર આલાએ હજારો વાર તેને કહયું હતું

નરગેશ જે પોતાના હકનુ ધારતી હતી, તે માટે ખાલી પછાડા મારી મેળવવાની તે મગરૂર સુદરી કદીએ દરકાર કરતી નહી જો તે ચાહાતે તો, આલાના ગમે એવા વીચારો છતા, કેપ્ટન સોહરાબને એક સપાટામા પોતાની તરફ જીતી તેને ખરો હેતવનો અને તેણી માટે દરકાર કરતો બનાવી શકતે તેમ હતુ પણ તેણીએ તેની કશી દરકાર કરીજ નહી તેની ફરજ હતી, અને તેમા તે પછાત પડતો હતો એટલે તેણી વચે પડીજ નહી

નરગેશ અલબત જાણુતી હતી કે તે કાઇ એક ફરેસ્તા સાથે પરણી હતી નહી તેણીના ભરથારે વણીકવાર વણી છોકરીઓ સાથે પોતે કાઢેલા ખેલા ચેડાની વાતો તેણી આગળ રમુજ તરીકે કહી હતી. પણ તેમા તે કદી આ આલાનુ નામ બોલ્યો હતો નહી અને તેથી તો નરગેશને વધારેજ શક ગયો તે કાય કોઇ દીવસ તે આલા નામની છોકરી માટે બોલ્યો હતો નહી? શુ ખરેખર તે ખેલા ચેડા નહી પણ કાઇ ગભીર લાગણીજ તેને તે છોકરી માટે હશે? તે કેવી હોશે? એવા એવા વીચારો તેનુ મગજ ખાઇ જતા હતા પણ એ વાત માટે તો કેપ્ટન સોહરાબના હોઠો સદા નીનાયનાજ હતા અને નરગેશ બોલતી તો નહી, પણ અદરથી તેણી ત્યાર પછી, તેને માટે એટલો ખરાબ, હલકો વીચાર બાંધી બેઠી કે બોલ્યાની વાતજ નહીં

તેઓ બીજા વણાક ફેશનેબલ જોડાઓ જેની જીદગીએ જીવતા હતા તેઓ બાહેર હમેશ સાથે જતા, હસ્તા, બોલતા, અને લોકોને દેખાડના તરેહવાર ફાંફા મારતા—પણ ઘરમા

આવ્યા પછી દરેક ખાણાના ટાઇમ સિવાય તેઓ એકએકનુ મોઢુ બી જોતા નહી બાનુ નરગેશ પોતાના અદેખા વીચારોથી પોતાનુ હેતવતુ મગરૂર પણ બાહેરથી ઠંડુ દેખાતુ જીગર કોતરી નાખતી હતી તેણીનુ જોર આખરે ખતમ થયુ, તેણીનો ચેહરો ફીકો પડયો, આખો આસપાસ ચકરડા ફરી વળ્યા અને એકવારની તે સુંદર ચળકતી આખો પોતાની ખુબસુરતી ખોઇ દઇ ઝાખી અને સુસ્ત દેખાવા લાગી તે જાણે હાથે કરી મરવાજ માગતી હોય તેમ લાગ્યુ અને એકવાર તેના દેખાવથી ડરી જઇ તેના માતા મીસીસ મહેના એ, એ બાબદ ઉપર કેપટન સોહરાબનુ ધ્યાન ખેચ્યુ, ત્યારે તેનો ભરથાર તે જોઇ તેણીને શુ દુખ હશે તે માટે વીચાર કરવા લાગ્યો

બાનુ નરગેશ હદ બાહેર બ્યુટીફુલ તો કોઇ દીવસ હતીજ નહી પણ તેણી દમામદાર, અને ઘણી મનોહર, અને મીઠા દેખાવની લાગતી હતી તેણીના દુખના સબબે તો હવે તે દેખાવથી તેણીએ ખોઇ દીધો તે તમામ બદલાઇજ ગઇ ઉપરથી સુખી દેખાવાના ફાફા જે રીતે તે મારી રહી હતી, તે તેનો ધણી બરાબર જોતો અને જાણતો હતો તેણી કલાકો સુધી ફીકકી, ઠંડી અને મુગી પોતાના અદેખા વીચારોથી બેસી રહેતી—અને જો તેવામા કોઇ આવતુ તો તે ચમકી ઉઠી પોતાની અસલ અડધી, માયાળુ, અડધી મગરૂર, રીત-ભાતે વાતો કરવાના કોશેશ કરતી પણ પાછી એકલી પડતા તુરતજ પોતાના ખ્યાલોમા ઉતરી જઇ મબાર બની જતી જે જોઇ ઘણીકવાર તો કેપટન સોહરાબ દુખીઓ થતો

એક રાત્રે તે રોજ કરતા જરા વહેલો ઘર આવ્યો. તે કકડતી ઠંડીનો એક દીવસ હતો. ડરોઇંગ રૂમમા સગડી સળગાવી તે પાસે પોતાના હાથો સેકતી નરગેશ બેઠી હતી. તેણીએ પોતાની સુંદર કીમતી સાડી અને જરઝવેરાત ઉપરાત એક મોટો જાડો કોટ ઉપરથી પેહરી લીધો હતો. છતા જાણે સરદીથી હોય તેમ વારવાર તે ધ્રૂજતી નજરે આવતી હતી. અફસોસ ! એક આવા માણસ ખાતર તેણીએ હવે સદા માટે પોતાની એકવારની મજબુત તંદરોસ્ત તબીયત બગાડી નાખી હતી, પોતાની સુંદર ખુબસુરતી કચડી નાખી હતી.

તેણીનો દુખી ચેહરો અને ગમગીન અદા જોઇ તેને ત્રણી દયા આવી. તે ઘણી એકાંત, એકલી, અને દીલગીર દેખાતી હતી. તે ધીમેથી પછાડીથી આવ્યો, અને માયાથી એક હાથ તેના ખભા ઉપર મુકી બીજે હાથે તેણીનો ચેહરો પોતાની તરફ ફેરવ્યો, અને તે એકવારના દીનજીત કાળી આખોમા કાંઇક હેતથી જોયુ પણ તેણે દુખથી જોયુ કે વધુવાર તેણીને તેની દરકાર હતી નહી, તેનો હાથ લાગતાંજ તે કમકમીને દુર હઠી ગઇ તે તેણે જોયુ.

"ફરીથી એમ કરતા ના મોહરાબ" તેણીએ ઉતાવળે કહયુ અને તેણે જોયુ કે તેણીના પાતળા હાથોના આગળા એકએકમાં જોરથી ભેરવાયલા હતાં.

"શુ ? તુ એમ કહેવા માગેછ કે મારી પોતાની બાઇરી સાથે હેત કરવાનો મને હક નથી ?" તેણે અજાયબીથી પોકાર્યુ "ખચીત તુ એમ કહેવા તો નહીંજ માગતી હોય, નરગેશ."

"નહી, મે એમ ધાર્યુ કે કદાચ તમે ભુલ કરી હોય

ને મને બીજી સમજી એટલા હેતવતા થઇ શકયા હોવ" તેણીએ ઘણા કડવાસથી કહયુ

સોહરાબે જવાબ દીધો નહી પણ તેણીની પાસેજ આવી બેઠો

"નરગેશ," તેણે કહયુ "આપણે સુખી નથી એક ધણી ધણીઆણીએ રહેવુ જોઇએ તેમ આપણે રહેતા નથી"

"હુ તે જાણુ છ" તેણીએ ટુકમા જવાબ કર્યો "તમારા કરતા કદાચ ને વધારે સારી રીતે હુ સમજી શકતી હોવશ"

"ત્યારે એમ શા માટે કરવુ જોઇએ?' તેણે નરમીથી પુછયુ "મને આવી જાતની જીદગી પસદ નથી, નરગેશ અને તેથી તુ કહેશે તેમ કરવા હુ તઇયાર છેઉ"

"એ માટે વાત કરવુ નકામુ છે." તેણીએ બેદરકારીથી જવાબ કર્યો "હવે તે નકામુ છે ચાલો હવે લેટ થયુ છ— અને હુ થાકી ગેઇછ ગુડનાઇટ સોહરાબ."

અને તેણી ત્યાથી ઉઠના ગઇ, પણ સોહરાબેજ તેણીને એમ જવા દીધી નહીં, બળજબરથી તેણે તેણીને પાછી બેસાડી દીધી

"નહી, તુ મને એમ આજે છોડી જઇ શકશે નહી." તેણે દ્રઢતાથી કહયુ "હવે કહે મને નરગશ કે તુ શાથી એટલી દુખી અને બીમાર દેખાય છે?"

એકુજ પળ તેના આગળ દોડી આવી ખરો ખુલાસો

કહી દેવાનુ તેણીને મન થયુ એકજ પળ સઘળુ જાણી લઈ માફ કરી માફી મેળવી પાછુ સુખી થવાનુ મન તેણીને થયુ

"ઓ સોહરાબ, તમે બીજા માટે દરકાર કરોછો તેથી મારૂ દીલ તુટી જાયછે તમે મારી દરકાર કરો, અને મને સુખી કરો" એ શબ્દો બોલવાનુ તેણીને ઘણુ મન થયુ

તેણીના હાથો અડધા તેની તરફ લબાયા અને તે હોઠો કાઈક શબ્દોમા ફડફડયા પણ બીજીજ પળે સેતાન્યત મગરૂરી તેની આડે આવી ઉભી—અને તે મીઠા ગરમ જુસ્સા વાળા વીચારો નસાડી દીધા, તેણીએ તે ખ્યાલો તુરતજ કચડી નાખ્યા, અને એક તુચ્છકારનુ હસવુ હસી

"મારે તમોને કશુબી કહેવાનુ નથી" તેણીએ કડાઈથી કહયુ "ઘણીકવાર કોઈબી કારણ વગર બીમારી આવેછે હુ જાણુછુ કે હુ દુખી અને બીમાર છેઉ, પણ તેથી મારા સીવાય કોઈનેબી તેની કનવાર કરવાની શુ જરૂર છે?"

"તુ કેટલી ઠડી ને સખત છે," તેણીના ધણીએ એક દમ કહયુ "એક બરફના પહાડને કોણ ચાહી શકે, મને કહે નરગેશ? જાણે એક આઈસીકલ!"

'કોઈબી નહી વળી" તેણીએ ધીમેથી જવાબ કર્યો "અને તેજ કારણસર તો મને કોઈએ કદી ચાહીજ નથી"

"પણ તુ જયારે ચાહેછ ત્યારે કેટલી જુદી થઈ શકેછ" સોહરાબે નરમીથી કહયુ "મને આપણા પરણ્યા પછીના પહેલા થોડા મહીના બરાબર યાદ છે ત્યારે તુ કેટલી હેત વ ની ને મીઠી હતી! અને હવે એમ કેમ?

તેણીએ પોતાના હાથો લાંબા કર્યા અને જાણે તે યાદ મારી હટાવતી હોય તેમ અફાળ્યા

"એ નીશે વાત કરો ના," તેણીએ કડવાસથી કહ્યુ "મને તે સાંભળવા ગમતુ નથી"

'વારૂ, પણ તુ મને કહેશે નરગેશ,'' તેણે કાલાવાલાથી કહ્યુ "કે "આપણા વચ્ચે એવુ તે શુ બન્યુ છે કે તુ ને એટલી બધી બદલી નાખીછે જ્યારે હુ તારી સાથે પરણ્યો, તારો ખાવીંદ બન્યો, ત્યારે મે સોગદ લીધા હતા કે તુને સુખી કરવી, તો મને કહેશે કે કઇ રીતે તેમા હુ પછાત પડયો છુ ?"

તેણીએ તરતજ જવાબ દીધો નહીં પણ જ્યારે જવાબ દીધો ત્યારે દુન્યાભરના ધીકકારથી તેની તરફ જોયુ

"જ્યારે તમારૂ જીગર, તમારૂ અતકરણ તમોને તે કહેતુ નથી, તો મારા હોઠો કદી બોલી સકશે નહીજ"

કેપટન સોહરાબે બેદરકારીથી હવે પોતાના ખભા હલાવ્યાં

"એમ તો એમ ! શુ બરફના પહાડો કદી પીગળતાજ નહી હશે ? પણ હવે એ વાત જવા દે તારા મમાની પોતાની મરજીથી આજે હુ તારી તબીયત માટે વાત કરવા માંગુ છ તે તો સમજશે કેની ?"

તેણીના ચેહરા ઉપરનો રતાશ અને આખોમાંનો ગુસ્સો હવે નાબુદ થઇ ગયો પોતાનો કોટ બરાબર વધારે લપેટી તેણી મુગી ચુપકીદીમાં તેને સાંભળતી બેઠી

"એમ ના ધારતી કે હુ પોતે તનદરોસ્તને જોરાવર છેઉ તેથી તારી નબળી નાજુક તબીયત જોઇ શકતો નથી" તેણે માયાથી કહયુ "તુ મને કહેશે કે તુને શુ છે વહાલી નરગેશ ?"

"હુ નહી જાણુતી" તેણીએ કહયુ "અને ખરેખર સોરાબ—એ માટે હુ તદન બેદરકાર છેઉં"

"કબુલ કીધુ કે મારે ખાતર તારી જીદગી તુને કામની નહી હોશે, તે છતા તારે તારા નાના નાના ભુલકા અને ઘરડાં માતાનો વીચાર કરવો જોઇયે"

"પણ હુ નહી ધારતી કે હુ મરી જવાની હોઉં ?" તેણીએ બેદરકારીથી જવાબ કરતા કહયુ

"નહી, તારી તબીયત મુદલ સારી નથી" તેણે જીદ કરી કહયુ "બધા લોકો તારામા પડી ગએલા ફરક માટે બોલેછ"

"આહ હવે તમારી કાળજીનુ કારણ હુ સમજી" તેણીએ ઘણા કડવાસથી હસ્તા, ખોટી રીતે ઉશકેરાઇ જઇ કહયુ "લોકો મારી નાદુરસ્ત તબીયત અને ફેરનાયલા દેખાવ માટે બોલેછ—એટલે લોકોને દેખાડવા ખાતર અલબત તમે, એક હેતવતા કાળજીભર્યા ધણીનો પારટ પ્લે કરશોજ ઘણુ મજાહનુ, પણ ફીકર નહી સોહરાબ—તેમા હુ પોતે તમોને મદદ કરવા હુ તમોને કેહુ મને શુ છે તે ? મારૂ જોર જતુ રહેતુ હોય એમ મને લાગેછ મારી છાતીમા રોજ મને દુખાવો થાવછ, અને કાઇ એટનુ બેચેન ગમગીન, અને બીમાર જેવુ લાગેછ કે કશામા હુ મન રોકી શકતી નથી

એકના એક વીચારોથી મારી છાની તુટી જાયછ અને માથુ કરી આવેછ"

"તુ ખરેખર સખ્ત છે નરગેશ" તેણે ઠપકાથી કહયુ "તુ એમ બોલીજ કેમ શકેછ કે લોકને દેખાડવા ખાતર હુ કાળજીવત થાઉંછ! લોકને ખાતર નહી, પણ તારે પોતાને ખાતર હુ તારી કાળજી કરૂ છ, નરગેશ"

તેણીએ કશો જવાબ વાળ્યો નહી

"તેથી મારી મરજી છે કે કાલે ડાકટરે આવી તુને તપાસવી અને તે જે કહેશે તે પ્રમાણે ત્રીટમેન્ટ આપણે કરીશુ" સોહરાબે કહયુ

"વેરી વેલ," માનુ નરગેશે બેદરકારીથી જવાબ આપ્યો "તમારી મરજીજ છે તો હુ ડૉકટરને જોવશ પણ મારી તો પુરેપુરી ખાતરી છે ને તેથી મને તો જરાકબી ફાયદો થવાનો નથી"

એટલુ બોલી નરગેશ ઉભી થઇ—અને બાહેરથી ટ ડીને મગરૂર દેખાતી ચાલી ગઇ તેણી પોતાના રૂમમાં પહોચી ત્યારે એક સોફા ઉપર પછડાઇ એક દરીઆવ રડી. "ઓ ખુદા! જો ફકત એ મારા માટે દરકાર કરી શકે ફકત હુ એને ગમી શકતી હોઉ!" એ તેણીનો કકલાટ અને વિલાપ હતો

મહા કલ્પાંત વચ્ચે આ મુજબ બબડતા કેપટન સોહ-રાબે જો તેણીને સાભળી હોત તો તેને બેદરકાર ટડી, સખ્ત, અને લાગણી વગરની કહેવા પહેલા તે સો વાર વીચાર કરતે



## પ્રકરણ ૫૦ મું.

—— o ——

### "આં વોઇચીઝ !"

હવે આપણે પેલી તરફ પાછી આપણી આલાની થોડીક ખબર લઇએ "તોફાન પછી શાંતી" એ કહેવત મુજબ હાલ આના લગાર શાંત રીતે રહેલી હતી ભલા ડૉ૦ ફીરોઝ દાવરના બાગમાં તેણીએ કેટલુ ખમ્યુ તે તેણી સીવાય બીજુ કોઇ જાણી શકયુ નહી જાણે એ માટે તેના દીલમાં એક જાતનુ તોફાનજ થઇ રહયુ હતુ તે તોફાન—લાગણી, શરમ અને દુખનુ હતુ જે અને તેણી જીતી શકી હતી

એમ છતા તે તેણી ઉપર વારવાર ચીઠીઓ લખતો, ફુલ ફ્રુટ ચોપડીઓ અને મ્યુઝીક વીગેરે તે તેણી ઉપર મોકલતો અને તેણીને જાણવા દેતો કે તેની યાદમાંથી તે ભુલાઇ ગઇ હતી નહી ફકત તે જાતે આવી તેણીને મળી શકવાને હજી હાલ તુરત હીંમત કરી શકયો નહીં

આટલો વખત આલા ભલા પીલુમાય જોડે રહેવા ઘણી રાજી હતી પણ હવે તેણીને લાગ્યુ કે તે ત્યા સુખી થઇ શકશે નહી તેણી જ્યાં જતી ત્યા ભલા ડૉ૦ દાવરનો વીચાર તેને સતાપતોજ રહેતો એક સુખી સતોશી જીવને પોતે વચ્ચે આવી આવી રીતે દુખી કરવા માટે તેણી ઘણી પસ્તાતી હતી બસ હવે મદરાસ છોડી કેથે દુર દરાઝ ચાલી જવુ એવો વારવાર તેને વીચાર આવતો

એક સવારે ડૉ૦ દાવર સાથની વાતચીતને લગભગ નવુ

મહીના વીતી ગયા બાદ તે પાછો આવ્યો. તેની લાગણી અને તેનાં દુઃખ સાથની તેની લડત ગમે એવી મહાભારત હશે— છતાં ઉપરથી તો ડૉ. દાવર હમેશ જેવોજ શાંત અને ઠરેલ, માયાળુ હસતો, અને ઉમરાવી તોરનો દેખાતો હતો. તેણે આલાના હાથો માયાથી પોતાના હાથમા લીધા અને હેતથી તેણીને મળ્યો.

'જાણે હુ ઘણે વરસે પાછો ઘેર ફર્યો હોઉની તેમ અહીં આવ્યાથી મને લાગેછ" તેણે કહયુ.

તેની મુલાકાત જાણે પોતાની સાથે ઝળકાટ અને આનદ લાવી હોય, તેમ બધાના ચેહરા ખુશ દેખાયા. તેણે પોતાની હમેશની મમતાભરી સાદી સીધી ગભીર રીતભાતે વાતો કરવા માડી અને જાતજાતની ખબરો તેમને આપી.

"હુ ચાર દહાડા મુબઈ જઈ આવ્યો, માયજી" તેણે કહયુ. "અને ત્યાની લેટેસ્ટ ન્યુસ હાલ એ છે કે મીસીસ બોમ ઇરાનીની ખુબસુરતીની કોઇ બરાબરી કરી શકતુ નથી. તેમજ કલકત્તાના લખપતી જવાન શેઠયા, કોઇ સરદાર નોશીરવાન દીવેચા કરીને છે તેની ભલાઇની વાતો બધેબધ પ્રસરી રહે છે, લોક કહેછ કે એ શેઠયો ભલાને ખાતરજ જીવેછ અને પોતાના પઇસાથી બનેછ એટલુ પારકાનુ ભલુ કરેછ."

આલાએ તે બન્ને જણાને તુરતજ ઓળખ્યા. આહ! ખચ્ચીત સરદાર નોશીરવાનની ભલાઇનો તેણીને પોતાને પુરતો અનુભવ હતો. તેમજ વળી મીસીસ બોમ ઇરાની (એકવારની હીલ્ડા દાદીશેઠ)ને તેણી કયા નહી પીછાણુતી હતી? એ રીતે

ખુશ સ્વભાવે ડૉ૦ દાવરને વાત કરતા જોઇ તેણીએ છુટ-કારાનો દમ ખેચ્યો

"થેંક હેવન" તેણી બબડી "માહરે લીધે આવા એક ભલા માણસની જીંદગી બરબાદ થઇ નથી—એ શુકર કરવા જોગ છે"

તેજ ઘડીએ ડૉ૦ દાવરે તેણી તરફ જોયુ અને તેણીની મોટી વાયોલેટ ચશ્મો પોતાની ઉપર ગભીરાઇથી ટીકાયલી જોઇ તે હસ્યો પણ તેણે જોયુ કે તે તમામ લેવાયલી લુટા-યલી અને ફીકકી કાહેલી જેની નજરે આવતી હતી જ્યા સુધી પીલામાય ત્યાં હતાં ત્યા સુધી તો તે કાઇ બોલ્યો નહી પણ જેવાં તે ભલા બાનુ તેમને એકલાં છોડી ચાલી ગયાં એટલે તે તુરત તેની તરફ ફર્યો

'આલા," તેણે એકદમ કહ્યુ "તુ અહી જરાબી સુખી દેખાતી નથી તુને થોડો વખત અહીંથી કેથે ચાલી જવા ગમશે?"

"તમે બરાબર માહારૂ મન વાંચ્યુ છ" તેણીએ ફીકકુ હસીને કહ્યુ "ડૉકટર, મને તો સખત કામ જોઇએ કે માહારૂ મન રોકાયલુ રહે, મને ખરેખર અહીંથી થોડો વખત ચાલી જવા ગમશે જો કે પીલુમાય તો માહારી સાથે હદથી જયાદા માયાળુ છે"

"ઠીક છે, તો આપણે તેમજ કરશુ, આલા." તેણે સમજાવ્યુ "પણ તુ જાણે કે તુ પાછી હૉસ્પીટલમા નર્સ તરીકે જાય તે ચાલવાનુ નથી એ કામ માટે તો મે તુને કહ્યુ

તેમ તુ તદ્દન અસક્ત છે તુ તે કામને લાયકજ નથી-પણ હુ વીચાર કરશ હવેથી આવશ ત્યારે જરૂર કાંઇ તાહારા લાભનુ જ કહેવશ "

તેણીએ તેનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને પછી તેઓ છુટા પડયા

બીજે અઠવાડયે તે પાછો આલાને મળવા આવ્યો અને ત્યારે તે પોતાનો બોલ પાળી તેણી માટે બદોબસ્ત કરતોજ આવ્યો હતો

"મે જે બદોબસ્ત તાહારે માટે કર્યો છે આલાં તે માટે માહારી ખાત્રી છે કે તુ ખુશી થશેજ મને ખબર પડીછ કે માહારા એક ઘરડા ઓળખીતા ગ્રહસ્થ વીનાત જાયછ તેમની એક જવાન બેટી છે, બેએક વરસ ઉપર તે અહીં માહારી ત્રીટમેન્ટ હેઠળ મદરાસ આવી'તી એટલે એ બાપ દીકરીને હુ ઘણી સારી રીતે ઓળખુ છ હવે એ વાત એમ છે, કે તે છોકરી મીસ નાજા દુબાશની તબીયતજ હજી સુધી સુધરતી નથી. તેણી એક "ઇનવેલીડ" છે, જો કે છે તો ઘણી જવાન, ભાગ્યે વીશેક વરસની હશે તેથી ડોકટરે તેણીને ચેન્જ ફરમાવ્યો છે, લાબી દરીઆની મુસાફરીથી તેણીને ફાયદો થશે એમ ડો૦ ધારેછ, જે વીશે માહારીપર છએક દહાડા થયાજ તેના પીતા પેસ્તનજી દુબાસનુ કાગળ આવેલું છે તેમા એવણ મને લખેછ કે તમારા ઓળખીતા બાનુ હોય યા એવા સારા કોઇ નર્સ હોય તો મારી દીકરી સાથે મને વીલાયત લઇ જવા મોકલી આપો એ છોકરીના ફુઇ તો સાથે છેજ, પણ એને તો એને લાયકની સરખી ઉમરની

કોઇ છોકરી હોય તો જરા સોવાય ને મજાહતુ લાગે તેથી આલાં, મે તુરતજ તારી ભલામણ લખી મોકલી છે અને તેવણુનો આજે મને પાછો તાર મલ્યોછ કે આવતે શનીવા-રની સ્ટીમરમાં તેઓ નીકળશે માટે તાહરે તુરત મુબઇ આવી તેમને મળવુ" ડો૦ દાવરે કહ્યુ "તુને ગમશે આલા ' તાહારી તબીયતમાંબી સુધારો થશે, ને વળી તુનેમી કપની મળશે તુ જશે કે? હજીબી નહી ગમે તો મને ના કમેજે જરામી ઓસકાતી ના"

"નહી નહી મને ઘણુ ગમશે, ભલા ડો૦ દાવર" તેણીએ હેશાનથી કહ્યુ "હુ જવશ"

અને એ મુજબ નકકી થયુ સઘળી તઇયારીઓ થવા માંડી, અને ત્યારેજ આલા જોવા લાગી કે ડો૦ દાવર કેટલો નેક હતો તે જો તેનો ઉપકાર માનતી તો તેમ કરતા તુરત ને તેણીને અટકાવી દેતો અને તેણી માટે કશુજ કરવામાં બાકી છોડતો નહી

* * *

તે વીસમી એપ્રીલનો દહાડો હતો, કે જયારે "એમ્પ્રેસ ઓફ ઞ્રાટીની," મુબઇથી હજ કરતી વીલાયત તરફ જનાર હતી. તે એક જાણીતી ફર્મની બનાવેલી ઘણી ઉમદા સ્ટીમર હતી.

અને આ ખુશનુમા, શાત બપોરે તે સ્ટીમર પોતાના ઉતારૂઓને લઇ જવા તઇયાર થઇ ઉભી હતી ત્યાં સઘળુ શાંત હતુ, હવા એકદમ બધ હતી. ફકત જે ગડમડ સભ-

ળાતી હતી, તે ઉતારૂઓની હતી તે સિવાય ખુદરત તો તદન શાંત અને રળીઆમણી હતી

ત્યા બીજા ઉતારૂઓ ભેગી, રેલીંગને અઢેલીને ઉભેલી ડાર્ક બ્રાઉન સાડીમાં સજ થએલી એક પારસીની છોકરી ઉભી હતી તેણીની સુદર વાયોલેટ–બ્લુ આંખો જરાબી આસપાસ ફરતી જણાતી હતી નહીં. તે સુદર પણ લગાર ઘેરાયલી આખો તો તેની પાસે ઉભેલા એક ઉચા ખુબસુરત માયાળુ દેખાવના જવાન ઉપરજ ઠરી રહી હતી તે આલા હતી, અને તેની પાસે તેણીને છેલ્લીજવાર અત્યત હેતથી જોઇ રહેલો ઉભેલો જવાન કોઇજ નહી પણ ભલો ડો૦ ફીરોઝ દાવર હતો

તેણી કલકતાથી ભલા પીલુમાઇને મળી ઘણાં ભારી દીલે અહીં મુબઇ આવી હતી અહીંજ તેણીને પેલા દુમાશ્વ-વાળાઓને મળવાનુ અને પછી સાથે જવાનુ હતુ એમ છતા ભલા ડો૦ દાવરે તો તેણીને એકલી જવા દીધીજ નહી તે પોતે તેણીને મુબઇ સુધી મુકવા અને છેલ્લી સલામ કરવા સાથે આવ્યો હતો

"તુ ધારેછ કે તુને દરેક જોઇતી ચીજ મળીછ, આલા?" તેણે માયાથી પાછુ અને પાછુ પુછ્યુ.

"હુ નહી ધારતી કે એકબી ચીજ કે માહારી એકબી મરજી બાકી રહી ગઇ હોય સીવાય, કે જો તમે અને ભલા પીલુમાય માહારી સાથે આવતાં હતે નો મારી ખુશીનો પાર નહી રહેતે."

"આપણે પાછા જલદીજ મળશુ આલા" ડોકટર દાવરે દીલગીર સાદે કહયુ "એકાદ વરસમાં તો તમે લોક જરૂર પાછા આવશો ત્યારે વળી આપણે મળીશુ "

"ફીરોઝ, ફકત એકજ વાત મને દુખી કરેછ અને તે મે કહયુ તેમ તમોને અને પીનુમાયને છોડવાનુ છે ત મો બને જણા મ્હારી સાથે કેટલાં માયાથી ચાલ્યાં છેઓ! ઓ કેટલા ભલા. કેટલા ઉદાર! મને લાગેછ કે હુ કદી તમારો ઉપકાર માની શકવાની નથી'

તેણીની આખો એ બોલતા ઘણી નરમાશથી અને હેશા નથી તેની ઉપર ઠરી રહી—અને તે ભલા જવાનનુ ઉદાર દીલ એકદમ તેણી તરફ ખેચાઇ ગયુ આહ! ગરીબ આલાંની ગઇ ગુજરી જો વચ્ચે નડવા નહી આવી હતે તો હાલ તેઓ કેવાં સુખી થઇ શકયા હોત

જો કે આલાને દુબાશના પેસ્તનજી તેમના બહેન મહેરબાઇ અને બીમાર બેટી નાજા સાથે મુસાફરી કરવાની હતી. છતાં દરેક છુટો બદોબસ્ત પહેલેથી ડા૦ દાવરેતેણી માટે કર્યો હતો ફસ્ટ કલાસનુ એક સર્વથી સરસ અને મોટુ કેબીન મળી શકયુ, તે તેણી માટે તેણે રીઝર્વડ કરાવ્યુ હતુ તેણીનુ ઓઢવા બીછાવાનુ, ચોપડીઓ ચોપાન્યા અને મુસાફરી દરમ્યાન જોઇતી દરેકેદરેક નાનીથી મોટી ચીજનો તે ભલા ડાકટરે તેણી માટે બદોબસ્ત કર્યો હતો

તેણીએ તેનો ઉપકાર કેમ માનવો તે સુજયુ નહી. તે કેટ્યો ભલો, કેટલો ઉદાર અને કેટલો હેતત તો હતો

તેવામા સ્ટીમરનો ટાઇમ થયો, અને છુટાં પડવાનો વખત લગોલગ માથે આવી લાગ્યો, એટલે આલાંએ હેરા-નથી ઉભાતાં દીલે અને આંસુભરી આખોએ પોતાના બંને હાથો ડા૦ દાવરના હાથમા મુકયા

"પ્રીરોઝ, ભાઇ," તેણી ધીમે લાગણીથી ભરપુર સાદે બોલી. "હુ ઇચ્છુ છ કે મારા દીલમા ઉભાઇ જતા ઉપકાર ના ઉભરા તમો વાંચી લઇ શકતા હોતે હુ ઉપકાર માનવા જાઉ છ, પણ મને ઘટતા શબ્દોજ જાણે તે માટે મળતા નથી ખુદા તમોને પોતાના લાખો અને કરોડો આશીષ આપી સુખી રાખે મારા જેવી એક લાચાર ગરીબ છોકરી સાથ ભલાઇ કરવા માટે, ખુદા તમારૂ ભલુ કરે"

"ઉપકારની વાત ના કર આલાં" તે ભલા જવાને હેતથી આ છેલ્લીજ વાર તે મીઠા મનોહર મુખડા ભણી જોતાં કહયુ "તુને જરા રતીબી મદદ થવુ એ મારે મનથી મોટામા મોટુ સુખ હતુ ખુદા તુને સુખી રાખે અને આપણે વહેલા મલ્યે, આલાં"

હવે બીજા, સ્ટીમર ઉપર નહી આવનારાં માણુસોને ચાલી જવાનો ઘટ થયો, અને તેથી ઉતાવળે આલા પાછી તેની તરફ ફરી

"સાહેબજી, હુ તમારો ઉપકાર છેક મારા મોત સુધી ભુલનાર નથી"

તે વાંકો વળ્યો, અને તેણીને એક બાપ કે ભાઇ કરે તેમ તે રૂપેરી કપાલ ઉપર એક પહેલી તેમજ છેલ્લી કીસ લીધી

"આ મારે મનથી પવીત્રમા પવીત્ર ચીજ કહેવાશે આલા ફરીથી છેક મારા મોતના છેડા સુધી, મારા હોઠો કોઇબી છોકરીની ચામડીને લાગવાના નથી ઓ વોઇયાઝ, આના! માહરી વાહલી મીઠી આલા ગુડબાય એન્ડ ગોડ બ્લેસ યુ"

ફરીથી એકવાર તે મજબુત, શુદ્ધ હાથ જે પાપથી એકદમ નીરાળો હતો, તે શેકહેન્ડમા મલ્યો, ફરીથી એકજ નજર તેણે તે મીઠા, તેને માટે દુન્યામા એકજ મધુરા વાહાલા ચેહરા ઉપર નાખી લીધી, અને આનાએ ત્યારે પોતાનો રડતો ચેહરો તુરત ફેરવી નાખ્યો જ્યારે તેણીએ પાછુ ફરી જોયુ ત્યારે તે ત્યા હતો નહી સ્ટીમરે ચાલવા માડયુ હતુ !



## પ્રકરણ ૫૧ મુ

### સખી કે સોખ?

જેમ નરગેશબાનુ સોહરાબશાહે ધાર્યુ હતુ તેમજ ડોકટરને બોલાવ્યાથી કશોજ ફાયદો થયો નહી તે સ્પેસીયાલીસ્ટને વળી પાછો બીજી વખતથી તેડવો પડયો, અને ત્યારે તેણે તે મોગી શ્રીમત બાનુને લાબી દરયાની ચેન્જ જોઇએ એમ કહયુ અને તેમી વળી તેણે પોતાનુ રૂપેરી માથુ હલાવી જેમ બને તેમ જલદી લઇ જવા ફરમાવ્યુ

એ પછી મોટા પાયા ઉપર તઇયારીઓ ચાલી રહી પહેલે વીલાત જવુ અને ત્યાથી કેઠ કોલોનીઝ તરફ કનીએક

જવાનો વીચાર તેઓએ રાખ્યો એથી તેઓએ ધાર્યું કે નરગેશને પુરતો દરીઆનો લાંબો ચેન્જ મળી શકશે અને એક પખવાડયામા નીકળવાનુ નકકી થયુ

શુ કુદરતનીબી કરામત છે! કેપટન સોહરાબને જે સ્ટીમરમા પોતાને માટે, નરગેશને માટે તથા પોતાના નાહના બે બચ્ચા માટે પેસેજ મલી તેજ બોટ "એમ્પ્રેસ ઓફ બ્રીટેની"જ હતી!! કીસમતની દેવીના એ અજબ હુકમ હતા! મી૦ અને મીસીસ અને સોરાબ બમનશાહ જે સ્ટીમરમા મુસાફરી કરનાર હતા, તેજ સ્ટીમરમા આના આટ એક પેસેન્જર હતી તે તો વાચનારને રોશન છે

ડેકની રેલીંગને અઢેલી જવાન નરગેશ ઘણી બીમાર દેખાતી ફીકકા ફાહેલી ચેહરાએ ઠેક ઠેકેથી ઉભી હતી, જ્યારે પાસે તેનો ભરથાર સોહરાબ કટાળેલે ચેહરે ઉભો રહી તેના તરફજ જોઇ રહયો હતો

"સોહરાબ," તેણીએ એકદમ તેના તરફ ફરી કહયુ "હુ ધારૂ છુ કે મરવા ખાતર હુ ઘેરજ રહી હોતે તો વધારે સારૂ"

"કાએ નરગેશ એમ કાએ બોલે છે!" તેણે ચમકીને પોતાના ખ્યાલોમાથી બીદાર થતા કહયુ "તુ એમ શા માટે બોલે છે?"

"કારણ તમે એવા કટાળેલા લાગેછ સોહરાબ, કે તમારી મોજમજાહ છોડાવી માહારી સાથે, માહારી ગોરસી કરવા અહી ઘસડી લાવવા, હુ જોઉંછુ કે ઘણુ ઘાતકી કહેવાય"

"તુ એવુ એવુ ના બોલ નરગેશ" તેના ભરથારે ઘણા નરમ સાદથી કહયુ "કોઇબી ચીજ મને તાહારી સાથે આવતા અટકાવી શકે તેવી છેજ નહીં—મને મોજમજાહ કાંઇ તેજ નહીં ગમે એવુ બીઝનેસબી તાહારી મરજી આગળ હુ રદ સમજુ છ તાહારી તબીયત માહારે મનથી પેહલી છે" અને તેને ઇન્સાફ આપવા ખાતર કહેવુ જોઇએ કે તે આ બધુ ખરૂ અને ખરાં દીલનુજ કેહતો હતો દરીઆના પાણીમા ડોકાવતો પોતાની જવાન મોહરદારની બાજુમા ઉભેલો, તે હાલ ખરા દીલથી તેણીની બગડી ગયલી તબીયત નોજ વિચાર કરી રહયો હતો એમ ખરેખરૂ કહેવુ જોઇએ. તેણીની દરેક મરજી સાચવવાનો તેણે હવે પકકો ઠરાવ કર્યો હતો તેનાં એ શબ્દોથી નરગેશ ઉપર તુરત અસર થઇ તેણીની સીહા આંખો એક પળ હેતથી તેની તરફ ફરી અને તે નરમ પડી જઇ બોલી

"તમારી મરજી નથી તો હવે હુ એમ નહી બોલશ સોહરાબ" અને પછી તુરત વાત ફેરતા કહયુ—

"પછી આપણી પાસેથી દમામદાર દેખાવના જે જેન્ટલમેન પાસ થઇ ગયા તે તમે જોયા કે, સોરાબ?" તેણીએ પુછ્યુ

"નહી," સોરાબે બેદરકારીથી જવાબ કર્યો

"તેનણ કલકતાના ઘણા વખણાયલા ડા૦ દાવર હતા" તેણીએ કહયુ, "હુ એકવાર વરસો ઉપર એવણને મળેલી જુઓ સામે પેલી છોકરી ઉભી છ કેની તેને એવણ મુકવા આવેલા મને લાગેછ—એવણની કોઇ સગી હોવી જોઇએ"

પણ સોરાબની આંખો તેની બધ્ધીએ બતાવેલી દીશા તરફ ફરી નહી, તે શું બોલતી હતી તેનું તેને ભાગ્યેજ ધ્યાન હતું, અને વળી પાછું ઇનસાફ ખાતર કહેવું જોઇયે, કે તેના વીચારો હાલ તેણીની નબળી તબીયતને લગતાજ હતા આ મુસાફરી દરમ્યાન તેણી માટે પોતાનું બનતું કરવાનો પાકો વીચાર તે કરી ચુકતો હતો

સ્ટીમર ચાલ્યા પછી સઉ સઉ પોતાને કામે વળગી ગયા. કોઇ પોતાની સગવડો ઉપર ધ્યાન પુગાડવા લાગ્યા, કોઇએ નવી ઓળખાણો શરૂ કરી—કોઇએ કાઇ અને કોઇએ કાઇ—પણ આલા તો જયા ઉભી હતી ત્યાજ પોતાની ભુમી હીંદુસ્તાન જોતી બેસીજ રહી! ખાસ્સો એક કલાક એ રીતે પસાર થઇ ગયો હતો, પણ તેનું તેણીને ભાન હતું નહી સાત વાગવા આવ્યા, પણ તેણીને મનથી હજી જાણે થોડી મીનીટોજ પસાર થઇ હતી

અતે એક મીઠા સાદે તેણીને ચમકાવી પોતાના વીચારોમાથી બીદાર કરી ને એક મીઠા ગલગોટા જેવા ચેહેરાનો નાનો ચાર પાંચેક વરસનો બાબો હતો, જે તેની પાસે ઉભો રહી તેણીએ ઓઢેલો પોતાનો ત્રેવલીગ કોટ ખેચી રહયો હતો અને તેણીને પોતાના કોમળ સાદે પોકારી જાગરૂત કરતો હતો

"મને સાતી દેઓ" તે બાળક ઉતાવળે ગભરાઇને બોલતું હતું 'મને અહીંયા શાતી દેઓજી! મારો સુવા જવાનો વખત થયોછ ને આયા મને બીછાને લઇ જવા આવેછ, ને મને નો સુવા જવા ગમતુ જ, નથી. રમવાજ ગમેછ"

તે એક એવો તો નીરદોશ મીઠો ચહેરો અને મસ્તીથી ચમકતી આંખો, જે કાળી હતી, અને માથાનાં કરવી ડાર્ક બ્રાઉનવાળો સાથનો એવો સરસ મેળો હતો, કે આલાંનુ દીલ તુરત તેની તરફ ખેંચાઇ ગયુ

"કેકીબાબા, કેકુબાબા ?" તેની આયાનો સાદ તેવામા સભળાયો "એકદમ અંદી આવો" અને પાછી કેકીબાબાને નામની બુમ પડી

"એ આયા આવી ! ખરાબ બુઢ્ઢી કેરોલીન આયા !" પેલા નાના છોકરાએ ધીમેથી આલાને કહયુ "મને જરા બરાબર સતાડો આન્ટી, કે તે મને જોઇ નહી લેય" અને તેવામા તો તે આયાજ આવી લાગી અને એક નાહાનાં બાળકને અહીં જોયો હતો કે કેમ તે પુછયુ

આલાં હસી, પણ તે જવાબ કરે તે પહેલા એક ગ્રહસ્થ તુરતજ ત્યા આવી લાગ્યો તે વખતે તે તરફ અંધારૂ હતુ ફકત તારાઓ હજી તો થોડાજ નીકળ્યા હતા, અને તેની ઝાંખી રોશનીમા બરાબર દેખાતુ હતુ નહી તેમજ વળી તેણી એક સાઇડે ખુણામા દબાઇને બેઠેલી હોવાથી તે ગ્રહસ્થે તેણીને બરાબર જોઇ નહી, અને જોવાની દરકાર બી કરી નહી

"આઇ એમ સોરી," તે ગ્રહસ્થે મીઠા સભ્યતા ભરેલા સાદે કહયુ "આઇ એમ અફ્રેડ માઇ લીટલ બોય હેઝ બીન ટ્રબલીંગ યુ" તેણે ઇંગ્રેજીમાંજ કહયુ——અને તેનો સાદ સાંભળતા આલાં પછાડી ભરાયલો પેલો બાબો તુરત એક ઠુદકા સમેત બાહેર નીકળી આવ્યો

"ઓ પપા, તમે છેઓ કે પપા," તે બાળકે ખુશ થઇ પોકાર્યું "આયાને મને લઇ જવા દેતા ના પપા મારે અત્યારથી સુવા જવુ નથી" અને તે જવાનના પોહળા કીધેલા હાથોમાં તે બાળક તુરત દોડી ગયુ એટલે સભ્યતાથી પોતાની ટોપી ઉતારી તે તુરત પોતાના દીકરાને લઇ ચાલી ગયો

એક મારબલનાં કોરી કાઢેલાં પુતળા મીસાલ ચુપ અને શાંત આલાં જ્યા ઉભી હતી ત્યા ઉભીજ રહી એક ધીરી ગુંગળાયલી ચીસ તેના અંતઃકરણમાંથી નીકળેલી તેના હોઠો ઉપરજ મરણ પામી તેનુ જીગર ઉછાળો મારી એકદમ ધપકી રહયુ અને પછી શાંત થઇ પડયુ તેણીના ચેહરા ઉપરનો રંગ એકદમ ઉડી ગયો તેણીના કાનો સુન મારી ગયા સઘળુ ચકરચકર ફરવા લાગ્યુ અને આંખે અંધારાં આવી ગયા એકદમ ટેકા ખાતર જો વખતસર તેણીએ ત્યાની રેલીંગસ પકડી લીધી નહી હોત તો જરૂર તે પડી જતે

તેણીએ તેને તુરતજ ઓળખ્યો હતો. જ્યારે તે તેણીને હજી પાછી ઓળખી શકયો નહોતો! પોતાનાં નાહના બેટાને હેતથી પકડી ઉભો રહેલો, બીજો કોઇજ નહી પણ કેપટન સોહરાબજ હતો! તે કોઇજ નહીં પણ તેનો અસલનો સોહરાબ—તેનો માનીતો બચપણનો તેણીને મનથી પહેલો અને છેલ્લોજ વાહાલો સોહરાબ પોતે હતો!

અને હમણા તે તેણીને એક પરાયાની અદાથી મલ્યો તેણીને ઓળખીબી નહી, અને પોતાના બાળકને હાથમાં લઇ એક અનજાણાની પેઠે ચાલ્યો ગયો.

રાત ઘણી આગળ વધેલી હતી. સર્વ પોતપોતાની કેબી-

નમા ચાલી ગયા હતા જ્યારે એકલી આલાજ આ અવસ્તામા ચુપ અને ગમખ્વાર બેસી રહી હતી, વધુવાર તેણી ખમી શકી નહી એક તીણી ચીસ સમેત તેણીએ પોતાનુ માથુ ત્યાંની રેલીંગ ઉપર પછાડી નાખ્યુ, અને ધોધમાર આસુએ રડી

*　　*　　*

રાત ખરેખર ઘણી આગળ વધી ચુકેલી હતી પણ આલાએ બેલ વાગવાનો અવાજ સાભળ્યો નહી ડેક ઉપરથી એક પછી એક પેસેનજરોને પોતપોતાની કેબીનમા જતા રેહતા તેણીએ જોયા નહી તેણી તો જાણે એક જાતની બેફામીમા પડી હોય તેમ ત્યાંની રેલીંગ ઉપર માથુ પછાડી નાખી ઘડીમા દયામણા ડચકા ખેચતી તો ઘડીમા શાત પડી રેહતી

થોડીવારે તેણી એકદમ ચમકી ઉઠી અને ફરીઆદનાં તોરથી આસમાન ઉપર ચળકતા ઝીણાં ફીકકા તારાઓ તરફ જોવા લાગી

"સોહરાબ—સોહરાબ" તેણીએ દીલ તુટી જાય તેમ ધીમા ગુગળાયલા સાદે પોકાર્યું "સોહરાબ હુ અહી આજ છેઉ તમારી પાસેજ છેઉ તે છતા તમો જાણુતા નથી હું તમોને પોકારૂ છ સોહરાબ, તે છતા તમે તે સાભળતા નથી, સોહરાબ"

સોહરાબ,—ઓ જરા તો માહારી પાસે આવો. જરા તો માહારી સાથે વાત કરો

તેણી ખરેખર ઘેલી દીવાની જેવી થઇ ગઇ હતી. ઘણે વખતે પાછો તેજ મીઠો મરદાનગીભર્યો પણ જુઠો ચેહરો

જોઇ તેણી ઘણીજ ઉશ્કેરાઇ ગઇ હતી. અને અફસોસ આવા વખતે એકબી માયાનો મીઠો બોલ કહેવા કે તે તુટી ને કટકા બુકલા થઇ જતાં દીલને રાહત આપવા એકે જણ પાસે હતુ નહી

"ઓ સોહરાબ, તમે તો સુખી દેખાઓછ" તેણી પાછી ધોધમાર આસુઓ વચ્ચે બબડી. "તમારી પાસે તો તમારી બઇરી અને બાળકો છે જ્યારે હુ તો અહી એકલી અટુલી તમારી યાદમા મરતી જાઉંછ"

આહ પાછુ તે મીઠુ નામ તેણી કેટલે લાબે વખતે બબડતી હતી કેટલે લાંબે વખતે તે ઠગારાની યાદ તાજી કરી તેણી રડતી અને ટવળતી બેઠી હતી અરે, ફરી એકવાર તેનો વીચાર કરવા માટે તેણી કેવા પાપનુ કામ કરતી હતી તેનુ તેણીને તે વખતે ભાન હતુ નહી.

"ઓ ખુદા, તેની પાસે તો તેનો નાહાનો દીકરોબી છે કેવુ મીઠુ બચ્ચુ જે તેને પપા કરીને બોલાવેછ જે તેની ઉપર હેત કરેછ જ્યારે હુ તો તદનજ એકલી અટુલી અને નીરાધાર ઓ હેવન—એકલી—તદન એકલી"

હૃદય ભેદક ડચકાઓએ તે નાજુક આકારને ધ્રુજાવી મેલ્યો મોતી જેવાં ગરમ આસુઓ તેણીનાં ગાલો ઉપરથી સરી પડવા લાગ્યાં અને તેણીને લાગ્યુ કે જો તેનુ દીલ તુટી જવામાં કાંઇ બાકી રહયુ હોય તો તે આજે બરાબર અને પુરેપુરૂ તુટીને ભુકો થઇ ગયુ હતુ. તેણી આખરે શાત પડી ગઇ અને વિચાર કરવા લાગી—તો ઓ ખુદા તેણીને એક

એક ઝટકે ખ્યાલ થયો કે આ રીતનો સતાપ કરવામા તેણી સામુ પાપનુ કામ કરતી હતી તે નાલાએક બદમાશ માટે એક ખ્યાલ કરવો, કે એક ખોટુ આસુ પાડવુ પણ ફોકટ હતુ. અને એવા એવા વીચારો કરતી તેણી થાકેલી કટાળેની બીમાર થએલી થોડીવાર ખરેખરી બેફામીમા પડી રહી

આખરે તેણીની આખો ઉપર કોઇ ભભુકદાર રોશની પડવાનાં ઉજાસથી તેણી ચોકી ઉઠી, અને આખો ખોલી જોતા પોનાની સામે એક રફ દેખાવનાં સેલરને ઉભેલો જોયો

પોતાની મોટી નીરદોસ પણ દુખી અને મીઠી વાયોલેટ ચશ્મો ઉંઘાડી તેની તરફ ગભરાટથી જોતા જોઇ, તે સેલર અજાયબ થઇ ગયો તેને તે ખુબસુરત પુતળા જેની પણ દુખી દેખાતી છોકરીની ઘણીજ દયા આવી, અને તે અદબથી નમતો બે કદમ આગળ આવ્યો "ઓ મીસ" તેણે અજાયબીથી પોકાર્યું. "તમે આય વખતે અહીં શુ કરોછ તમોને શુ વખતનુ ભાન નથી. કેટલા વાગ્યાછ તે તમે જાણોછ મીસ?"

તેણીએ નાચારીથી તેની તરફ જોયુ. અને પછી કાંઇમી બોલ્યા વગર ઉઠીને ઉભી થઇ પણ જાણે મહીનાઓની બીમાર હોય તેમ તેણી બીલકુલ ચાલી શકી નહી એક લપેડા સાથે તેણી પાછી પોતાની બેઠકમા ધબ દઇને બેસી ગઇ

"હુ ધારૂછ કે હુ બીમાર થઇછ" તેણીએ લાચાર હાલે અને દયામણે ચેહરે કહયુ અને તે સાંભળી પેલો સેલર તુરત પોતાનાં હાથમાંનુ લેનટર્ન નીચે મુકી કેપટનની શોધમા ગયો

"એક છોકરી સફેદ પુણી જેવા ચેહરાએ ડેકપર બેઠેલી છે." તે સેલરે કેપટનને જોતાજ ગભરાટથી કહયુ "જીદગી ભરમા એવી દુખી છોકરી મે કદી જોઇ નથી મને લાગેછ કેપટન કે તમે વખત ખોશો તો જરૂર તે દરીઆમા હોમાવી દેવાની"

અને એ બધુ ગભરાટનુ સાભળી તે શીપનો ભલો કેપટન તુરત તેની સાથે આવ્યો જ્યારે આલાને તેણે જોઇ ત્યારે તેની બન્નુ આખોમા તે છોકરો માટેની દયા ખુલ્લી વચાતી હતી

તેણે ઘણી માયાથી તે છોકરી જોડે વાતો કરો અને તેણીનુ નામ જાણ્યા પછી તે બોલ્યો

"મીસ આટ, હુ જોઉછ કે જે જવાન માનુને ડો૦ દાવર માહારા ચાર્જમા સોપી ગયા હતા તેજ તમે છેઓ બોલો બાનુ તમોને શુ છે?"

"માહારી તબીયત બગડી આની હોય તેમ લાગેછ કેપ-ટન" આલાએ ફીકકુ હસવાની કોશેશ કરતા કહયુ "હુ ધારૂછ કે હુ ફેન્ટ થઇ ગઇ હોવશ. કારણ છેલ્લુ મને ભાન છે કે જ્યારે મે આસપાસ જોયુ 'તુ ત્યારે તો બધે ઉજ-રડુ હતુ"

"હુ જોઉંછ કે તમોને દરીઓ માફક આવતો નથી મીસ આટ મને ખબર નહી કે તમે અહીંજ હોશો હુ તો જાણુ કે બીજા લેડીઝ સાથે તમો પણ આસાયસ માટે ગયા હશો" અને તે હવે પેલા અજાયબ થએલા સેલર તરફ એક

દમ ફ્રયેર્ાં" પ્રીલ્ડીંગ, ફેચ મીસીસ કાનીઅર્સ હીઅર એટ વન્સ પ્લીઝ" તેણે હુકમ કર્યો અને તેના જવાબમાં થોડીજ મીનીટમા તે સેલર પોતાની સાથે માયાળુ દેખાવની હસતા ચેહરાની એક આઇરીશ સ્ટુઅર્ડેસ સાથે હાજર થયો

"આ બાનુને એવણુના કેબીનમાં લઇ જાઓ પ્લીઝ" કેપટને નરમાશથી સમજાવ્યુ "એવણુને આસાયસ અને ખોરાકની ઘણી જરૂર દેખાયછ એમ મને લાગેછ,"

અને આલાને ત્યાથી ચાલી જતાં જોઇ તે દયાથી ગભીર પણે મનમા બબડયો

"ગરીબ છોકરી. ગરીબ બચ્ચુ ખુદા એને મદદ કરે હુ જોઉછ કે આ નાકદર દુન્યા એની સાથે સારી ચાલી હોય એમ લાગતું નથી

મીસીસ કાનીઅર્સ—તે ભલી માયાળુ હસતા ચેહરાવાળી સ્ટુઅર્ડસે પોતાથી બન્યુ એટલુ આલાં માટે કર્યું પણ જ્યારે તે તેણીને છોડી ગઇ ત્યારેબી આલાંની સુરત ચશ્મો તો ઉઘમા બધ થઇજ નહી તેણી તો ફાટેલે ડોળે વિચાર કરતી પડીજ રહી અને જ્યારે આખરે તેણી બેચેન ઉંધે ઉઘી ત્યારે એક જવાનના સોહામણા ચેહરા અને એક બાળકના મીઠા પટપટારાના સ્વપ્નાં જોઇ ભડકી ઉઠયા કરી

આખરે જ્યારે સવાર પડી અને સુર્યના ફીકકાં સોનેરી કીરણો દેખાવા લાગ્યા ત્યારેજ આલાં કાંઇક શાંત પડી અને હવેજ પોતાની પુર સુધ્ધીમા આવેલી લાગી

તે આખી રાત તેણીએ ઘણી એકરારીની કાઢી હતી પણ જ્યારે સવાર પાછી પડી ત્યારે તેણીનો વીચાર નક્કીજ થઇ ચુકયો હતો

"હુ ફરીથી એમ એક પરાયાનો ખ્યાલ કરી પાપી થવશ નહી" તેણીએ વીચાર્યું "ખુદા મને એ મેડનેસ માટે માફ કરજે! એને વરસો પછી પાછો જોનાથી માહરી ઉપર હુ કાબુ રાખી શકી નહી તે માટે ખુદા મને માફ કરજે! ફરીથી હુ એને મલશજ નહી એટલે બસ"

અને એ તેણીનો ઠરાવ હતો આ મુસાફરી કાઇ હમેશ માટે ચાલવાની નહી હતી થોડા દીવસ પછી તે ખતમ થતા તેઓ બન્ને પોતપોતાને જુદે રસ્તે જનાર હતા તે માટે તેણીને સતોશ હતો.

બનતા સુધી બધા ડેક ઉપર હોય ત્યારે ત્યા જવુ નહીં અને પોતાની કેબીનમાજ ભરાઇ રહેવાનો તેણીએ વીચાર કર્યો પણ વળી બન્યુ એવુ કે તેણી તે દીવસે બીછાનામાંથી ઉઠી શકી નહી તે ખરેખર બીમાર થઇ ગઇ હતી. તેણીનુ માથુ ચકરચકર ફરતુ હતુ, આંખે અધારા આવતા હતા, અને હાથ ને કપાળ ગરમ ધગધગી ગયુ હતુ

એક મોઢેથી બીજે મોઢે કરી ઘણાકને માલમ પડયુ કે તે સ્ટીમરમા સફર કરતી એક પારસીની જવાન છોકરી ઘણી બીમાર થઇ ગઇ હતી

"એ પેલી કલકતેવાળા ડા૦ દાવરની સગીજ હોશે, સોરાબ" નરગેશે એ સાભળી કહયુ

પણ તે જવાને તો એકદમ બેદરકારીથી જવાબ કર્યો કે "હુ એ સાંભળી દીલગીર છેઉં સ્ટીમરમાં એનજોય કરવાનુ છોડી બીમાર થઇ જવાનુ પસદ કરે તેવાંઓ માટે હુ હમેશ દીલગીર થાઉંછ, નરગેશ"

કેટલુ થોડુ તે જાણતો હનો કે તે બીમાર છોકરી કોણ હતી અને સાથી બીમાર થઇ હતી ! સ્ટીમર ઉપરની એક બે મોટી ઉમરની દયાળુ બાનુઓ તેણી પાસે જઇ મલી આવ્યા હતા. અને તે ફીકકા ચેહેરાની સુદર છોકરી માટે બહુ દલગીર જણાતા હતાં બાનુ નરગેશે પહેલે તો કાંઇ મન ઉપર લીધુ નહી, પણ પછી એક દીવસ એવુ બન્યુ કે તેણીના ધણીએ તેને ઘણીજ ઉમદા મીઠી દરાખો લાવી આપી તે લઇ પેલી ડા૦ દાવરની સગી પાસે જવાનુ નરગેશને મન થઇ આવ્યુ. તેણીનુ પોતાનુ દુખ હવે બીજાઓ તરફ તેણીને નરમ અને માયાળુ બનાવતી હતી.

"હુ એ દરાખો ડા૦ દાવરની પેલી બીમાર સગી માટે લઇ જવશ, સોહરાબ" તેણીએ કહયુ અને એ સાભળી તે હસ્યો

"તુ પોતેજ એ ખાય તો વધારે બેટર" તેણે હસીને કહયુ.

પણ તે દીવસે એ છોકરી માટેજ બાનુ નરગેશ કાંઇ અજબ દયાથી દોરવાઇ ગઇ હતી એક નાની બાસકીટમાં થોડીક બીજી ફ્રૂટ સાથે તે દરાખ મુકી તેણી આલાંની કેબીન આગળ જઇને બારણુ ઠોકયુ જેના જવાબમાં તેણીની પાસે રહેલી પેલી આઇરીશ સ્ટુઅર્ડસે તે બારણુ તુરત ખોલ્યુ

"મીસીસ એન એસ બહમનશાહ" તેણીએ મોટેથી નામ પોકાર્યું, અને આલાં ત્યારે એકદમ ચમકી ઉઠી તેણીએ શા માટે એક ધીમી ચીસ પાડી અને તેણીનો ચેહરો તે મોટે ધરની બાનુને જોતા શા માટે લાલ અને ફીકકો પડી ગયો તે કાઇ પેની આઇરીશ સ્ટુઅર્ડસ સમજી શકી નહી અને પછી તેમને એકલાં છોડી તેતો ચાલી ગઇ. એટલે પોતાની ફ્રુટની બાસકીટ હાથમા ધરી બાનુ નરગેશ કાઇક અચકાની અંદર આવી

"તમે સીક થઇ ગયાછ તે જાણી હુ ઘણી દલગીર છેઉ બહેન" નરગેશે કહયુ "તમારી સાથે હુ સીમ્પથાઇઝ કરી શકુ છ, કેમકે કેટલોક વખત થયો હુ પોતેબી મારી હેલ્થ ખોઇ બેઠીછ જુઓ આ ફ્રુટ હુ તમારે માટે લાવીછ તેમાની થોડીક દરાખ ખાઓ તમોને ઘણુ રીફ્રેશીગ લાગશે"

ત્યાર પછી તેણીએ જોયુ કે તે જવાન છોકરીનો ફીકકો ચહેરો કેટલો મધુર અને મીઠડો હતો પણ તે જોઇને અજબ થઇ કે જ્યારે તેણી પોતે માયાથી તેની પાસે જઇ બેઠી, ત્યારે તે છોકરી તો ચમકીને તેણીથી જરા દુર થઇ ગઇ હતી

"તમોને ઘણુ એકાત લાગતું હશે" એમ છતા નરગેશે ઘણીજ માયાથી કહયુ "શુ બોર્ડ ઉપર તમારા કોઇ સગા કે ઓળખીતા નથી?"

"નહીજી" તેણીએ કહયુ "મારૂં કોઇ સગુ કે ફ્રેન્ડ આ બોર્ડ ઉપર નથી જો કે ઓલખીતામાં દુબાશ ફેમીલી છે તે લોકો સાથેજ હુ વીલાત જાઉછ."

"ઓ આઇ સી" નરગેશે કહ્યું "હું પોતે મારી તબીયતના સુધારા અર્થે દર્યાઇ સફર ડોકટરની ફરમાશથી કરૂ છ મારી સાથે મારા ધણી છે અને જેટલો વખત આપણે અહી છઇએ તેટલો વખત હુ તમોને મળતી રહેવશ મને તમારી ફ્રેન્ડ ગણુશો કેની ?"

તેણી સમજી શકી નહી કે પહેલે આલાએ શા માટે જવાબ આપ્યો નહી–અને પછી એકદમ એક ગાડા માણસની માફક શા માટે તેણી વાકી વળી નરગેશના ઝવેરાતથી ભરેલા હાથો ઉપર એકાએક જોરથી કીસ કરી

"થે કયુ" તેણીએ મીઠા તુટેલા સાદે જવાબ કર્યો "મને મલવા આવવા માટેની તમારી કેવી મહેરબાની ! તમારી ભલાઇ હુ કદી ભુલશ નહી બહેન"

"ગરીબ છોકરી" બાનુ નરગેશે મનથી વીચાર્યું "જો આટલી નજીવી જેવી મહેરબાનીથી એ ઉપકારની વાત કરેછ ત્યારે તો મને નકકી લાગેછ કે એ ઘણી દુખી હોવી જોઇએ અને નાકદર દુન્યા એની સાથે સારી ચાલતી નથી"

"જુઓ," તેણીએ પાકામા પાકી ત્રણ ચાર દરાખો ચુટતા કહ્યુ "આ દરાખો મારા ધણીએ મારે માટે ચુટી હતી પણ મે ધાર્યું કે તમોને વધારે ફાયદો કરગે તેથી હુ અહી લઇ આવી થોડી લેઓની ?"

આલાએ વગર આનાકાનીએ તે ઝુટ તેણી પાસથી લી'ધી શુ તે દરાખો માહરાબના હાથોમા પડી હતી નહી ? અને એ ખ્યાલે તેણીને આખે તનબદને ધ્રુજાવી તેણીએ

ઉપર જોયુ અને બારીકીથી નરગેશનો ચહેરો તપાસ્યો નહી–તે તેજ ચહેરો હતો નહી કે જે તેણીએ પહેલી વાર ઉંડીમાં અને બીજીવાર વેરોના ખાતે ઇટેલીઅન દેવળમા જોયલો, તે ઠંડો, મગરૂર ખુબસુરત ચહેરો અને આજનો ફીક્કો દુખી ચહેરો બહુ ફરક બતાવતો હતો, તે વળી કાંઇક કરડી લીટીઓ અને બેદરકાર છાપ બતાવતો એક એવો ચહેરો હતો, જે જોઇ તેણીને તુરત લાગ્યુ કે આ એક સુખી ચહેરો હતોજ નહી

"બોલો, બહેન, હુ તમારે માટે શુ કરી શકુ? મને કાઇબી કેહો અને હુ ખુશીથી કરશ" નરગેશે છેવટે પુછ્યુ

"ત્યારે હુ એક ચીજ તમારી પાસે માગશ—એક ફેવર" આલાએ અચકાઇને કહ્યુ "પહેલે દહાડે આપણે બોટ ઉપર આવ્યા ત્યારે તમારા નાના બાબાએ મારી સાથે ઘણી દોસ્તી પાડી દીધેલી છે અને તે એટલો તો સુદર છે કે મને ઘણોજ ગમ્યો મને પાછો એક વાર એને મળવા નહીં દેઓ '"

બાનુ નરગેશ ખુશ મીજાજે હસી—

"ઓ તમે મારા કેકી માટે કહોછ? હા મોટી ખુશીથી. હુ હમણાજ એને તમારી પાસે લઇ આઉ" તે માતાએ વાજબી મગરૂરીથી કહ્યુ "અને તમે માહારી નાહાની નવાઝન નથી જોઇ કે ' તેબી ઘણીજ સ્વીટ છે જો.'

અને તેણી થોડી પળમાં તો જઇને પોતાના નાહના ગેટકાને હેતથી સાથે લઇ આવી. કેકીએ તો તુરત તે પહેલે દીવસે જોયલા "આનટી"ને પીછાણ્યા. શુ આલાનો હરખનુ બ્યાન કરવુ તે મને સમજ પડતી નથી. તેણીએ અધીરાઇથી

તે બચ્ચાને પોતાના પાસામા લીધુ અને તેના સોનેરી ઝુલફાંઓ પ્યારથી પસવાર્યા, અને પછી મીઠાસથી તેની સાથે વાત કરવા લાગી સોહરાબનો બેટો! સોહરાબનો છોકરો તે હતો!

"તારા હાથ મારા ગળા આસપાસ વીટાળ, બેટા, અને મને કીસ કર" તેણીએ કેકીને એક ગાંડીની અદાથી કહ્યુ

તે બાળકે તેના કહયા મુજબ કર્યું તેને તો તે ઘણીજ ગમી પણ હવે બાનુ નરગેશ આલાના ફીકકા ચહેરા અને ઉશકેરાયલી રીતભાતથી ખરા મનથી ડરી ગઇ

"મને બીહક છે કે અમે તમોને કંટાળો આપી થાકવી નાખીએછ" તેણીએ માયાથી ધીમે સાદે કહયુ "હવે હુ જવશ બહેન, અને જ્યારે પાછી બીજી વખત આવશ ત્યારે જરૂર મારી સાથે મારો કેકીબી આવશેજ"

અને તેણી ગઇ!

તેણી ગઇ, અને થાકવી આલા પોતાના તકીઆઓ ઉપર ઢળી પડી તેણીએ તેઓને જોયા હતા તેની બહેનીને જોઇ હતી, અને બાળકને હેતથી રમાડયુ હતુ! પણ બસ હવે વધારે ખમવાની તેનામા તાકાત હતી નહી એમ તેણીને લાગ્યુ જો ફરીથી તેઓ આવશે તો તે ટકી શકશે નહી, એમ તેણીએ માન્યુ અને તેથી કદી પાછુ તેની બહેરી કે બાળકને નહી મળવાનો આલાએ ઠરાવ કર્યો બસ હવે તેણીને કશુજ જોઇતુ હતું નહી તે કમનસીબ તો હવે મહોતનોજ તલબ કરતી હતી!



# પ્રકરણ ૫૨ મું.

— ० —

## સરજતની સફર

આજે તે યાદગાર મુસાફરીનો અગીઆરમો દહાડો હતો અને તે મોટી સ્ટીમર "એમપ્રેસ ઓફ બ્રીટીની" બરાબર પોતાની સરજતની સફરને લગોલગ આવી ગઇ હતી તે રાત શાંત, ચાદરણી અને લગભગ દીવસ જેવી જણાતી હતી, ચદ્ર ખુબ તેજથી બ્લુ આસમાન ઉપર ઝળકી રહયો હતો, અને દરીઓ એક થાળી જેવો શાત હતો તે એક રગીઆમણી રાત અને ખુશનુમા રાત હતી એક એવી રાત કે જયારે કાઇપી બુરૂ બનવાની આગાહી વટીક થાય નહી

ઘણાખરા પેસીનજરો પોતપોતાની કેબીનમા આરામ કરવા માટે ગયા હતા જયારે થોડાકો ઉપર ડેકપર પોતાની "હૅમક"મા પડી ત્યાજ આરામ કરતા હતા જેવામા કાઇપી ચેતવણી વગર એક મોટો આચકો આવ્યો, એક એવો જબ રદસ્ત આચકો કે જેથી તે મોટી સ્ટીમરને ધરૂજાવી નાખી અને અહીથી તહી ડાલા ખાતી કરી દીધી અને ત્યા એક જાતનો એવો અવાજ ફેલાઇ રહયો કે ગમે તેવુ હીમતવાન માણસથી બીહયા વગર રહી શકે નહીં

અને તેવામા ત્યા એક એવા દુખનો નાસીપાસીનો પોકાર થઇ રહયો કે તે શાત રાતે ઘણાકોએ સાભળ્યો અને તેઓ પોતાની જીદગી સુધી તે ભુલી શકયા નહી પાણીના એક મોટા બરફના પહાડ સાથે તે સ્ટીમર અથડી હતી પણ તે

કેમ બનવા પામ્યુ તે કેપ્ટન પોતે કહેવા માટે જીવ્યો નહીં તે ગભીર હોનારત તે તુરત ચેતી ગયો, અને તુરત સમજ્યો કે તે 'વેસલ' હવે થોડા કલાક માટેનુજ બાકી રહયુ હતુ. તેની અનુભવી આખોએ સઘળુ નુકસાન તુરતજ જોઇ લીધુ એક પળ તે ગભરાયલો જેવો પસીનાના મોટા ટીપા પોતાના કપાળ ઉપર ફુટી નીકળેલાં સાથે ઉભોજ રહયો આસપાસ લોકનુ મોટુ ટોળુ થઇ ગયુ હતુ અને તેને હઝારો સવાલો પુછી રહયા હતા પણ તેનુ તેને ભાગ્યેજ ધ્યાન હતુ અ તે એક ઝટકે તે સાવધ થયો

"આપણી વીપ મોટા બરફના પહાડ સાથે અથડી છે" તેણે મોટા ગભીર સાદે પોકાર્યુ "પણ હજી બધાને બચવાને પુરતો ટાઇમ છે, જેનટલમેન, બોટો નીચે ઉતારો! અને બચ્ચા તેમજ લેડીઝને પહેલે બચાવવાની તજવીજ કરો પછી તમે પોતે તમારો બચાવ કરો"

ડેક, બધા બઇરાઓથી એકદમ ભરાઇ ગઇ હતી સઉ પોતપોતાની કેબીનમાથી ગભરાટમા ઉપર દોડી આવ્યા હતા બઇરીઓ પોતાના ધણીઓને પોકારતી, બેહનો પોતાના ભાઇ-ઓને, અને બાળકો પોતાની માતાને બોલાવતા કલાબલોર કરી રહયા હતા તે એકજ ટુકા કલાકમા જેટલો ગભરાટ થઇ રહયો તે પાનાને પાના ભર્યાં છતા બયાન કરવુ મુશ્કેલ છે, એટલો તરખાટ ત્યાં મચી રહયો હતો એમ છતાં તે પહેલી હરોલનો ગભરાટ સમી જતા સઘળુ જોત જોતામા શાંત પડયુ અને ઓન્ડરમા થવા માંડયુ જાણે એક જાતની ગભીર ડરામણી ચુપકીદી ત્યા પથરાઇ રહી

પણ કાંઇ કામ આપી શકયા નહી કોઇપણ રીતે સ્ટીમરને બચાવવી અશકત અને નકામુ હતુ અત્યારથીજ પાણી ધોધમાર અંદર આવવા માંડયુ હતુ ગણત્રી વગરના "વાયરલેસ મેસેજીસ' આસપાસ મોકલી દેવામા આવ્યા હતા તે છતા, તે બોટના લાગતા વળગતા માણસો, મેલરો, ઓફીસરો અને કેપટન પોતે તુરત સમજી જઇ શકયા કે સઘળુ ફોકટ હતુ.

માણસો ઉતાવળે કામ કરવા મંડી ગયા બોટો નીચે ઉતારવામા આવી હતી અને બઇરા તેમજ છોકરાઓએ અંદર બેસી જવા માટે કહેવામા આવ્યુ હતુ સઘળો દેખાવ ગંભીર પણ કાંઇ શાંત હતો બઇરીઓ પોતાના ધણીનુ પાખડુ પકડી ધીમા ડચકા ખાઇ રહી હતી, અને નાહાના બાળકો ગભરાઇ જઇ પોતાની માતાને વળગી રહયા હતા

એ દરમ્યાન આલા જરાપણ ભુલાઇ ગઇ હતી નહી પેલી માયાળુ દેખાવની સ્ટુઅરડેસ ગભરાટ કરી તેણીના કેબીનમા દોડી ગઇ હતી, અને સ્ટીમર બરફનાં પહાડ સાથે અથડાવાથી ગંભીર નુકશાન થયુ હતુ માટે તુરત ઉપર ડેક પર આવવુ એવુ જણાવી પાછી ચાલી ગઇ હતી.

અને તુરતજ તાબેદારીથી આલા ખપ જોગા કપડા ઉતાવળે ઓળવી લઇ ડેક પર ગઇ, ત્યારે સેલરો કેટલાક લેડીઝ અને બચ્ચાઓને નીચે ઉતારેલી બોટમા બેસાડતા હતા

"પુરૂશો માટે જગ્યા થઇ શકશે નહી—બોટ પુરતી નથી" કેપટને બુમ પાડી કહયુ "જયા સુધી એકપણ લેડી

કે બાળક ઉતરી જાય નહી, ત્યાં સુધી કોઇબી ગ્રહસ્થે સાથે બોટમા જવુ નહી!"

અને તેજ પ્રમાણે કોઇએ બોટમા જવા માગ્યુબી નહીજ સઘળા હીમતવાન જવાનો ચુપ અને ગભીર હતા જ્યારે મદદની જરૂર પડતી ત્યારે મદદ કરતા ઉભા હતા પાણી તો વધારેજ ભરાતુ ચાલ્યુ

"સોહરાબ!" નરગેશે ગભરાટથી કહયુ અને તેણીની નજર જ્યાં આયાને પોતાના બાળકોની સાથે બોટમા ઉતારવામા આવતી હતી તે તરફ ગઇ "સોહરાબ! તમારે મારી સાથે આવવુજ પડશે—હુ એકલી કદી જવાની નથી"

પણ આ વખત એક પારસી બચ્ચાની હીમત અને બહાદુરી તેની વારીએ આવી

"માહરી વાહલામાં વાહાલી નરગેશ", તેણે ખરા હેતથી ગભીરપણે કહયુ "હુ એમ કરી શકતો નથી એકાદ બાળક કે અશક્ત લેડીની જગ્યા તુ મને લેવા કહી શકેજ કેમ?"

"નહી સોહરાબ તેમ તો નહી" તેણીએ બહાદુરીથી પણ એકદમ રડતા કહયુ "ઓ સોહરાબ, સોહરાબ, આય મારાથી કેમ ખમાય? ઓ વ્હાલા સોહરાબ, જો કે હુ આટલા બરસો સુધી તમારી સાથે ટંડાઇથી ચાલીછ છતા મે હમેશા તમારી દરકાર રાખીતી! મને આખી દુન્યામાં તમારેથી આલા કોઇ નથી સોહરાબ, જો વ્હાલા સોરાબ મને તમારી પાસેજ રહેવા દેઓ અને જો મરવાનુ હોશે તો આપણે

સાથેજ મરશું, મને જવા નાં કહો મને તમારી પાસેજ રહેવા દેઓ માહરાં સોહલી"

તેણી તેને જોરથી વળગી રહી, અને જાતજાતનાં હેત-રતા શબ્દો બમડવા લાગી બધી તેની ઠડાઇ, મગરૂરી ઉપ-રથી જાળવી રાખેલી સખતાઇ તેણીને છોડી ગઇ અને તે ખુબ રડવા લાગી તે વાકો વળ્યો, અને હેતથી તેનુ માથુ પસવાર્યું તેણે ઘણી માયાથી તેને પટાવી સમજાવી અને ખરો હેતરતો થયો પછી ધીમેથી તેના હાથો પોતાના હાથ માંથી છોડી ધીમેથી બોલ્યો —

"તુ ના બીહ વહાલી નરગેશ હુ મરવાનો નથી. બધાંને બચવાનો હજી ઘણો વખત છે ચાલ નરગેશ, વહાલી નરગેશ, હવે જીદ કર ના બચ્ચાંઓ સાથે તુબી જા આપણે પાછાં જલદીજ મળીશુ. ચાલ ડીઅર, માહરે ખાતર જા !"

અને ત્યાર પછી ઘણી જીદ અને તોફાન કરયા પછી જબરીથી કેપટન સોહરાબે તેણીને નાચે બોટમા ઉતારી, અને જ્યાં સુધી દુરથી તે તેણીની નજરે પડયો ત્યાં સુધી બે ચા યલી આખોએ તે તેને જોતીજ રહી અફસોસ તેણીને કયા ખબર હતી કે તેઓ છેલ્લાજ મળતા હતાં



બઇરાં તથા બાળકો બધા સહી સલામત બોટમા ઉતરી જઇ શકયા હતા અને ફકત બાકી રહેલા હવે ગ્રહસ્થોજ હતા

"હવે જેનટલમેન", કેપટને બુમ પાડી "તમે તમારૂ પોતાનુ જુઓ. શીપ ઉપર ચીટકી બેસવાથી કાઇ વળવાનુ નથી માટે જે બચેલી બોટો અને લાકડાના કટકાઓ છે તે

લઇને નીકળી પડો તેથી કદાચ બચાવ થશે પણ એમ તો કદીજ નહી "

અફ્સોસ ! તે એક ખરેજ હેબતનાક ટ્રાજીડી હતી

કેટલાકોએ તરવા ખાતર દરીઆમા ઝોકાવ્યુ પણ ડુબી મુઆ સીવાય કશુ મળ્યુ નહી કેટલાકોએ, જે બાકી રહેલી બોટ હતી તેમા બેસી સ્ત્રીઓ પાછળ ઝુકાવ્યુ જ્યારે કેટ લાકો હજી હીમત રાખી બેઠા, કે જે વાયરલેસ સદેશા મોક લ્યા હતા તેની રૂએ કાઇ મદદ આવે તેટલા આ શીપ તરીયા કરે ખરી ! અને તેવા થોડાકો વચ્ચે કેપટન સોહરાબ પોતેબી હતો

કેપટન સોહરાબે બોટમા જગા થએલી નહી જોના, પહેલે તો તરવાનો વીચાર કીધો પણ દરીઆનાં ઠડા બરફ જેવા પાણીમા, અને આવા સમયે તેને તે વીચાર મુદ્દલ ગમ્યો નહી

પાણી હવે પુશકળ ભરાઇ ગયુ હતુ, અને જાણે તે મોટી મજબુત સ્ટીમર મેચ બોકસની બનેલી હોય તેની રીતે હીલતી હતી. અને હવે તે છેક દરીઆની સપાટીએ જવા માટે ભાગ્યે થોડીજ મીનીટ કાઢે એમ લાગતુ હતુ

સોહરાબ ડેકને છેક બન્યુ એટલે છેડે જઇ ઉભો અને ત્યા શાતીથી, તે ચાહરણી રાત જોતો ઉભો એ કેટલુ અજબ જેવુ હતુ, કે તેના જેવો એક માણસ એકલો અટુલો દરીઆની વચ્ચે આ મોહત પામતો હતો

તેની પાછલ જીંદગી તેની એકદમ સામે આવી ઉભી તેના પાપો અને ખાંમીઓ, તેની ભુલો અને તેની ચાલ-ચલણ, સઘળુ હવે તે ખુલ્લી રીતે જોઇ શકયો તેની જીંદગી જે જો તે ચાહતે તો એક જુદીજ રીતે ગાળી શકયો હતે,- ઘણુ સારૂ કરી શકયો હતે, પણ તેમ તેણે કર્યું હતુ નહી. જે સર્વેથી મહા પાપનુ અને ગભીર કામ તેને આ તેની મહોતની ઘડીએ લાગ્યુ તે એ કે સુદર નીરદોશ, કમળફુલ જેવી પવીત્ર, અને ગુલાબ જેવી મનોહર એક છોકરીને જીતી, તેણીને ત્યાર પછી ઘાતકી રવેશે જાણે એક ફુલને તોડી તેને સુધી ફેકી દેતો હોય તેમ બાજુએ નાખી દઇ તેણીની તમામ જીંદગીજ રદ કરી નાખવાનુ હતુ

એક પળ, અને તેનાં તે વીચારોમાથી એક નરમ હાથ તેનાં ખભાં ઉપર પડવાથી તેણે ચોકી પાછળ ફરી જોયુ.

"સોહરાબ!!"



## પ્રકરણ ૫૩ મું.



### સુખમાં સાથે—દુ:ખમાં સાથે! મોહબતમાં શાથે—મોહબતમાં સાથે!!

'સોહરાબ,' એક ધીમા સાદે તેની પાસેથી કહયુ "તમારી સાથે વાત કરવા—તમોને મદદ કરવા હુ થોભીછ!"

તે હેબતીને પાછળ ફર્યો એક મીનીટ તેને એમજ લાગ્યુ કે જાણે તેના પાપોની શીક્ષા તેને થતી હતી એ કોણ હતુ? એ કોણનો સાદ હતો?

"ઓ ખુદા" તેણે ભાગાતુટા સાદે હેબતભા પોકાર્યુ "તુ કોણ છે? આલાનો ભુત? ઓ, આલા! શુ તુ મને મારી મહોતની ધડીએ શીક્ષા કરવા આવીછ?"

"બીહોના સોહરાબ" તેણીએ બન્યુ એટલી શાતીથી કહયુ "હુ કોઇ ભુત નથી, હુ તો આલાં ગ્રાટ પોતેજ છેઉં તજ આલા જેની સાથે પાચ વરસ ઉપર તમો છુટા પડયા હતા."

તે કોટ જે તેણીએ ઓઢી લીધો હતો, તે હવે તેના બદન ઉપરથી પડી ગયો, અને તેની સુદ્ધ સફેદ સાડીમાં એક પવીત્ર દેવી જેવી દેખાતી, પહેલેનીજ સુદર મીઠી હેતવતી, એકવી અટુલી નાની નાદાન આલા પોતેજ હતી. તેજ સાચી પણ કાચી આલુ જેને તેણ છેતરી હતી તે અજાયબીમાં એક પળ તેની તરફ જોઇ રહયો

ભયંકર રીતે જોતા બીહક લાગે તેમ તે પાણી ઉપર અને ઉપર ચઢતું હતું, અને તે મોટી ગજાવર સ્ટીમર દરેક મીનીટે ડોલા ખાતી હતી

"સોહરાબ," તેણીએ કહ્યું "હું મો વીલાયત જતી'તી! પેલા દુબાશવાળા સ્ટીમર ઉપર હતાની તે લોકની સાથે હું જતીતી બીચારા ભલા માણસો ઉતા મોહરાબ! એ હોક ખુદા કરે ને બચી જાય! પહેલે દહાડે હું જ્યારે બોર્ડપર આવી ત્યારેજ મે તો તમોને જોઇ લીધા હતા તમારો નાનો દીકરો મારી પાસે દોડી આવ્યો હતો અને મે એને મારા હાથોમા પકડી રાખ્યોતો"

"ઓ, જો ફકત તેજ વખને હું જાણી શકયો હતે કે તે તુજ હતી! ઓ, આલા! મે તારે માટે કેટલી વખત વીચાર કીધોછ, તુને કેટલી યાદ કીધીછ, અને તુને જે રીતે દુખી કરી મે તુને હેરાન કરી તે માટે હું ઘણોજ પસ્તાયો છેઉ પણ મને કહે છોકરી, આપણા છુટા પડયા પછી તે શું કર્યું?"

"કાઇજ નહી" તેણીએ ઘણાજ ધીમા સાદે જવાબ કર્યો, "મારી ગેર ડહાપણ ભરી ભુલ માટે, મારા પાપ માટે, મારી નાદાની માટે, અને છેવટે મારા ભોલાપણા અને બેવકુફાઇ માટે પસ્તાવો કર્યા કીધો!"

"પણ તું અહી કેમ છે આલા?" તેણે ગભરાઇને એકદમ કહ્યું "તારે તો બધી બાનુઓ સાથે બોટમા ચાલી જવું હતું? ચાલ હજુબી આવ તુને——"

"નહી" તેણીએ કહયુ "હુ અહી રહી તમોને મદદ કરવાની છેઉ મરવા માટે મદદ કરવાની છેઉં!"

"આલા !—આલા ! !—"

"હા" તે સેવટ સુધી સાચી બહાદુર મીઠી પણ ગરીબ ભોળી અને કાચી છોકરીએ જવાબ કર્યો "હા સોહરાબ ! તમોને યાદ છે ? મે એકવાર કહ્યુ હતુ કે આપણે બને સાથેજ મરીશુ અને આપણે તેમજ કરશુ વહાલા સોરાબ, તમારા અને મારા જેવીએ દુન્યામાં જીવવુ નકામુ છે જેમ બને તેમ આપણા જેવા આદમીઓએ તો દુન્યાથી દુર થવુ જ બેહતર છે, તમારી બધરી ખરેખર ભલી છે, સોહરાબ ! પણ હુ જોઉ છ કે તેનેબી કાંઇ કમ દુખ ખમ્યુ નથી તેબી સુખી દેખાતી નથીજ"

એકજ સેકંડ પછી પાછો તેણીનો સાદ નીકળ્યો

"સોહરાબ તમે એકલા આ ગજાવર દરીઆનાં પાણીમા ધસડાઇ જાઓ તે ખ્યાલજ હુ ખમી શકી નહી. તેમજ એકબી બદગી વગર આ દુન્યામાથી તમે વાસો ઉઠાવી તમારા પેદા કરનાર સામે જાઓ એ ઠીક નહી એમ વિચારી હુ અહી તમારી પાસે થોબી ગઇ, હવે તો ખુદાજ આપણને મદદ કરે"

"ઓ આલા" તેણે રડમસ અવાજે પોકાર્યુ. "જો ફકત હુ તુને બચાવી શકતો હોઉ ! જો પાણી આપણી ઉપર આવેછ ! અને આખી દ્વીપમા આપણા બે સીવાય કોઇ

કાળુ કુતરૂબી જણાતુ નથી, કેપટનમી બીચારો અંદર ગીયો ! એકજ મોજુ વધારે અને આપણો અંત આવી જશે "

તેણીને મોહતની જરાબી ડર હતી નહી આસપાસનો દેખાવ ઘણોજ ભયંકર નજરે આવતો હતો, તેઓ ફકત આસમાન ઉપર, અને નીચે ભુરુ પાણી કે જેમા હવે તેઓ ઘસડાવા માડયા હતા, તેની વચ્ચે, ફકત ચંદ્રની રોશનીમા ઘણુંજ ડરામણુ દેખાવ વચ્ચે એકલા હતાં, છતા આલા જરાબી ડરી નહી ! પેલી તરફ સોહરાબે તેણીના બચાવ માટે ફોકટ આસપાસ નજર કરી !

"તમે મારે માટે ના એમ ગભરાટ કરો, વાહાલા સોહ-રાબ" તેણીએ કહયુ "ફકત ખુદા આપણુને હવે મદદ કરશે ઓ સોહરાબ—ચાલો, બહાદુરીથી આપણે સાથેજ મોહતને મળીએ લાવો મને તમારા હાથો આપો "

તેણીએ તે હાથો જોરથી પોતાના હાથમા ધયા અને એક પળ તે ઉપર પોતાનુ માથુ નમાવ્યુ

"હવે મારા વાહાલા સોરાબ, બંદગી કરો તમારી આગલી પાપી, નહારી જીદગી માટે ખુદા પાસે તોજેશ કરો માફ માગો અને બંદગી કરો. એમ કર્યા વગર તમારે મરવુ જોઇતુ નથી "

એક નાહાના બાળકની માફક તાબેદારીથી તેને એક સાદી ટુકી ખરા દીલના પસ્તાવાની બંદગી કરી લીધી તેનુ દીલ અને હોઠો ખરાં દુખથીજ ધરૂજતા હતા સત્રાગુ તે હવે એક આઇના પેરે ખુલ્લુ જોઇ શકતો હતો

"ઓ બાલા, જો ફકત હું મારી બધી નાદાની, જવાનીની ભુલો, અને તુને કરેલો ગેરઇન્સાફ હમણાં મરીને ધોઇ નાખી શકતો હોઉં તો એવા દશ મોહતે મરૂ" તેણે દુખથી કહયું "તું તે મને માફ કરેછ ખરૂની?"

"મે તો તમોને ઘણો વખત થયો માફ કીધાછ, સોહરાબ," તેણીએ નરમાશથી, હેતથી કહયું "જુઓ મોહત હવે છેકજ આપણી સામે ડોળા ઘુરકી રહયું છ!" અને હવે ગભરાટ નાચારી, અને નાતાકાતને સબબે તેણીનુ માથુ તેના ખભાં ઉપર પડી ગયુ

સોહરાબે આસપાસ જોઇ મદદની બુમ પાડી પણ ઓ—તેજ પળે એક બીજો જબરદસ્ત આંચકો તે બાકી રહેલી સ્ટીમરને ધરૂજાવી મુકયો અને તે લશ્કરી બચ્ચો તે બહાદુર હીમતવાન જોરાવર જોધ્ધો, જે લડાઇના મેદાનમા તોપ અને બોમ ગોળાઓથી વટીક નહી ડરેલો તે હાલ બાલાનો આવો કમનસીબ ફેજ જોઇ ખરાં દીલથી ધરૂજયો તેણે આસપાસ જોયુ, અને મોટેથી બુમ પાડી "જો આ બાનુને કોઇ બચાવશે તેને હુ દશ હઝાર રૂપીઆ ઇનામમા આપશ" પણ તેને જે જવાબ મલ્યો તે ઉછળતા દરીઆના અવાજ કરતાં પાણીના ડરામણા પડધાજ હતા

આખરે કાંઇજ નહી વળવાથી તે કોઇ ખાતર નહી પણ આ વ્હાલી છોકરી ખાતર જીવપર આવી ગયો હતો. તેણે તેણીને કમરમાથી મજબુત પકડી અને પછી ડેકની ડેક લગોલગ ગયો પછી "યા ખુદા" બોલી એકદમ પોતાના નાજુક બોજા સમેત લગભગ ૬૦ ફીટની ઉંચાઇએથી નીચે

ઉછાળા મારતા ફીણુ ફીણુ થતા તુફાની મોજાઓમાં નખાવી દીધુ

પડવા સમેત સોહરાબ તથા આલા દરીઆના પાણીમા ગરક થઇ ગયાં પણુ અડધી મીનીટમાં જ્યારે તેઓ ઉપર પાછા આવ્યા ત્યારે સોહરાબનો ઓસ્તવાર હાથ હજી આલાંની કમ્મર આસપાસ વીંટાળેલોજ હતો. તે એક અથગ તરનાર હતો

તેજ ઘડીએ કોઇ મજબુત હાથોએ આ જવાન જોડાને એક લાઇફ બોટમા ઉચકી લીધા

બેઉ જીવો એક ડરામણા મોહતમાથી જીવ સટોસટ બચી ગયાં હતાં ! પણુ બેઉ આ ઘડી બોટમા બીલકુલ બેહોશ થઇને મરણુતોલ પડેલાં હતાં !

વાંચનાર ! યાદ રાખ–યાદ રાખ ! સાચી મોહબત કદી આમ સેહેલાઇથી મરતી નથી તેની ઉપર પરવરદેગારના આશીષ હોય છે !

*    *    *

જ્યારે "એમપ્રેસ ઓફ્ બ્રીટની"ની ડુબી જવાની વાત જાહેર થઇ ત્યારે સર્વથી વધારે ઇતેજાર થનાર અને હર્ખથી ગાંડો બનનાર ડો૦ ફીરોઝ દાવર હતો બચી ગએલાંની લીપ માં જ્યારે તેણે આલાંનુ નામ જોયુ ત્યારે તેની શુકરગુજારી અને સાચ્ચાં જીગરની ખુશાલીનો પારજ રહયો નહી તેણે આલાંપર મુબારકબાદીનો અરજંટ તાર મોકલ્યો–અને તેમાં તેણીને હઝારો હઝાર દુવાઓ દીધી, ભલા પીલુબાઇની ઘણુંજ

ખુશી થયા સુંદર મીઠી–આલા તેમનેબી કાંઇ ખુદરતી રીતેજ ઘણી ગમી ગઇ હતી તેમજ જ્યારે મીસીસ ઓમ ઇરાની, અને ભલો સરદાર નોશીરવાન એ વાતથી વાકેફ થયો ત્યારે તેમનોબી સુખનો પાર નહી હતો

*　　*　　*

પોતાની બહેરેસ્તનશીન ધણીયાણીના મરણની દરેક ક્રીયા કરાવીને સોરાબ તો સ્ટીમરની ત્રાજીડી પછી ત્રણ મહીનામાજ અચાનુચ અમેરીકા જવા ઉપડી ગયો હતો મરનાર નરગેશનાં ઘરડા માતા હજી જીવતા હતા. પોતાની જવાન બેટીના મોહ તનો તેવણને ઘડપણમા સખ્ત ફટકો લાગ્યો પણ મન મોટુ કરી, તેના બચ્ચા કેકી અને નવાઝને સોરાબની ગેરહાજરીમાં સભાળવા ખાતર તેવણ ત્યાર પછીથી "બમનશાહ હોલ"મા આવી વસ્યા હતાં

'એમપ્રેસ ઓફ બ્રીટાની'ની ભયાનક ત્રેજીડીથી દેશ પ્રદેશને અજાયબી અને દલગીરીના આચકા લાગ્યા હતા છાપાછાપીનુ તો પુછવુજ શુ ? હજારો કાજગરા જીવો આ હોનારતને સબબે અકાળ મહોતે મુવા તેથી સારી ખલક માહેતમ પોશીમા ગોયા ગરક થઇ હતી

ડુબી ગયલા પાસીનજરોનુ લાંબુ ગમખાર લીસ્ટ બાહેર પડયુ ત્યારે હઝારો આખ્યો આંસુથી ધરેઘર ભીઝાઇ ગઇ હતી ડુબી ગયનાઓમા કમનસીબ દુમાશ કુટુંબ પણ હતુ.

બાનુ નરગેઝ સોરાબ બમનશાહને બચાવી લેવામા આવ્યાં હતા પણ તેવણ હોરપીટલમા જતાજ પોતાની નબળી દેહને સબબે ન્યુમોન્યાને ભોગ થઇ પડી એકજ દીવસની બેભાન માંદગી પછી ગુજર પામ્યા હતા

બચી ગયલાં ઉતારૂઓમાં કેપટન સોહરાબ બમનશાહ અને તેમનો બેટો કેખશરૂ તથા નાહની બેટી નવાઝ અને મીસ આલામાય આટના નામો પણ હતાં! લીસ્ટ માંહેલા બીજા સેકડો નામો સાથે આપણને કામ નથી

અને આલા?—આપણી ગરીબ નાની આલાં?—તેણે પોતાના છેલ્લા હેબતનાક અનુભવમાંથી જરા રતી પણ તટાર થતાંજ પાધરી મધરાસ પોતાના મુરબ્બી તોલના માનવત બેરબાહ ડા૦ ફીરોઝ દાવરની આરપીટલમાં એક નર્સ તરીકે પોતાનુ પવીત્ર મીશન બજાવવા ગઇ હતી અને—!!



## પ્રકરણ ૫૪ મુ.

—०—

## શાંતી! શાંતી!!—સુખી સેવટ.

તે સીંહા બનાવને બરાબર હડી વરસ આજે વીતી ગયા છે! એક ડરામણા જાલમ સીતમગાર ખ્વાબની માફક સ્ટીમર "એમપ્રેસ ઓફ બ્રીટનીની ત્રાસ દાયક ત્રેજેડી હળવે હળવે લોકોના મનપરથી ભુસરાવા લાગી છે!

આજે છેલ્લા હડી વરસો થયાં ડા૦ ફીરોઝ દાવરની આસ્પીટલની વડી પેત્રન તરીકે આલા પોતાની એકાંત જીંદગી ગુજારતી રહેલી છે ડા૦ દાવરે તેણીનાં વડીલ ભાઇનીજ જગ્યા રાખી છે આ પ્યારી પોતાની બહેનની સગતમા તેનો જીવ નચીંત છે આલાના ખુબસુરત ચેહરા ઉપર પાછી નુરાની આવી છે તેણી પોતાનુ જીગર ખોલીને તમામ પોતાની આગલી પાછલી હકીકત-કેપટન સોહરાબ વીશેની તમામ કાહણી-આ ભલા વાહલા ફીરોઝભાઇના દીલમોજ કાનોમા રેડી ચુકી છે

* * *

તે એક ખરેજ ઠડકવાળી ખુશનુમા સાજ હતી! ડા૦ દાવર કામસર મુબઇ ગયલો હતો હોસ્પીટલના કમપાઉન્ડની નાની 'ફ્રનરી'મા આજે આલા એખલી બેડી બેડી પોતાના એલાર્પેલ્લાર તરગોમા મશગુલ હતી કાઇ અજબ જોશ સાથે આજે તેણીના વીચારો એક ચોકકસ દીશાએજ દોડયા કરતા

હતા તે ખ્યાલો ખખેરી નાખવા તેણીએ નકામી કસદ કર્યો—પણ ફોકટ!

સોહરાબ! સોહરાબ! એ તે વાહાલાની યાદ આજે કાંઇ નહી સમજ પડે એવી ચીવટાઇથી તેણીનાં મગજે ધાઇ આવ્યા કરતી રહી હતી! તે કયા હશે? શું કરતો હશે? કેમ હશે? તે તેણીને જુદાઇએ જરા યાદથી કરતો હશે કે નહીં?"

પણ બાહેરથી તેટલા કોઇનાં પગલા તેણી તરફ આવતા સંભળાયાં તે દેખાઇતા કોઇ પુરૂશનાજ પગલા હતા ડૉ૦ ફીરોઝજ પાછો મુંબઇથી ફરેલો હોવો જોઇએ આ વ્હાલા ભાઇને પાછી મળવાની ખુશાલીમા તેણીથી જરા હસાઇ જવાયું પણ—ઓ ખુદા!!

બીજીજ મીનીટે એક જબરી બુમ સમેત આલા છલાંગ મારીને ઉઠી!—એક હેન્ડસમ ઉંચો જવાન હળવેથી ફરનરી અંદર ચાલી આવી હસ્તે મહોડે તેણીની સામે ઉભો હતો!

"સોહરાબ!"

હા! તે કેપટન સોહરાબ બહમનશા હતો! તે ધણી સાબુત કદમે આગળ આવ્યો અને આલાના બે ધરૂજતા ઠંડા બરફ સરખા હાથો પોતાના હાથમા લીધા—

"આલા! મારી પોતાની આલા! તુને હું 'બમનશાહ હાલ'મા લઇ જવા આયોછ. મારો કેદી તુને—બોલાવ બોલાવ

કરેછ! તેની મમ્મા તરીકે તુને મારી સાથે લઇ જવાને સારૂ મે ડૉ૦ દાવરની રજા મેળવીછ! તુ માહારી સાથે આવશે? મને માફ કરશે?"

આલાથી ગડ–ગડ–ગડ રડી પડાયુ સોરાબનો અવાજ ધ્રુજતો હતો. આલાના હેડા હાથો પકડેલા તેના ખરડી પંજા ઓબી થરથર ધ્રુજતા હતા—તેજ પંજાઓ કે જે જોરેમંદ બંદુકો પકડતા કદીબી ધ્રુજયા હતા નહીં!

"મારી મીઠી આલા!" તેણે દબાયલા સાદે પાછુ કહયુ, "બોલ મને જવાબ દે"

"આલા! ગઇ ગુજરી બસ માફ કર! કલકતે જતાજ આપણે નવેસરથી આશીરવાદ સરાવી ખુદાની નજરમા ખરે-ખરજ હકદાર ધણી ધણીઆણી થઇશુ. તારા વગર મારેથી હવે જીવી શકાતુ નથી મારી આલાં, બસ મને કઇ જવાબ આપવાની જરૂર નથી. હુ તારા દીલની લાગણી સમજુછ ચાલ––અંદર ચાલ! ભલા ડૉ૦ ફીરોઝ આપણી ત્યાં વાર જુવેછ! એવણુને બધુ ખબર છે—ખરેખર એ ખરેજ ભલો માણુસ છે આલા"

અને તેઓ ત્યાર પછી ભલા ડૉ૦ દાવરનાં કનસલ્ટીંગ રૂમ તરફ ગયા

* * *

બીજુ એક વરસ ગબડી ગયુ છે !

ખલાસ !–શાંતી ! શાંતી !! કેપટન સોહરાબ બમનશાહ અને તેની મોહરદાર આલા આજે પોતાના રોશન ચેરાગ બેટા કેકી નાહાની નવાઝ અને નાહાની ત્રણ મહીનાની ગુલાબની કળી જેવી સુદર બેટી શેહરા સાથે સુખી છે

તેઓ સુખી હતા ! વાચનાર ખુદાને ધરથી સધાયલુ આ જોડુ જાણે એકમેક માટેજ પેદા થયુ હતુ, તો પછી કોણુની મકદુર કે તેમને વીખુટાં પાડી શકે ? પોતાના બાળકો સાથે હવે પરમ સુખ સતોસમા તેઓ જીવતા હતાં

પણ એક બનાવ અહી લખવા માહારે ચુકવુ જોઇએ નહી પેલો ભલો સરદાર નોશીરવાન જેને ઇટલીમા આલાને બચાવાનુ પુન કર્યુ હતુ, તેનાજ જેવી એક ભલી સાચ્ચી ડાહી અને સુદર છોકરી મેળવી પરણી તેની નેકી અને ભલાઇ પ્રમાણે તે સુખીજ થયો તેનો પેલો સદાનો સાથી અને સગો જમશેદ તો હજી પણ તેની સાથેજ વસે છે અને સરદાર નોશીરવાન દીવેચાને દુન્યામા સર્વેથી સારો માણુસ ગણે છે

હવે કહેવાનુ કાઇ બાકી નથી આ વાતોમા ભાગ લેનારા દરેક પાત્રોએ પોતપોતાનો ભાગ ભજવ્યો છે પરવર-દેગાર ! કોઇ ઉપરબો ગમે એવુ દુખ અને સકટ પડે તો

પણ હમેશા સાચી મોહબત ઉપર તો તમારા એવાજ આશીશ ઉતારજો !

જો મારી આ મોટી વારતાથી વાચક વર્ગને સેહજબી મજાહ કે ચાનક આપી શકી હોઇશ, તો તેથી મારી મહેન-તનો પુરેપુરો બદલો વળી રહેલો સમજીશ —ખુદા હાફેઝ

લા૦ દુવાગીર બહેન,

શીરીણી એરચશા વકીલ.

(અમદાવાદ)

